# પ્રકાશકના બે બોલ

જેમણે અમારા જીવનમાં અનવરતપણે પુણ્ય સંસ્કારો રેડયા છે અને જેની શુભાશિષો અમારા જીવનને છાયી રહી છે એવાં મારાં પૂજ્ય માતુશ્રી ગં. સ્વ. સુભદ્રાબહેનની આટલે દૂરથી પણ આ કાવ્યગ્રન્થ પ્રકટ કરીને યત્કિંચિત્ સેવા મારાથી થાય છે તેને સારૂ હું મને ધન્ય માનું છું: અને એ રીતે મારા પૂજ્ય વડીલ ભાઈ વિનુભાઈને અનુસરતાં મને આનંદ થાય છે. પૂજ્ય માતુ.શ્રીની પ્હેલી "અંજલિ" સને ૧૯૪૨માં બહાર પડી હતી અને આ "અંજલિ બીજી" હવે ઇશ્વરકૃપાથી પ્રગટ થાય છે. આ બીજા કાવ્યગ્રન્થનું સંપાદન પણ મારા પૂજ્ય મુરબ્બી મામાએ કર્યું છે તેને સારૂ તેમનો આભાર માનુ છું. મારાં દાદીમા (માતામહી) જસમાનો કવિત્વનો વારસો અને ભક્તિભાવની પરંપરાની આ પ્રસાદી મારાં પૂજન માતુઃશ્રી દ્વારા ગુજરાતને ચરણે ધરતાં મને અપૂર્વ આનંદ થાય છે એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. મારા પૂજ્ય પિતાશ્રીની નાનકડી નવલકથા "અપહૃત કુમુદ"નું સ્મરણ પણ અહીં અસ્થાને નથી. હું આશા રાખું છું કે મારાં માતુઃશ્રીના પુણ્ય ભક્તિમય જીવનની આ પ્રસાદી ગુજરાતી સાહિત્યમાં ચોગ્ય સ્થાન લેશે, ને તેને પુણ્ય ભાવનાઓથી સમૃદ્ધ કરશે.

દારેસલામ<br>આફ્રિકા }

જ્યોતિષ્ચન્દ્ર પ્રહ્લાદજી શુ

★

# પ્રસ્તાવના

ચિ. સુભદ્રા બહેનનો પ્હેલો કાવ્યસંગ્રહ "અંજલિ" નામથી આશરે બાર વર્ષ ઉપર સને ૧૯૪૨માં બહાર પડ્યો હતો. હવે ઈશ્વરકૃપાથી એમનો બીજો કાવ્યસંગ્રહ "અંજલિ બીજી" એ નામથી પ્રકટ થાય છે. આ સમય દરમિયાન એમનાં કાવ્યોને ને કવિ તરીકે એમને સારો આદર મળ્યો છે; અને આ સંગ્રહ સાથે એમનો કાવ્ય-સમૂહ પણ ગુજરાતી કવિતા–સાહિત્યમાં ઠીકઠીક અભિવૃદ્ધિ કરે છે. આ આશરે પાંચસો કાવ્યો અંતરૂર્મિમાંથી પ્રકટેલાં, પ્રસાદમય શૈલીમાં રચાયેલાં, સાત્વિક ભાવોનાં પ્રેરક અને પ્રાચીન પદ્ધતિનાં ઉછળ્હેલાં ઉદાહરણો જેવાં હોવાથી તેની કાંઇક વિશિષ્ટતા વિવેકી વાંચક જોઈ શકશે.

પહેલી "અંજલિ"ની પ્રસ્તાવનામાં મેં આ બહેનનાં કાવ્યોને થોડી ઘણી અંજલિઓ આપી છે એટલે એનું પુનરાવર્તન કરવાની જરૂર નથી. માત્ર એનાં વસ્તુ, વાગ્વિધાન અને વાતાવરણ વિષે બે ચાર વસ્તુઓ વધારે ધ્યાન ખેંચનારી લાગી તેની નોંધ કરૂં છું. આ કાવ્યોમાં પણ જૂના કવિઓની પેઠે અનેક વાર એના એ ભાવો —પ્રભુ પ્રત્યે ઉભરાઈ જતો પ્રેમ, પ્રભુનો આભાર, પોતાની નિર્બળતા, પ્રભુ પ્રત્યે દાવો કરતી આજીજી—આ ભાવોનું પુનરાવર્તન આવ્યા કરે છે. કેમકે એ ભાવોની તીવ્રતાનાં પૂર હૃદયમાં વહી રહ્યાં છે. યુરોપીય સાહિત્યમાં પણ પ્રખ્યાત ઉપદેશ–સાહિત્યી જોન બનિયન આ ભાવોના ઉદાહરણ રૂપ છે. પ્રભુનો અનન્ય ભક્ત જેમ પોતાની ત્રુટીઓ જ જુવે અને પ્રભુની અપાર કરૂણા જ જુવે એમ એ, "દોષોના ભરેલાને એની અનહદ કૃપા" એ નામ જ એના ગ્રન્થને આપે છે. આપણે સૌ આર્યો પણ પ્રભુના નામના પુનરાવર્તનની માળા ફેરવવામાં જરાયે નાનમ નથી માનતા. કેમકે આ અસાર

સંસારમાં આજે સાયેન્સ અને સ્વાર્થના જમાનામાં પણ એજ આપણામાંના ઘણાને સાર રૂપ લાગવા માંડ્યુ છે. યુવાનો અને યુવતીઓને પણ આ સમુદાયમાંથી હું બાદ કરતો નથી.

ચિ. બ્હેન સુભદ્રાનાં કાવ્યોમાં પ્રાસાનુપ્રાસની વિશેષતા જોવામાં આવશે. કેટલેક તો આખાને આખાં કાવ્યોમાં સમાન અનુપ્રાસોની લ્હાણી જ ચાલી આવે છે. વળી આપણી ચાલુ બોલાતી ઊંચ વર્ણોની ભાષામાં એકવચનને સ્થાને બહુવચન લાડકોડમાં વપરાય છે તે પણ આ કાવ્યોમાં પુષ્કળ દૃષ્ટિએ પડે છે અને લગભગ અનુપ્રાસોની પેઠે એમની શૈલિની વિશિષ્ટતા જેવુ થઈ પડ્યુ છે. બીજી એમની એક વિશિષ્ટતા એ છે કે એમાં, પ્રભુનિષ્ઠામાં એટલું બધુ તરબોળ થયેલુ માનસ દેખાય છે કે સાંસારિક કોઇ બાબતો ખોળ્યે પણ એમાં મળવી મુશ્કેલ થઈ પડે છે. એટલે "સંસાર-રસ" અને "સાર-રસ" એ બેના ભક્તોમાં પ્હેલાના ઉપાસકો કરતા બીજાના ઉપાસકોને આ આ કાવ્યો વધારે પ્રિય અને રૂચિ કર થઇ પડશે એ સ્વાભાવિક છે. પણ ભારતભૂમિનો પુણ્ય મહિમા એ છે કે બન્ને પ્રકારના ઉપાસકો જાણ્યે અજાણ્યે પણ સ્વભાવસિદ્ધ ભૂમિકાથી સારને ઉપાસવાજ આકર્ષાય છે. હજી સુધી તો રેડીઓમાં પણ ભજનો લોકપ્રિય ગણાય છે આવાં કાવ્યોનો વધારે રસાસ્વાદ લેવા પ્હેલી "અંજલિ"ની પ્રસ્તાવના અભ્યાસી વાચકને સવિશેષ ઉપયોગી થશે.

આ કાવ્ય-સગ્રહમાં ઊર્મિકાવ્યો સ્વાભાવિક રીતે જ વધારે રસપૂર્ણ અને આકર્ષક છે. પ્રકીર્ણ કાવ્યોમાં પ્રભાતિયાં પણ નવી જ ભાત પાડે છે. બ્હેન સુભદ્રાની શૈલિનો એક મુખ્ય ગુણ વિનોદ છે. પ્રભુ જોડે પણ એ રમુજી વાર્તાલાપ કરે છે. પ્રથમ "અંજલિ" કરતાં આ બીજી અંજલિમાં વૈવિધ્ય કાંઇક ઓછું છે પણ પ્રવાહનો ઘોષ તીવ્ર છે. કોઈ પણ વિશિષ્ટ સાહિત્યકારની સાહિત્ય સમૃદ્ધિનું

અવલોકન કરતાં ત્રણ વસ્તુઓનું નિરીક્ષણ કરવાનું હોય છે. એણે શું શું કર્યું, એણે શું શું કહ્યું અને એણે શું શું ઈચ્છયું? એટલે માનવનાં વર્તન, વિચાર અને વાંછનાની સમાલોચના વડે તેની સાહિત્ય સમૃદ્ધિનું તાત્ત્વિક મૂલ્યાંકન થાય છે અને તેના ગ્રન્થોને ઉકેલવાની નવી કૂંચી હાથ આવે છે. આ સંગ્રહોમાં વાચકને શાન્ત રસનો અનુભવ શૃંગાર, વાત્સલ્ય, અને હાસ્યાદિ સહચારી રસો સાથે થશે. પણ રસાનુભવ એ માનસિક સાહચર્ય તો માગશે જ, અને તે પછી તે સહસંગીત પણ સાધી શકશે.

અમારાં પૂ. ગં. સ્વ. માતુઃશ્રી ગયા વર્ષના શ્રાવણ શુક્લ ત્રયોદશીએ પ્રભુના ધામમાં પધાર્યાં પછી ચિ. સુભદ્રાબ્હેનના આ કાર્યનો હસ્તો મને પણ કાર્યવ્યાપૃત રાખવામાં ઉપકારક થયો છે. અને આ બીજો સંગ્રહ છપાવવામાં ચિ. ભાઈ જ્યોતિનો ઉત્સાહ વળી વધારે સહાયકર નીવડ્યો છે. પૂજ્ય માતુઃશ્રીની પુણ્ય સ્મૃતિમાં તેમની દૃઢપ્રભાની છબી આ ગ્રન્થમાં મૂકી છે. ચિ. સુભદ્રા બહેનનું "ગુજરાતનાં સ્ત્રીરત્નો"માં પ્રકાશિત થયેલું સંક્ષિપ્ત જીવન એમના પોતાના 'સત્યાગ્રહ'ને લીધે આ સંગ્રહમાં છપાયું નથી.

આ સંગ્રહમાંનાં કોઈ કોઈ કાવ્યો સામાયિક પત્રોમાં છપાયાં છે, પણ મોટો ભાગ કેવળ પ્રથમ જ પ્રકટ થાય છે. આ ગ્રન્થમાં જોડણી ચાલુ ને સાદી જ રાખી છે. તથાપિ જ્યાં જ્યાં સરતચૂકને લીધે ભૂલ રહી ગઈ હોય ત્યાં ઉદાર વાચક પોતાની મેળે તેનું માર્જન કરી લેશે, એમ આશા છે.

તા. ૨-૯-૫૪
ઋષિ પંચમી, વિ. સં. ૧૯૧૦
અમદાવાદ.

જયેન્દ્રરાય દૂરકાળ



# અનુક્રમણિકા

પૂજ્ય ગં. સ્વ. માતુઃશ્રી જસબા દૂરકાળ



જન્મ : વિ. ૧૯૨૭ ભા. શુ. ૮ વૈકુંઠવાસ વિ. ૨૦૦૯ આ. શુ. ૧૩

→ ની પુણ્યસ્મૃતિમાં ←

# અંજલિ બીજી

## સ્તુતિ-કાવ્યો



नाऽन्यः पंथा विद्यते ऽयनाय ।

—श्रुति

c

અયનને સારૂ બીજો કોઈ માર્ગ નથી.

—ઉપનિષદ

रमन्ते योगिनोऽनन्ते नित्यानन्दे चिदात्मनि ।
इति राम पदेनासौ परं ब्रह्माभिधीयते ॥

યોગીઓ અનન્ત, નિત્યાનંદ, ચિદાત્મામાં રમે છે એટલે પર બ્રહ્મને રામ શબ્દથી ગવાય છે.

चिन्मयस्याद्वितीयस्य निष्कलस्याशरीरिणः ।
उपासकानां कार्यार्थं ब्रह्मणो रूपकल्पना ॥

ચિન્મય, અદ્વિતીય, નિષ્કલ અને અશરીરી એવા બ્રહ્મની ભક્તોના ઉપાસનાકાર્યને સારૂ રૂપકલ્પના કરાય છે.

नमो वेदादिरूपाय ओंकाराय नमो नमः ।
रमाधराय रामाय श्रीरामायात्ममूर्तये ॥

વેદના આદિરૂપ ૐકાર રમાપતિ શ્રીરામ આત્મસ્વરૂપ ભગવાનને પુન પુન નમસ્કાર હો.

—उपनिषद्

# અંજલિ બીજી

## સ્તુતિ - કાવ્યો

यतोऽनन्तशक्तेरनन्ताश्च जीवा यतो निर्गुणादप्रमेया गुणास्ते ।
यतो भातिसर्वं त्रिधा भेदभिन्नं सदा तं गणेशं नमामो भजामः ॥

### મંગળમય

જેના મંગળ નામને મુનિજનો, નિત્યે રટે પ્રેમથી,
જેના મંગળ રૂપને ઋષિજનો, ધ્યાને ધરે નેમથી. ૧
જેના મંગળ કર્મને મન સ્મરી, સંતો રહે ક્ષેમથી,
એ પ્રભુ મંગળ રૂપ તે અમ ઉરે, રહેજો સદા રહેમથી. ૨
જેણે આ રચી સૃષ્ટિને મહીં વળી, પ્રેમે પ્રવેશો કર્યા,
સાક્ષી જે સ્થુળ સૂક્ષ્મના બની રહ્યા, એ શું ય ભેદો ભર્યા. ૩
જે આપે સુખ રૂપ છે જન મહીં, માટે જીવો એ ચહે,
માયા જાળ વિશાળ આ જીવ પડયો, તે એહને ક્યાં લહે. ૪
ખોટાં જે સુખ ભોગનાં મન ધરી, એ વ્યર્થ ઝંખ્યા કરે,
સાચાં સુખ જડે ન એહ, પ્રભુ, તું ઉગાર તો ઉગરે. ૫
તેં તો માત્ર લીલા કરી દૂર રહી, પણ જીવ તે ના લહે,
શું છાજે પ્રભુ આવડી કઠિનતા, જે દુઃખ જીવો વહે. ૬
ના ના, શો દઉં દોષ, તમ મહીં એ ભેદ તો છે નહીં,
આપે આપ રમાડીને રમી રહ્યા, કહો કોણ ભોગે સહી ૭
તારી દ્રષ્ટિ લીલાતણી પ્રભુ મને, તું લેશ તો આપજે,
તું છે અમૃત દ્રષ્ટિમાં અમીભર્યો, મારે ઉરે વ્યાપજે. ૮



## ક્યમ કરી સ્તવનો કરીએ !

હરિ ક્યમ કરી સ્તવનો કરીએ તારાં, હરિ ક્યમ કરી.
અધુરાં અમ જ્ઞાન ઉચરીએ, તારાં હરિ૦ ટેક. ૧
પુણ્ય કીર્તિ તું પરાપાર પ્રભુ, પવિત્ર વાણી અમ કરીએ,
મન માયાથી અગમ્ય ઈશ્વર, ક્યમ કરી લક્ષે લઈએ. ૨
એ ઈશ્વર અપરોક્ષ થવા પ્રભુ કહો કહો શું શું કરીએ,
સંત મહંતો જે દરસાવે, એ મારગ અનુસરીએ. ૩
કળિએ કેવળ કીર્તન કરતાં, પ્રભુ પોતાના કરીએ,
સુર મુનિ સરસ્વતી સ્તવી રહ્યાં છે, તોયે આશા ધરીએ. ૪
અમ શક્તિની આશ નહીં એ, આપ અનુગ્રહ સ્મરીએ,
બિરદ તમારાં સ્મરતાં શામળ, છેક નિરાશ ન થઈએ. ૫
વનમાળીને વશ કરવા બસ, એક પુષ્પ આ ધરીએ,
પ્રેમ પુષ્પ પ્રભુ પ્રિય છે તમને, ગ્રહી અનુગ્રહ ધરીએ. ૬
તું વનમાળી તું ફુલ ડાળી, એ એ નિરખી રહીએ,
નિરપેક્ષ પ્રભુ નિર્ગુણ તુજને, શું ધરીએ શું કરીએ. ૭
પ્રગટ થાવ છો પ્રેમ વડે પ્રભુ, પ્રેમે પ્રસન્ન કરીએ,
પ્રગટ પ્રેમ જોનારા પિંડે, ત્યાં સ્તવનો શાં કરીએ. ૮



## પ્રભુ-સ્તુતિ

પ્રભુ પાદપંકજ પ્રણમીએ, અલ્પજ્ઞ બીજું શું કરે:
તમ સ્તવનની ઈચ્છા કરે, એ આભ ઉંડળમાં ભરે। ૧
પ્રભુ નિગમ તો નેતિ કહે, તો ક્યમ કરી સ્તવનો કરું,
વાણી સગુણ પણ એ વર્ણવે, એ સ્વરૂપ હૃદ ઉરમાં સ્મરું. ૨
વિભુ વિશ્વમાં વ્યાપક વસી, આનંદ અંશો પાથર્યા,
સુખ ભોગ જે જીવ અનુભવે, ત્યાં આપ આનંદે સર્યા. ૩

વળી દુ:ખ વિષે તમને સ્મરી, ઉર ભાર એ હલકા કરે,
સુખ દુ:ખ તણી અવધિ કરી, પરિપૂર્ણ ઉપકારો ખરે. ૪
જીવ કાજ જન્મોને ધરી, અનુગ્રહ કર્યાં અવિનાશ જે,
અહો કૃપાઓ એ કેટલી, ન કરી શકાતી પ્રકાશ એ. ૫
વળી સબળ સાધન સોંપીયાં, જેહના જે અધિકાર તે,
તમ ભક્ત સાવ સ્વતંત્ર છે, કલ્યાણના અવતાર એ. ૬
કદીં સંત રૂપે શાસ્ત્ર રૂપે, પ્રભુ પ્રગટ આ જગમહીં
પરિચ્છિન્ન પારાવાર તું, એ ગુણ ન આવે ઉરમહીં ૭
પ્રભુ પ્રગટ માયામાં રમો, આશ્ચર્ય એ તો અવનવું,
પરિછિન્ન પૂરણ પેખતાં, અનુસ્યૂત અનુભવીને હવું. ૮
જગ જીવ એ નવ ઓળખે કે આપ આપે રૂપ છો,
એ ભ્રાન્તિને નવ ભાગતા, એ ભાવના શું ભૂપ છો ! ૯
એ અકળ અદ્દભુત આપનાં, પ્રભુ કળ્યામાં આવે નહીં,
એ મથનનાં શાં કામ છે, છો પ્રગટ પ્રેમીને સહી. ૧૦
આ અવિદ્યાના પાર ના, જીવ કેમ એ જાશે તરી,
પ્રભુ ચરણ સાધન આપિયું, અતીવ અનુકંપા ધરી. ૧૧
ઉપકાર એ અમ ઉપરે, પરિપૂર્ણ પ્રેમે છે કર્યા,
જાણ્યા જીવન જે જે જીવે, એ પૃથ્વી પાછા ના ફર્યા. ૧૨



## વિભુની સ્તુતિ

પ્રભુ અનાદિ અવિભક્ત આપ, અચિન્ત્યને અવ્યય છો અમાપ,
અનંત વિશ્વો વપુએ રમે છે, વિલાસ જેના તમને ગમે છે. ૧
વિધિ સદા વિશ્વ સન્યા કરે છે, પ્રજાપતિ સર્જનને વહે છે,
વિષ્ણુ રૂપે વ્યાપક વિશ્વ હો છો, સ્થિતિતણા ભાર વિભુ વહો છો. ૨
સંહાર કાજે શિવ રૂપ ધાર્યાં, અનંત પ્રાણી સ્વરૂપે સ્વીકાર્યાં,
ઇંદ્રાદિ દેવો અનુજ્ઞા લહે છે, કૃપા પ્રસાદે જ કૃતજ્ઞ રહે છે ૩

રવિ શશી વિશ્વ પ્રકાશ આપે, અમાપ પંથો અનુદિન કાપે
વાયુ વસુધા વળી વહ્નિ રૂપે, આકાશ અપ્ રૂપ તમે અરૂપે. ૪
ચરાચરે અન્વય રૂપ આપ, જીવો તણા આપ અનાદિ બાપ,
પ્રભુ તમારી અકલિત લીલા, જાણ્યા વિના જીવ રહે જ ઢીલા ૫

તથાપિ એ અંતર આપ હો છો, આનંદ આપી જ અભંગ રહો છો,
આનંદ અંશી સુખમગ્ન પ્રાણી, વૃથા દુઃખી છું વદતા જ વાણી, ૬
આત્મા વિષે દુઃખ ન લેશ દીસે, એ કારણે જીવ જગે જ હીસે.
સુખે દુઃખે મિષ્ટ રસો મૂક્યા શું આસ્વાદ માટે જીવ ત્યાં ઝુક્યા શું? ૭

વિચિત્ર માયા વિભુ વિશ્વ વ્યાપી, ઉકેલવા ગુહ્ય ગતિ ન આપી
આ ઈંદ્રજાળે સુખ દુઃખ શાનાં, સંસાર નાટ્યો સહુ છે જ માનાં ૮
અલિપ્ત રહીને જીવ જો જુવે તો, ભ્રાન્તિ મહીં ભાન નહીં ખુવે તો,
તથાપિ માયા નવ જાય જાણી, અજ્ઞાનના આવરણે જ પ્રાણી ૯

એ ભેદ લ્હેવા જગ સૌ ભમે છે, સંતો કંઈ જાણી લળી નમે છે
અનન્ય પ્રેમે તમને સ્મરીને, સસ્નેહ રહેતા સ્વરૂપે વરીને ૧૦
અપરોક્ષ, યોગે, તમને કરીને, દુઃસાધ્ય માયા જ જતા તરીને.
ભક્તિ કરી ભક્ત કંઈ તર્યાં રે, ભવાબ્ધિ પાછા નથી એ ફર્યાં રે ૧૧

ભક્તિ ભવે અમૃત રે ભર્યાં છે, જ્ઞાનીજને જે નિજનાં કર્યાં છે
અનુગ્રહો એય સર્વે તમારા, જાણે જીવો બાળક શું બિચારા ૧૨
તમે કૃપા દૃષ્ટિ કરો જ જેને, સદા નિજાનંદ રહે જ તેને.
અથી સહુ સંશયની તૂટે રે, અજ્ઞાનની ગાંઠ બધી છૂટે રે ૧૩

અખંડ આનંદ મહીં રમે એ, અંતે તરંગો સરિતે સમે એ
પ્રસાદીઓ એ શરણે મળે છે, જે પૂર્ણ પ્રેમે તમમાં ગળે છે ૧૪
માયાવી મોહો મૂળગા તજાતાં, અનન્ય પ્રેમે તમને ભજાતાં
સંસાર તાપો સર્વે સમે છે, પ્રેમી ઉરે એક પ્રભુ રમે છે ૧૫
એ આત્મ રૂપો મૂળમાં હતાં જે, માયા વડે જીવ રૂપે થતાં તે
તે આત્મ રૂપે જીવ આપ થાતો, જુદો હતો ક્યાં શિવ જીવ નાતો. ૧૬

એ જ્ઞાન આવે પ્રભુને પ્રસાદે, જ્યારે પોકારે જીવ આર્ત નાદે
તેવે સમે હાથ ગ્રહી તરાવો, આત્મા તણાં જ્ઞાન ઉરે કરાવો ૧૭
વિવેક આપી સદસદ્ જણાવો, ગુરૂ થઈ જ્ઞાન તમે ભણાવો.
અહો કૃપા કેમ જ જાય માપી, જીવો કદાપિ 'જીવ' દે જ આપી. ૧૮



## ગણેશ-સ્તવન

ગણપતિનાં પૂજન કરી સહુ મંગળોને આદરે,
મહેશનો આદેશ એ, હું પૂજું એને સાદરે. ૧
જેસાથ સિદ્ધિ બુદ્ધિ રહે, કહો કોણ પૂજા ના કરે,
જેને સેવતાં વૈભવ વધે ને પરમ ધર્મો પાંગરે. ૨
સાક્ષાત્ શિવના બાળ જે, કહો કેમ મંગળ ના કરે,
કલ્યાણ કરવા જીવનું, શિવ-પુત્ર માટે પરવરે. ૩
ગૌરી ઉછંગે ખેલતાં, અમૃત ઝીલે જગમાતનું,
તન વદન સિંદુર શોભતાં સુખ શું કહું એ વાતનું. ૪
જેણે માત આજ્ઞા કારણે, નિજ શીરે છેદાવા દીધાં,
અમૃત પીધાં'તાં માતનાં, તે અમર ને અદ્દભુત કીધાં. ૫
લક્ષ લાભ સમ બાળકો, જે પિતાથી ન્યારા નહિ,
પરિગ્રહનો પરિવાર એ, શિવશક્તિશું પૂજું સહિ. ૬



## વિશ્વ-વંદન

વંદું વિનાયક દેવને, સિદ્ધિ બુદ્ધિ નાથ
આદ્ય પૂજન જેનાં થતાં, લક્ષ લાભ જે સાથ, ૧
વંદું બ્રહ્મા વિષ્ણુને, સદા સામ્ય સુખ રૂપ,
વંદું માતા શારદા, આપે જેહ અનૂપ. ૨
વંદું વિશ્વ વિશ્વેશને, વંદું વિશ્વ સમસ્ત,
વંદું આત્મ રૂપે રહી, જે ઝાલે જીવહસ્ત. ૩

વંદું અંબા ઈશ્વરી, જે જગનાં આધિષ્ઠાન,
વંદું મા વાગીશ્વરી, જે આપે ઉર જ્ઞાન. ૪
વંદું સવિતા સૂર્યને, પ્રત્યક્ષ દે દર્શન,
જે જગને જ્યોતિ ભરી, આપે નવ જીવન. ૫
વંદું માયા માતને, જેના આ સહુ છંદ,
એ મા જો ના હોત તો, શેના આ આનંદ. ૬
મૂક કરે વાચાળ જે, પંગુ ચડાવે પ્હાડ,
એ શક્તિ અદ્દ્ભુતને, નમીએ ગાળી હાડ. ૭
વંદન રકુવીરને કરૂં, અંતે જેનાં કામ,
જીવ દેહથી જૂદો થતાં, સંગે એક જ રામ. ૮
વંદન નંદન નંદનાં, કરે જે અંતર જ્યોત,
અંધારનિ આવરે, ઉરનાં એ ખદ્યોત. ૯
વંદું જ્યોતિ એક જે, અંતર બ્હાર પ્રકાશ,
વંદું વ્યાપક આપ એ, અખંડ જે અવિનાશ. ૧૦
વંદન કરિયે જીવને, જે વંદન અદ્દ્ભુત,
જેણે જણ્યાં રૂપ આ, થઈને પૂત સપૂત. ૧૧
વંદું સંત સમસ્તને, જેહ કરે ભવપાર,
ઈશ્વર જેને આપતા, આપ સમા અધિકાર. ૧૨
વંદું શાસ્ત્ર સમસ્તને, જે આપે અપવર્ગ,
અમૃત ભરિયાં જે મહીં, જોતાં સર્ગે સર્ગ. ૧૩
વંદું શાસ્ત્રો સરજતા, ઈશ્વરના અવતાર,
અવનિએ જે અવતર્યા, આપે તારણહાર. ૧૪
વંદું પ્રભુના નામને, જે આપે ઉર ધ્યાન,
વંદું પ્રભુના ધામને, જે હરિક્રીડા સ્થાન. ૧૫
વંદું સાધન સર્વને, જેહ ચડાવે રાહ,
અંતરથી જો થાય તો, જાય દેહના દાહ. ૧૬

વંદું મંદિર મૂર્ત જે, આપ રહે અખિલેશ,
જેના વંદન માત્રથી જાય જીવોના કલેશ. ૧૭
વંદે કોને કોણ એ, નવ જાણું હું નાથ,
વંદન કરવા વિશ્વનાં, કયમ કરિયે બે હાથ! ૧૮
વંદું વંદન જે ઝીલે, અંતર રહો અખિલેશ,
વંદન હો અકુરસમાં, જે રીઝવે હૃષિકેશ. ૧૯



## વંદું મા વાગીશ્વરી

કરૂં વંદન વાગીશ્વરી, અર્ચન સ્તવને આપ,
વિમળ વાણી મા શારદા, તુંથી તું આલાપ. ૧
શબ્દબ્રહ્મ મા સૃષ્ટિમાં, પૂરી રહ્યાં છો વાસ,
અણુ અણુએ મા આપ છો વિજ્ઞાને ચોપાસ. ૨
સકળ સૃષ્ટિ મા તું વડે, તુજ વિણ જગ જડરૂપ,
મા અપંગ પંખાળાં કરો, અદ્દભુત શક્તિ સ્વરૂપ. ૩
મહાલક્ષ્મી મહાકાળી એ, છે મા તારાં રૂપ,
જ્ઞાન ભાન મા સર્વનાં, આપે છો જ અનૂપ. ૪
તુજ વાહન મા હંસલો, વીણા પુસ્તક હાથ,
અમર કુંવારાં આપ છો, તમારા નહિં કો નાથ. ૫
અનાથ નાથ મા તુંજ છે, તુજ સત્તામાં જીવ,
તુજ ઉપર મા કો નહિ, પરાપાર તું શિવ. ૬
મા વેદે ભેદ લહ્યા નથી, જાણે શું જીવ અજાણ,
ક્ષમા કરો મા અજ્ઞ હું, તમશું બોલું વાણ. ૭
તું જગદંબા માવડી, જગ જીવો તુજ બાળ,
કાલા ઘેલા બોલતા, તુંજ કરે પ્રતિપાળ. ૮
તુજ શક્તિ અદ્દભુત મા, જડ ચૈતન તું રૂપ,
એ રૂપો અવલોકતાં, મન થાયે તદ્રૂપ. ૯



## દેવી - સ્તવન

મા તુ મારી માત ને મા બાળક હું, મા આળ કરૂં તો દયા રાખજે મા તુ;
મા તારે ભરોંસે સદા નિર્ભય હું, મા શું કરવું શું નહી એ જાણું ન હું. ૧
મા તારૂ રમાડયુ આ વિશ્વ રે રમે, મા તુજને નમે એને જગ ના દમે,
મા ઇંદ્ર બ્રહ્માદિ તારે શરણે રહે, મા નિગમ નારદ તારા તત્વને લહે. ૨
મા વિશ્વ સકળમાં વ્યાપી રહ્યાં, મા ભક્તોને કાજ યશ સ્થાપી રહ્યાં,
મા તારાં રે ધ્યાન જેને હૃદયે રહ્યાં, મા આવાગમન એનાં રહેજે ગયાં. ૩
મા કરજે કૃપા હું તને દિલે ધરૂં, મા એને માટે કહે હું શું રે કરૂં?
મા રાજરાજેશ્વરી તુ હૃદયે રહે, મા આશાનો એક બોલ મુખે કહે. ૪
મા તારાં ભમાવ્યાં તારા બાળક ભમે,મા તારાં રૂવે એ તને કેમજ ગમે!
મા બાળકનું જોર બીજું ચાલે કશુ, મા છોડો છેડો તો અમે કયાંરે જશું. ૫
મા તારે ખોળે તારાં બાળક રમે. મા એને તો મા વિના ના રે ગમે
મા બાળકના દોષ મા ન મનમાં ધરે, મા દીન જાણીને હસ્ત શીરે ધરે. ૬
મા એવી કૃપા તે કહો કોને કરો, મા બાળક બધાંય કોને આધાં કરો,
મા છોરૂ કછોરૂ તો થાતાં હશે, મા માતા કુમાતા ન થાતાં કરો.
મા તું સરખી માત મને ચિન્તા કશી, મા ખોળે છે શીર રખે જાતાં ખશી. ૭



## માના પ્રેમ

મા જોયા જગતમાં પ્રેમ, માના તો મળતા નથી,
મા કરતાં રે કોટિ ઉપાય, આભાર એ વળતા નથી. ૧
મા અણુજાણુ થાય ઉત્પાત, દોષ દિલ ધરતાં નથી,
મા કોટી કરૂં અપરાધ, ઉપેક્ષા કરતાં નથી. ૨
મા હિતમાં રહો હાજરાહજુર, ચેતવણી આપતાં રે,
મા ઝાલીને બાળના હાથ, મારગ બતાવતાં રે. ૩
મા તારા અનંત ઉપકાર, બાળ નવ જાણે ધરા,
મા તોયે તમારા પ્રેમ ન ઓછા માતા જરા. ૪

મા વણ માગ્યે આપો જે યોગ્ય, અમારા હિતનું રે,
મા વંદને થાવ પ્રસન્ન, કામ ના વિત્તનું રે. ૫
મા આપીને રાજી થાવ, હૈયાના હેતથી રે,
મા તુજ વિણ બીજું એ કોણ, કરે સંકેતથી રે. ૬
મા કરવાને પુત્ર પવિત્ર, શિક્ષા કરતાં હશો,
મા દઈને શિક્ષાઓ જરૂર, દિલમાં દ્રવતાં હશો. ૭
મા સંકેલતાં રે શિક્ષાય, ક્ષમા ઉર ધરતાં હશો,
મા ટાળીને ઉર અજ્ઞાન, પ્રકાશો ભરતાં હશો. ૮
મા આપ પ્રતીક શો માત, આપી જગે બાળકને,
મા આપ્યા તેં ગુણો સમસ્ત, ચિન્તા તું પાળકને. ૯
મા જોવાને બાળના પ્રતાપ, હૈયે એક હોંશિ તને,
મા દઈને વિદ્યાનાં દાન, આનંદ માણો છો મને ૧૦



## નમું અભય ચરણને

મા નમું નમું અભય ચરણને, મા નમું નમું સુખદ સ્મરણને,
મા નમું નમું વરદ હસ્તને, મા નમું નમું તવ સમસ્તને. ૧
મા નમું નમું નિર્ગુણ એ તમે, મા નમું નમું સગુણ એ તમે,
મા નમું નમું ભક્તિ એ તમે, મા નમું નમું શક્તિ એ તમે. ૨
મા નમું નમું પ્રાપ્તિ એ તમે, મા નમું નમું તૃપ્તિ એ તમે,
મા નમું નમું ઈશ્વરી એ તમે, મા નમું નમું મહેશ્વરી તમે. ૩
મા નમું નમું લક્ષ્મી એ તમે, મા નમું નમું રશ્મિ એ તમે,
મા નમું નમું છો રમા તમે, મા નમું નમું છો ઉમા તમે. ૪
મા નમું નમું શાન્તિ એ તમે, મા નમું નમું કાન્તિ એ તમે,
મા નમું નમું મુક્તિ એ તમે, મા નમું નમું ભુક્તિ એ તમે. ૫
મા નમું નમું છો દયા તમે, મા નમું નમું છો મયા તમે,
મા નમું નમું સિદ્ધિ એ તમે, મા નમું નમું શુદ્ધિ એ તમે. ૬

મા નમું નમું રિદ્ધિ એ તમે, મા નમું નમું કીર્તિ એ તમે,
મા નમું નમું મૂર્તિ એ તમે, મા નમું નમું કીર્તિ એ તમે. ૭
મા નમું નમું છો ક્ષમા તમે, મા નમું નમું છો ભૂમા તમે,
મા નમું નમું દાન છો તમે, મા નમું નમું ધ્યાન છો તમે. ૮
મા નમું નમું જ્ઞાન છો તમે, મા નમું નમું ધ્યાન છો તમે,
મા નમું નમું સ્થાવરે તમે, મા નમું નમું જંગમે તમે. ૯
મા નમું નમું નિગમ છો તમે, મા નમું નમું સુગમ છો તમે,
મા નમું નમું પ્રાણી એ તમે, મા નમું નમું વાણી એ તમે. ૧૦
મા નમુ નમું ઉરમાં તમે, મા નમું નમું સૂરમાં તમે,
મા નમું નમું શરણુ લ્યો તમે, મા નમું નમું સ્મરણુ દ્યો તમે. ૧૧



## શંકર-સ્તવન

હે ઈશ કરૂણાધીશ શિવ, તમ પારને પ્રભુ કો લહે,
મુનિ જન મને પામે કદી, તો મુજ મતિ તો શું કહે.
શિવ, સ્તુતિ કરવા આપની, સમર્થ કોઈ થયા નથી,
કહે નિગમ બિહનંતા પ્રભુ, નેતિ વિધાને સર્વથી.
શિવ સગુણ રૂપે છો થયા, તે ભક્તને સુલ્લભ થવા,
ભવ રોગને સંહારવા, તમ નામ વિણુ નહિ કો દવા.
કૈલાસ શિખરે વિરાજી ભવ, ભક્તને પાવન કરો,
ગૌરી સહિત એ રૂપનાં, પ્રભુ ધ્યાન મારાં મન હરો.
શિવ શિર વિષે ગંગા રહે, જે પતિત પાવન જાહ્નવી,
દર્શન થતાં એ મન મહીં, પાવન બને છે માનવી.
ભવભાલનો જે ચંદ્રમા, તે સ્રવે અમૃત સર્વદા,
જે શરણુ આવે આપને, કરે અમર એને સર્વથા.
ઈશ અંકમાં ઉમીઆ રહ્યાં, જેને ગણુપતિ ઉછંગમાં,
એ ધ્યાન મગળ ધારવા, ઉમંગ મારા અંગમાં.

નીલકંઠ કંઠે વિષ ધર્યા, એ ઉદરે ઉતર્યાં નહીં,
આશ્ચર્ય મોટું એ થયું જે, ભૂષણ સમ શોભ્યાં તહીં. ૮
વિષધર વિશ્નુ વીંટી વળ્યા, એ શાન્તિએ આરામવા,
તમ અંગના સંગે કરી, લાગ્યા પૂજાને પામવા. ૯
ત્રણ ગુણ નથી પ્રભુ તમ મહીં, તો ત્રિશૂળ શાના ધારીઆ,
અટપટી લીલા આપની, પ્રભુ મન મારાં હારીઆં. ૧૦
પરિબ્રહ્મ પૂરણ રામ જે, તે તમારાં પૂજન કરે,
વળી તમે પૂજો તેહને, આશ્ચર્ય એ મુજ મન હરે. ૧૧
ષોડશ કળા જે કૃષ્ણજી, તે તપ તપે તમ કારણે,
પ્રભુ મન મુંઝાએ માહરાં, કયમ પ્હોંચીશું તમ બારણે. ૧૨
પણ સ્મરૂં બિરદો સામ્બના, જે નાથ છે ભોળા ખરે,
તમ ચરણ શરણે આવતાં, ગુણદોષથી થઈશું પરે. ૧૩
તમ પાસ લાજું ન માગતાં, પ્રભુ બાળને લજ્જા કશી.
મા બાપ જો આપે નહીં, તો બાળ કયાં જાએ ધસી. ૧૪
પ્રભુ બાળ જાણી આપજો, તમ ધ્યાન મારે અંતરે,
વળી મંત્ર એ તમ નામના, જે જપે ભક્ત નિરંતરે. ૧૫
નંદું વિનાયક તાતને, જે હૃદયમાં રાજી રહ્યા,
દેખી દ્વંદ્વમાં, હર હસીને રાજી થયા. ૧૬



મા નમું નમું રિદ્ધિ એ તમે, મા નમું નમું કીર્તિ એ તમે,
મા નમું નમું મૂર્તિ એ તમે, મા નમું નમું કીર્તિ એ તમે. ૭
મા નમું નમું છો ક્ષમા તમે, મા નમું નમું છો ભૂમા તમે,
મા નમું નમું દાન છો તમે, મા નમું નમું ખાન છો તમે. ૮
મા નમું નમુ જ્ઞાન છો તમે, મા નમું નમું ધ્યાન છો તમે,
મા નમું નમું સ્થાવરે તમે, મા નમું નમું જંગમે તમે. ૯
મા નમું નમું નિગમ છો તમે, મા નમું નમું સુગમ છો તમે,
મા નમું નમું પ્રાણી એ તમે, મા નમું નમું વાણી એ તમે. ૧૦
મા નમું નમું ઉરમાં તમે, મા નમું નમું સૂરમાં તમે,
મા નમું નમું શરણ લ્યો તમે, મા નમું નમું સ્મરણ દ્યો તમે. ૧૧



## શંકર-સ્તવન

હે ઈશ કરૂણાધીશ શિવ, તમ પારને પ્રભુ કો લહે,
મુનિ જન મને પામે કદી, તો મુજ મતિ તો શું કહે. ૧
શિવ, સ્તુતિ કરવા આપની, સમર્થ કોઈ થયા નથી,
કહે નિગમ બિહૂનંતા પ્રભુ, નેતિ વિધાને સર્વથી. ૨
શિવ સગુણ રૂપે છો થયા, તે ભક્તને સુલ્લભ થવા,
ભવ રોગને સંહારવા, તમ નામ વિણ નહિ કો દવા. ૩
કૈલાસ શિખરે વિરાજી ભવ, ભક્તને પાવન કરો,
ગૌરી સહિત એ રૂપનાં, પ્રભુ ધ્યાન મારાં મન હરો. ૪
શિવ શિર વિષે ગંગા રહે, જે પતિત પાવન જાહ્નવી,
દર્શન થતાં એ મન મહીં, પાવન બને છે માનવી. ૫
ભવભાલનો જે ચંદ્રમા, તે સ્રવે અમૃત સર્વદા,
જે શરણ આવે આપને, કરે અમર એને સર્વથા. ૬
ઈશ અંકમાં ઉમીઆ રહ્યાં, જેને ગણપતિ ઉછંગમાં,
એ ધ્યાન મંગળ ધારવા, ઉમંગ મારા અંગમાં. ૭

નીલકંઠ કંઠે વિષ ધર્યાં, એ ઉદરે ઉતર્યાં નહીં,
આશ્ચર્ય મોટું એ થયું જે, ભૂષણ સમ શોભ્યાં તહીં. ૮
વિષધર વિણુ વીંટી વળ્યા, એ શાન્તિએ આરામવા,
તમ અંગના સંગે ફરી, લાગ્યા પૂજાને પામવા. ૯
ત્રણુ ગુણુ નથી પ્રભુ તમ મહીં, તો ત્રિશુળ શાના ધારીઆ,
અટપટી લીલા આપની, પ્રભુ મન મારાં હારીઆં. ૧૦
પરિબ્રહ્મ પૂરણુ રામ જે, તે તમારાં પૂજન કરે,
વળી તમે પૂજો તેહને, આશ્ચર્ય એ મુજ મન હરે. ૧૧
ષોડષ કળા જે કૃષ્ણુજી, તે તપ તપે તમ કારણે,
પ્રભુ મન મુંઝાએ માહરાં, કયમ પ્હોંચીશું તમ બારણે. ૧૨
પણુ સ્મરૂં બિરદો સામ્બનાં, જે નાથ છે ભોળા ખરે,
તમ ચરણુ શરણે આવતાં, ગુણુદોષથી થઈશું પરે. ૧૩
તમ પાસ લાજું ન યાચતાં, પ્રભુ બાળને લજ્જા કશી,
મા બાપ જો આપે નહીં, તો બાળ ક્યાં જાએ ધશી. ૧૪
પ્રભુ બાળ જાણી આપજો, તમ ધ્યાન મારે અંતરે,
વળી મંત્ર એ તમ નામના, જે જપે ભક્ત નિરંતરે. ૧૫
વંદું વિનાયક તાતને, જે હૃદયમાં રાજી રહ્યા,
નિર્દ્વંદ દેખી દ્વંદ્વમાં, હર હસીને રાજી થયા. ૧૬



## આપી મને આપ ઝાંખી

ઉમાનાથ આપી મને આપ ઝાંખી, ન રહેશો હવે નાથ અજ્ઞાન સાખી.
જળે શા બળે પૂજએ સામ્બ હાથ, ઉરે પ્રેમ પૂરે નહાજોજી નાથ, ૧
કરૂં ધૂપ ને દીપ નૈવેદ્ય શેના, સદા નામ ને રૂપ અવ્યક્ત જેનાં.
કરું કર્મ જે તે સમર્પું તમોને, નિરાલંબ થાવું ગમે ના અમોને. ૨
બીલી ફૂલને ચંદને ચિત્ત ચર્યું, ઉમાનાથ આધા નથી ઉર અર્યું.
ફરે ફેરફરે એ પ્રભુ પાય પૂજું, એને યોગ્ય શું હોય એ હું ન બૂજું. ૩

પ્રભુ પૂજવા પંચથી બ્હાર જાવું, પ્રભુ પૂજવા મોહથી પાર થાવું.
પ્રભુ પૂજવાના અધિકાર ક્યાં છે, પ્રભુ પૂજવાના સદાચાર ક્યાં છે ? ૪
ત્રણે ગુણથી પાર ક્યાં છે થવાયુ, આવે વેશ સ્વર્ગે ન કોથી જવાયું,
ઉમાનાથ જ્યારે ઉરે રે પૂજાશે, ત્યારે જીવ જૂદા રહી ક્યાં સમાશે. ૫
ઘટે જ્યાં લગી ઘોર અજ્ઞાન છાયા, પરિચ્છિન્નના વાસ કો ત્યાં ન પાયા.
પ્રભુ પૂજવા પામવા યોગ્ય થાશું, ત્યારે ઉર ઉપહારથી શરણ જાશું, ૬
પરિપૂર્ણ ને યોગ્ય પૂજા કરીશું, ભોળા ભાવ ભેળા જીવોને ધરીશું.
હદે રૂપ દાખી મને ધ્યાન આપ્યાં, અસભાવના રૂપ અજ્ઞાન કાપ્યાં. ૭
પૂરાં ભાન આવ્યાં ન ત્યાં તો સમાયા, પ્રસાદો પ્રભુ શેં ન પૂરા પમાયા.
અધિરાં ઉરો એ ફરી રૂપ જોવા, અધિરાં મનો આપને રૂપ મ્હોવા. ૮
હદે મૂર્તરૂપે તમે જો રહ્યા છો, દયા દાખવી દીનબંધુ થયા છો:
હવે એ થકી કામના હોય કેવી! પરિપૂર્ણ આરાધના હોય કેવી! ૯
પ્રભુ શરણમાં સર્વ કર્મો સમ્યાં છે, પ્રભુ ચરણમાં ચિત્તને જો ગમ્યાં છે;
ઉમાનાથને યોગ્ય ઉપહાર એ છે, થઈ દીનને જીવ શરણે રહે છે. ૧૦
ઉરે વાસ સ્થાપ્યા નથી દૂર રહેવા, ઉરે વાસ સ્થાપ્યા નથી નૂર લ્હેવા.
ઉરે જીવને શિવનાં ઠામ ક્યાં છે, ઠર્યા શિવ સાં જીવનાં નામ ક્યાં છે. ૧૧
ઘડીમાં પ્રભુ શિવ રૂપે રહો છો, ઘડીમાં પ્રભુ જીવ રૂપે વહો છો.
તમારી કળા માનવી કો ન પામે, તમારી કૃપા કર્મના ભાર વામે. ૧૨
તમારી કૃપા જે જીવોયે કળી છે, એને અંતરે આત્મ જ્યોતિ મળી છે.
સદા સામ્બ રહેજે દયાળુ જ દીસે, દયા દેખતાં દાસનાં મન હીસે. ૧૩
શિવે સાર લીધી તેને શોક કેવા! શિવ સાર લીધી તેને લોક કેવા!
સદા સામ્બના ચરણમાં વાસ એના, ગયા સામ્બ શરણે જીવાભાસ જેના. ૧૪
ઉમા એ અધિકારને યોગ્ય થાવું, કહો મા ક્રિયા રૂપથી ત્યાંજ જાવું.
ધરો હાથ મા હું તમો સાથ આવું, હરો મોહ મા શીર પાદે નમાવું. ૧૫
ઉમા અર્ધ અંગે રહ્યાં શિવ દાખે, નથી દ્વૈતના ભાવ જ્યાં સામ્બ પાખે.
ઉમા વિશ્વ આખેજ વ્યાપી રહ્યાં છે, હરે અંગધારી સ્વરૂપે વહ્યાં છે. ૧૬
વિલાસો વિભુ વિશ્વ આ છે તમારા, અવિભક્ત જીવો નથી શિવ ન્યારા.
અર્વાચ્છિન્ન રૂપો ઉમા એ બતાવે, તો તો જીવભાવો ન કોને સતાવે. ૧૭

પરંતુ ઉમા બાળ રૂપે રમાડે, લઇ અંકમાં ભોગ એને જમાડે.
જેને યોગમાયા ઉછંગે રમાડે, એને ભીતિઓ કહો પછી કો પમાડે. ૧૮
સદા અંબના અંકમાં રંક હું છું, નિજાનંદમાં બાળ મા મા કહું છું.
ઉમા સાચવે અંગથીએ અધિકું, મારે મા વિના સુખ છે સર્વ ફીકું. ૧૯
મને માત-છાયા કદી ના તજાશે, માના અંકમાં વંક જીવો સમાશે.
સદા સામ્બને ચરણુ હું શીર ઢાળું, રાખું અંતરે રૂપ એનું રસાળું. ૨૦



## સૂર્ય-સ્તવન

નમુ સવિતા આદિત્યને વ્યાપી રહ્યા જે જકતમાં,
નિજ તેજ પૃથ્વી પાથર્યાં, ધરી પ્રેમ વ્યકતાવ્યકતમાં. ૧
પ્રત્યક્ષ દેવા અવનિએ, સાક્ષી અમારા કર્મના,
ત્યમ હૃદયમાં રાજી રહી, દ્યો મર્મ ધર્માધર્મના. ૨
છો પ્રાણદાતા વિશ્વના, તમ વિના જન તે શું કરે,
તમ તેજ જો ના હોય તો, અંધાર જગમાં પ્રગરે. ૩
પ્રભુ પ્રખર તાપે તાપતા, પણ જગતને જીવન ભરો,
એ પરમ ધર્મે પરવરી, આ સૃષ્ટિને શાન્તિ કરો. ૪
છોરૂ કછોરૂ થાય પણ છો બાપ કિલ્બિષ કાપજો,
દઇ સુબુદ્ધિ જગ જીવને, વિશ્વે સુશાન્તિ સ્થાપજો. ૫
રવિરાજ નિશદિન આપને, હું કરું વિનતિ ચરણમાં,
આ અર્ઘ્ય અંજલિ અર્પવા, હું આજ આવી શરણમાં. ૬



## શ્રીકૃષ્ણ શરણે

શ્રી કૃષ્ણ શરણે રહું શિર નામી, જેની કૃપાએ પ્રભુ પ્રેમ પામી.
અનાથના નાથ જરૂર એ છે, પતિતને પાવન જે કરે છે. ૧
પ્રભુ પદોમાં જવ પ્રેમ વ્યાપ્યા, જરૂર જાણું જદુનાથ આપ્યા,
સંસાર ધ્યેયી મન ત્યાં વિરામ્યાં, જે શાન્તિઓ લેશ બીજે ન પામ્યાં. ૨

ન સાધને સાધ્ય કદાપિ એ છે, શરણે જતાં એ સર્વસ્વ દે છે,
તથાપિ સુસાધ્ય નથીજ સ્વામી, રખે ગણો મન મર્યાદ પામી. ૩
પૂરી કૃપાએ પ્રભુનીજ ત્યારે, છૂટી જતા બંધ સમસ્ત જ્યારે,
નથી હજી બંધન એ વિરામ્યાં, અખંડ શાન્તિ નથી મન પામ્યાં. ૪
દેહાત્મ બુદ્ધિ હજીયે ન છૂટી, અભ્યાસની જાળ નથીજ તૂટી,
નિશ્ચે અધૂરાં સહુ જ્ઞાન એ છે, અગમ્ય જેને નિગમો કહે છે. ૫
એ જ્ઞાનનાં કામ નથી અમારે, ચિન્તા બધી એ ચરણે તમારે,
સોંપી અમે નાથ સમીપ આવ્યાં, તમે તમારાં બિરુદો નિભાવ્યાં. ૬
ભલે કદી જન્મ અનંત થાતા, નહીં ટળે નાથ કદાપિ નાતા,
પૂરી પ્રતીતિ અમને તમારી, સાધન વિના સ્હાય થવા મુરારી. ૭
જે જીવની શક્તિની બ્હાર વાતો, કરો કૃપા ત્યાં નિભવીજ નાતો,
ન દોષ જોતા નવ ભાવ જોતા, દાતા દયાળુ નવ નામ ખોતા. ૮
અદ્વૈત ભાવે અનુરાગ્યું હું શું! સ્મરણો મધુરાં પ્રભુ ત્યાગ્યું શું હું!
પ્રીતિ તમારા પ્રભુ ચરણ માં હો, ઉદાર છો રે હરિ આપજો હો. ૯
પ્રેમીની પાસે પ્રભુ માગવું શું? ન દૂર રહેશો બીજું ઇચ્છવું શું!
પૂર્ણ સ્વરૂપે પરિત્યાગવું શું! પ્રસન્ન રૂપે અનુરાગવું શું! ૧૦



## શબ્દ સાંપડતા નથી

પરિપક્વ તમને પામવાના મંત્ર આવડતા નથી,
કહું મુખે હું હરિ કયમ કરી, કંઇ શબ્દ સાંપડતા નથી. ૧
વિભુ, વિશેષણ જે આપનાં, તે સધ સાચાં હું લહું,
એ અમર સત્યો આપનાં, હું ક્ષુદ્ર સાચાં શું કહું. ૨
વિભુ વેદ શાસ્ત્ર સરસ્વતી, સ્તવતાં તમોને દૂરથી,
હું બાળચેષ્ટા શું કરૂં, ડરૂં, બાપ, આપ કસૂરથી. ૩
પ્રભુ બાળ બુદ્ધિ અમારી, બોલ્યા વિના રહેવાય ના,
બોલ્યે તમે રીઝો હરિ, એ પ્રેમ મુખ કહેવાય ના. ૪

પ્રભુ નિયંતા આ વિશ્વના, પણ કોડ અમ પૂરા કરો,
મા વિનાનું બાળક ફરે, તો નજર આઘી ના ધરો. ૫
મને ભાન નહીં તમ કામનાં, હસતાં સુખો દેખું વળી,
નવ થાશે ઓશીંગણુ પિતા, જીવતાં સુધી આપે રળી. ૬
તમ પિતાને અર્થો નથી, મુજ કાજ સર્વે શ્રમ કરો,
મુજ કાજ હીરા હૃદયનાં ખરચી અખૂટ કોષો ભરો. ૭
છો સુહૃદ સુખ દુઃખ છે નહીં, અમ સુખ સદા જોતા રહો,
છો બાપ માટે બાળના, એ ભારને પ્રેમે વહો. ૮
હે બાપ, આપો બિરદથી, અમ બાળ બળ બીજું નહીં,
મા બાપ જો આપે નહીં તો બાળ ક્યાં જાએ સહી. ૯
પ્રભુ આપ જાણો અંતરે, અભિલાષ મારા મન તણી,
નથી બાપ બાકી રાખિયું, અઢળક ઢળ્યા છો અમ ભણી. ૧૦
જગજીવનને જીવ શું સ્તવે, આ જીવ એ તે શિવ હશે,
શિવ શિવને સ્તવતા હશે, ને શિવ સાંભળતા હશે ? ૧૧



## અંતરે એક આશ ઊંડી

મારે અંતરે આશ છે એક ઊંડી, હરિ હળકશો માં ન એ હાર, હુંડી,
નથી નીર કે ચીર ભરાવવાનાં, નથી કામ કુંભાર કરાવવાનાં. ૧
નથી છાપરાં છાજવા ચારૂ દેહે, નથી છાંટવા નીર મારેજ મેહે.
નથી નાથ પાવા વળી ઝેર પ્યાલા, નથી આપવા દામ દરબાર વ્હાલા. ૨
તમે કામ એવાં ઘણાંએ કર્યાં છે, ન કો શરણુ આવ્યાં નિરાશી ફર્યાં છે.
ન હું ભક્તના ચરણને તોલ આવું, એની પાદરેણુ હું માથે ચઢાવું. ૩
જેના ગુણુ ગાતાં અધિકાર આવે, એવા ભક્તને હું ભજું પૂર્ણ ભાવે.
પ્રભુ એમનાં મહાત્મ્ય વધારવાને, કહું આપને ઉર પધારવાને. ૪
વ્હાલાં છે બહુ આપને આપ વ્હાનાં, આપી અંતરે આંખ રહે શું છાનાં,
નથી આશ મારી તમારી અજાણી, લખું શું લહું જો રહ્યા છો જ જાણી. ૫

ન બુદ્ધિબળે આપને કોઈ પામ્યું, વિધિનું સર્જયું સર્વ જેમાં વિરામ્યું.
નક્કી નાથ દુઃસાધ્ય છો દેવને યે, નથી આશ એવી કરી મન મેં એ. ૬
નથી નાથ બાકી રહ્યાં માગવાનાં, નથી મન બીજે અનુરાગવાનાં.
નથી નાથ છેટાં હવે કાપવાનાં, નથી નાથ બાકી હવે આપવાનાં. ૭
અમારું તમારું હવે ક્યાં રહ્યું છે, કહો શું વધારે લહો જે થયું છે.
તમારી કૃપાના કિનારા નથી રે, તમો બાપ, બાળો બ્હીનારાં નથી રે. ૮
પ્રભુ પ્રેમ છે ત્યાં લગી લેવું દેવું, ઘટે આત્મરૂપે કશું ના કહેવું.
રહો આમ આનંદમાં અંતરે રે, કરો એવું ભૂલું ન જન્માંતરે રે.
પરાપૂર્વની આશ મારી હરિ આ, પૂરીને નક્કી પૂરશો, આખરી આ. ૯



## આંખ મીચામણું

જોજો જોજો જીવન રખે જાય, જગે લાજ, જોજો જોજો જીવન૦
ધર્યાં બિરદો તો બંધનો ય થાય, જગે લાજ૦ ટેક. ૧
સ્વારથિયાં માનવી મૂકશે મુશ્કેલીએ, તો યે નહિ જ ચસકાય.
લેશે લેશે ને દેશે દોષ કરામણા, તો યે દયા ન વિસરાય. ૨
ધર્મોના મિષથી તમને ધમકાવશે, દેવા પડશે રે દીલાસાય.
આવી આંટીએ એ બાધાએ બાંધશે, લેવા લાલચ આવરદાય. ૩
વિસારી આપ એ વરશે વિષયને, તો યે તમે ન વીસરાય.
આશાઓ પૂરવા પજની પોકારશે, તોયે ના નહિ રે પડાય. ૪
મૂકી એ આપને માનોને ઇચ્છશે, તો યે તમે ન રિસાવાય.
સુખમાં એ આપને સ્મરણે ન લાવશે, તોયે નહિ જ છેતરાય. ૫
ભક્તિ ભૂલીને એ માયાઓ માગશે, તો યે તમે ના તજાય.
દુઃખમાં એ આપને દુભવશે દિલમાં, દૂર નહિ તોયે થવાય. ૬
ઘટતાં અઘટતાં કામો ઓઢાડશે, સુખે નહિ રે સુવાય.
શું શું કહું રે શ્યામ શું શું સંતાપશે, જે ના જીવેથી સ્હેવાય. ૭
અત્યારે વાત શી કરવી વેદાન્તની, ભૂલીને મોહન માયા ય.
આંખ મીંચામણાં કરતા હશો રે હરિ, જાણી જીવોને બાળાય. ૮

આપે નિરમીયાં, આપે વિરમીયાં, છૈયાં ન આપે છળાય.
વારી વારી રે હું તો તારા આ વ્હાલને, વારી તુજ ન્યારી કળાય. ૯



## મારી મામુલી અંજલિ સ્વીકારી

મારી મામુલી અંજલિ સ્વીકારી, કન્હૈયે, મારી મામુલી૦
એની કરૂણાને ક્યાં છે કિનારી. કન્હૈયે૦ ટેક. ૧
નિગમે ગવાય જે, સતે સ્તવાય જે, કીર્તિ જેની છવ થકી ન્યારી.
યોગી ઉપાસતા, તર્કો તપાસતા, ભાળ્યા એને ન બ્રહ્મચારી. ૨
રમાએ રીઝવાયલા, પ્રમાએ પમાયલા, જ્ઞાની ગયેલ વારી વારી.
નારદ શારદ જેને સ્નેહે સ્મરે સદા, મુમુક્ષુ જપે માયા ઉતારી. ૩
એવા અગમ્ય આ અંજલિ સ્વીકારતા, બિરદોની એ જ બલિહારી.
અંતર જ્યાં રીઝયું. તવ પ્રભુએ પૂછ્યું, ક્યારે મળી હોય એ અમારી. ૪
મિથ્યા મલકાટ શું, નિર્ગુણ નિષ્કામ હું, નિગમે ગાયેલ નિર્વિકારી.
સાચું બોલોને શ્યામ મન રે મુંઝાય છે, કૃતિ આ તમારી કે મારી. ૫
પોતાની પ્રેરણા કોને ન પ્રિય એ, જાણુમાં ન આવતું અમારી.
મેં તો જાણ્યું કે નથી નાથ વિના અન્ય કો, આપે શું દેતતા સ્વીકારી? ૬
અંજલિ યે આપ છો, ઉર્મિ યે આપ છો, નાંખો નિર્ગુણતા ઉતારી.
દાસોની પાસ ના પડદા પોસાય એ, આપ્તકામીની વાત ન્યારી. ૭
નિજનોની પાસ શી ખોટી ખરાખરી, શોખ હશે જોવા લાચારી.!
મેં તો લાચારી હવે નાંખી ઉતારી હરિ, આપપરે અન્યતા ઓવારી. ૮
પ્રેમીના પત્ર પુષ્પ પ્રેમે સ્વીકારવા, નાથ છે પ્રતિજ્ઞા તમારી.
જાતાં, જીવન, ખશી, ચિંતા ન શું કશી, બિરદો તો લેજો ઉગારી. ૯
જોઈ નીર નેણુમાં, વેદનાઓ વેણુમાં, બોલી ઉઠયા, અંજલિ સ્વીકારી.
મધુરું હસીને હરિ હળવેથી પૂછતા, ક્યાં લગી અમારી તમારી. ૧૦



# અંજલિ બીજી

## ઊર્મિ-કાવ્યો

मिथो रतिर्मिथस्तुष्टिर्निर्वृतिर्मिथ आत्मनः ।
भक्त्या संजातयाभक्त्या बिभ्रत्पुत्पुलकां तनुम् ॥

ભક્ત ભગવાનના પાવન યશને ગાતો ગાતો પોતાનામાં આનંદને, તુષ્ટિને અને સુખશાન્તિને અનુભવે છે.

અને પરાભક્તિથી ઉત્પન્ન થયેલા પ્રેમ વડે તેના શરીરમાં રોમાંચ ઊભાં થઈ જાય છે.

क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचिद्
हसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः ।
नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं
भवन्ति तूष्णीं परमेत्य निर्वृताः ॥

—श्रीमद् भागवते ११-३

વળી આવા અસામાન્ય ભક્તો કોઈવાર ભગવત્સ્મરણ થતાં વે છે, કોઈવાર હસે છે, કોઈવાર અભિનન્દન કરે છે, કોઈવાર ભુને કથે છે, કોઈવાર મનથી કે તનથી નાચે છે, કોઈવાર ગાય ે, કોઈવાર લીલાનું અનુકરણ કરે છે અને કોઈવાર તદાકાર થઈને ાંત થઈ જાય છે.

—શ્રીમદ્ ભાગવત : સ્કંધ ૧૧-૩

# અંજલિ બીજી

## ઊર્મિ - કાવ્યો



### અમર વેલ

મેં તો અમ્મર વેલ વવરાવી, આ અંતરે અમ્મર વેલ૦
મેંઘા વનમાળી પાસ ઉછરાવી; આ અંતરે૦ ટેક ૧
પૃથ્વીએ પ્રેમનાં ખાતર પૂરાવિયાં, શાન્તિની સાંતિ ફેરવાવી.
ઓળા ભોળા ભાવના ક્યારા કરાવિયા, બિરહની મૃત્તિકા બીછાવી. ૨
રોપતાં ઉછેરતાં અમને ન આવડે, લીધા વનમાળીને બોલાવી.
ભેદુ એ મોમનો, ભેદુ એ પ્રેમનો, દીધાં મેં બીજને ઓરાવી. ૩
એ કહે અનુગ્રહેઃ 'નિર્ભય હવે રહે, હું જ એને દઈશ પથરાવી.'
પાણી પે એ વહે, પાંગરતી એ લહે, લીલાએ વેલ લહેરાવી.
ભક્તિ અમર વેલ, કાળે કરમાય ના, રહે રોપણહારને રીઝાવી. ૪



### હીરની આંટીઓ

આ હૈયાને હાટ હતી હીરની રે આંટીઓ, ગડિ ગણાય ના ગણાણી હો જી
તોડી ન ટૂટતી, છોડી ન છૂટતી, ઉકલ્યે ઉલટી ઘુંચાણી હો જી. ૧
ગરજુ ઘરાક આંખ મીંચીશું આવીઆ, અંધી અંધારે વેચાણી હો જી.
જાગી રહવાર મેં નાણું સંભાળિયું, નોટો બનાવટી જણાણી હો જી ૨
જેવી એ આંટીઓ, એવા લેનાર એ, લોભીયા ધૂતારાની કહાણી હો જી.
ઉંચી મૂકી રે મેં આંટી એ વેચવી, શાખ જશે શું શરમાણી હો જી. ૩
હરિનાં રે નામ હવે રાખ્યાં એ હાટમાં, કીંમત અમૂલ અંકાણી હો જી
એ માલોનાં મૂલ કોઈ જાણે ઝવેરીઓ, ઝાઝી ઘરાકી ના જણાણી હો જી. ૪

એક જ ઘરાક મારે એવો ઉદાર જે, જાણે આ ઉરની અજાણી હો જી.
માગ્યા વિના રે જે જોઈએ એ આપતો, કરવી પડે ન ઉઘરાણી હો જી. ૫



## સ્મરણ - સોનૈયા ન ખૂટે

સ્યામ સ્મરણ સોનૈયા ન ખૂટે, સંસારે સ્યામ સ્મરણ૦
પ્રભુ–પ્રેમની તીજોરી ન ટૂટે, સંસાર૦ ટેક ૧

નામોનાં નાણાં નેહેથી વાવરો, રહો ચેતન એ ચોરો ન લૂટે,
જે રે નાણેથી નામી કરશે નિહાલએ, ધનનાં તે ધ્યાન કેમ છૂટે. ૨

એ રે નાણેથી જીવ નિર્ગુણને પામવા, કાયા કમાન જવ તૂટે.



## ગ્રંથી છૂટી ગઈ

જેને આત્મ સ્મૃતિ ઉર થઈ, જીવનમાં જેને આત્મ૦
એની ઘટ – ગ્રંથી છૂટી ગઈ, જીવનમાં૦ ટેક ૧

જળ સ્થળ જીવન જોયા એણે, પ્રભુ વિણ બીજું નહિ.
સુખ દુઃખ મનની માની ભ્રાન્તિ, ઘડી આવી ઘડી ગઈ. ૨

રાગ દ્વેષના ન રહ્યા રંગો, ચટકી ફટકી ગઈ.
કર્તા ભોક્તા કલ્પિત ભાસ્યા, ભોગની ભીતિ ગઈ. ૩

અધિષ્ઠાન પર જગ આરોપો, મૂળમાં માયા નહિ.
દીસતું જૂઠું સત્ય અહીંનું, એહ પ્રતીતિ થઈ.
લક્ષો એના પરાપાર છે, જીવન જાણ્યાં વહી. ૪



## સિન્ધુમાં બિન્દુ

હરિ સિન્ધુમાં બિન્દુ સમાન, સાધન મારાં સિન્ધુમાં૦
તમે તરણુ તારણુ ભગવાન, સાધન૦ ટેક ૧

એ એકલ બિન્દુ નભમાં હતાં ત્યારે, એનાં હતાં મેઘે સ્થાન.
અંતે એ બિન્દુ સિન્ધુ સમાતાં, વિરહીનાં એ જ વિધાન. ૨

મેઘે મ્હેરામણુ ઉછળે આનંદી, અંશી કરીને સમાન.
એક જ નાદે નિર્બળ જીવના, પાણિ ગ્રહો ભગવાન. ૩

એ કરસ્પર્શ આનંદનાં બિન્દુ, જીવ કરે જવ પાન.
અહોનિશ ઇચ્છે એ રસ અંતર, નેહનાં એ જ નિદાન ૪

ચુંબક આપ અને લોહ દેહી, આકર્ષણુ શું સંધાન
અનુગ્રહ કહું કે એ આપ સ્વભાવ જ, સ્નેહી કરો સ્વસમાન. ૫

સાધન બિન્દુ સ્નેહ સીપલીએ, મુક્તા રૂપે મૂલવાન.
એહ મોતી ચરે સોહં હંસા, જીવનમુક્ત નિધાન. ૬



## જગ નાનાં પડે

નાનાં પડે રે, જેને નાનાં પડે, આ વિશ્વ વિરાટ જેને નાનાં પડે
અહો એવાં કો તત્ત્વ મારે ઉરે અડે, જેને સામી સીમાઓ કો ના રે નડે. ૧

ઝાંખા પડે રે તેજ ઝાંખા પડે, સોમ સુરજનાં તેજ જ્યાં ઝાંખા પડે.
અહો એના એ તેજના ઓળા પડે, જેને નયનોના બંધ કોઇ નારે નડે. ૨

ઓછાં પડે રે જેને ઓછાં પડે, આ આખાં આકાશ જેને ઓછાં પડે.
અહો એવા અવકાશ જડે જેના વડે, મારે અંતર એ પ્રેમને પાશે પડે. ૩

ઓછાં પડે નીર ઓછાં પડે, સર સાગરનાં નીર જેને ઓછાં પડે.
અહો એવાં કો નીર મારી નજરે ચડે, જેને પેટે અનંત જગ જોતાં જડે. ૪

મોળાં પડે રે મધ મોળાં પડે, સહુ માયાનાં સુખ મધ મોળાં પડે
અહો એથી મીઠાં તે સુખ એની વડે, જેની ઊર્મિએ આમ ઉર હેવે ચડે ૫

ચેતન જડે રે જડે ચેતન જડે, અહો એવાં ચેતન મારે ઉરે અડે
જીવ શિવનાં રે સત્વ જડે જેની વડે, અહો એવાં કો તત્વ મારાં અંતર મઢે ૬



## સ્વપ્ન સંસારથી જાગી

હું તો સ્વપ્ન સંસારથી જાગી રે, આજ હું તો સ્વપ્ન સંસારથી૦
જોયા, દીનનાથ નિદ્રાને ત્યાગી રે, આજ હું તો૦ ટેક ૧
તોય ભીતિ ચિત્તેથી નવ ભાગી, હતાં મન માયા અનુરાગી રે ૨
નક્કી સ્વપ્નું એ ભાવ ભજવશે, ભાવ ભજવીને મુજને પજવશે રે. ૩
સ્વપ્ન સંસ્કાર જન્મ રખે દેતા, એ ભણકાર તો હૃદયે જ રહેતા રે. ૪
હું તો એનાં વારણ આજ શોધું, દાન દઈ કાંઈ મનને હું બોધું રે ૫
પુણ્ય સ્મરણ પ્રભુનાં કરીશું, સ્વપ્ન સંસાર ભયને હરીશું રે. ૬
સ્વપ્ન સંસાર માયાના છાયા, જોયા જાગતાં જગે જગરાયા રે ૭



## સગુણ નિર્ગુણ

નિર્ગુણે નેહ લાગ્યા રે નિરંજન, સગુણે મારાં ચિત્તને હર્યાં રે,
નિર્ગુણ તો બ્રહ્માંડે ભર્યા છે, સગુણે મારાં મનને ભર્યાં રે ૧
નિર્ગુણને નહિ કહેવું સાંભળવું, સગુણને સૌ સુણાવીએ રે,
નિર્ગુણે નામ રૂપે નવ રહેના, સગુણને પગથી પળાવીએ રે ૨
નિર્ગુણે વાસના વારી અંતરની, સગુણે અવલંબન આપિયાં રે,
નિર્ગુણે જળકમળવત્ રહેવું, સગુણે ગુણનાં બળ માપિયાં રે. ૩

નિર્ગુણ રહીને સગુણને વધાવ્યા, સગુણે નિર્ગુણ ભાન આવિર્યા રે,
અકળ કળા એ તમારી મુરારી, એ પણ માયામાં કહાવીયાં રે. ૪
સગુણ નિર્ગુણ એ મનને વિસામે, એક તત્વે તમે શ્રી હરિ રે,
એ તત્વનાં જ્ઞાન થવાને રે જીવને, સગુણ નિર્ગુણ માયા વિસ્તરી રે. ૫



## સર્વેથી સંત વધુ વ્હાલા

સર્વેથી સંત વધુ વ્હાલા, ભગવાનને સર્વેથી૦
નર્યા નેહે રીઝે જ નંદલાલા. ભગવાનને૦ ટેક ૧

જાત જુવે ના પ્રભુ, ભાત જુવે ન વિભુ, જુવે ન વૃદ્ધ યુવા બાલા,
વિદ્યા જુવે ન વિભુ, વૈભવ જુવે ન પ્રભુ, જુવે ન ઠાઠમાઠ ઠાલા. ૨

ધર્મ જુવે ન હરિ કર્મ જુવે ન વળી, દાસ પાસ ના કરે કબાલા,
નિજપણું વિસરે, નામ લેતાં નિસરે, એ પ્રેમીને બોલ, પગપાળા. ૩

બ્રહ્માથી પ્રિય ભક્ત, પદ્માથી પ્રિય ભક્ત, ઉદ્ધવને કહે યદુલાલા,
ભક્ત પ્રભુ રીઝવે, ભક્ત પ્રભુ ખીજવે, ભક્ત બાળક બનાવી ગાય હાલા. ૪

દેહી બનાવે દાસ, કરવા વિદ્યા વિલાસ, એ નેહીના નિયમો નિરાળા,
પ્રેમ આધીન એ, ભક્તથી અભિન્ન એ, ઉર એને ભક્તની જ માળા.
ધન્ય એવા ભક્તને, વશ કરે અવ્યક્તને, નીર ક્ષીર તારવે મરાલા. ૫



## નથી અમે નિર્દોષ

નથી નાથ અમે નિર્દોષ, દયામય ધરશો ન અંતર રોષ
તમે તો આખર આશુતોષ, દયામય૦ ટેક. ૧
પરનાં ભરાવ્યાં પગલાં ભરિયે, કોને કોને દઇએ દોષ
કાયાનો ઘેર્યો, માયાનો પ્રેર્યો, જીવ પડ્યો પંચ કોશ. ૨

બુદ્ધિને બુઝવી, મન રહ્યું મુંઝવી, હરી લીધા અહંકારે હોશ
જીવ પરાધીન પડીઓ પિંજર, ઉરે ધરે અસંતોષ. ૩

જનક બતાવો, બધ પતાવો, શુકને કરો સંતોષ,
આપ ઈશારે, આવરણ ટૂટશે, ઓળખશે આશુતોષ
પિંજર ટૂટશે, પખી છૂટશે, નિરવ થશે નિર્દોષ ૪



## હૃદય કમળ તું ખોલ

મન હૃદય કમળ તું ખોલ, હવે મન હૃદય કમળ૦
જ્યાં વસ્તુ વસે અણમોલ, હવે મન૦ ટેક ૧

પળ એક મીટ તું માંડીને રે એ શુ કંઈ એક બોલ.
ભૂલ્યા જીવને કંઈક હવે તું નિદ્રાથી ઢંઢોલ. ૨

વિષય સુખો તો ફીકા રે મન, નવ હોય એને તોલ.
એ સુખ છોડી બ્હાર ફરે તો, ખાશે જગની પોલ. ૩

યમ રાજાને લેખા દેવા, ત્યાં નહી ચાલે પોલ.
સંત મહંત કહેતા ગુજને, બજવી બજવી ઢોલ. ૪

મન મોહનને મ્હોઇશ તો તો, તરીશ એ એના કોલ.
હૃદય કમળ ખોલી જો જ્યોતિ, જાય ન જન્મ અમોલ. ૫



## ભક્તિએ લાગી લેહ

જ્ઞાનની દ્દષ્ટિ ગમે નહીં રે મને ભક્તિએ લાગી લેહ,
જ્ઞાની એકાકી એકલા રે, પ્રભુ પ્રેમે રહે મારે દેહ. ૧

જ્ઞાનીને કર્મ નડે નહીં રે, મારાં કર્મો હરિને કાજ,
જ્ઞાની અવર કો ભાળે નહીં રે, મારે અંતરે રાજના રાજ. ૨

જ્ઞાની તો મસ્ત થઈ ફરે રે, મારે રોમે રોમે રમે રામ,
જ્ઞાની તુચ્છ માયા જુવે રે, મારી માયા એ સુંદર શ્યામ. ૩
કોઈ ઘડી તાપ વિયોગના રે, કો ઘડી મિલનના યોગ,
પૂરણ પ્રેમ વધી જતાં રે, થાય હરિ શું અખંડ સંયોગ. ૪



## ઝબકી મેં આંખડી ઉઘાડી

આજ અડધી રાતે મે ઉઠાડી, મા, તુજને આજ૦
મા પૂછે નીંદર કાં બગાડી, મા તુજને૦ ટેક. ૧
સ્વપ્નું આવ્યું તું મા, મુજને બીહામણું, ઝબકી મેં આંખડી ઉઘાડી.
પ્રીતિના ભેદ મા જાણો છો અંતરે, એ રોયે વધારે શું માડી! ૨
મા વિના વિશ્વાસથી, જાય શિશુ કો કને, ઉર ઉઘાડે કોની આગાડી.
એક વાર અમૃતની દૃષ્ટિએ ન્યાળી મા, ચાંપી રે ઉરમાં લગાડી. ૩
તારા ઉછંગમાં, શાન્તિ અભંગમાં, પોઢજે મા મુજને પોઢાડી;
બાળક હું રંક મા, નિર્ભય તુજ અંકમાં, મા સ્વમભય શા તુજ આગાડી. ૪



## પૃથ્વી પગેરૂં

તેં તો ચોરી લીધાં મારાં ચિત્ત, કનૈયા તેં તો૦
નાવે નજર એ ચોરની રીત, કનૈયા૦ ટેક. ૧
પૃથ્વી પગેરૂં શોધી વળી હું, દીઠો નહીં અકલિત.
દષ્ટે પડું તો નાખે એ હેઠે, એવી હશી તને બીત! ૨
અણદીઠો રહેતો હોઈશ તે માટે, બંધનની બ્હીક બચીત.
ન્યાયી નિયંતા આપે અંતર, જીવન જેલ અગિત. ૩

પાછાં આપું ચોર્યાં ચિત ? પૂછે, નટવર વદન હસીત.
કયમ કરી પાછાં દઈશ ચોર્યાં ચિત્ત, ભૂત ચોટયાં તુજ ચિત્ત ૪
દેતાં એ મારાં તાણએ જશે, આખર તો એક ખચીત.
બંદી રહે અમ અંતર જીવન, આજ જીતાયો અજીત. ૫
તેં ચિત્ત ચોર્યાં મેં તને ચોર્યો, થતું થાય એવા, એ રીત.
તેં રીત શીખવી, તેં જીત શીખવી, તું ગુરૂ, શિષ્ય, સંવિત. ૬



## રસ - રેલ

રસ તરસ્યાં હૃદય કરી દીધાં, રસિક રસ રેલી હૃદય ભરી દીધાં
તારાં સરજ્યાં સુધા અમે પીધાં, રસિક રસ૦ ટેક. ૧
એ અમી ઝરણે અંતઃકરણે, પ્લાવિત પંકજ કીધાં.
રસમય હૃદયે રમીને રસીલે, કૃતાર્થ પ્રિયને કીધાં. ૨
યુગ યુગ યાદ રહે એવાં કો, અદ્‌ભુત દર્શન દીધાં.
અનુગ્રહ નજરે નિરખી નટવર, શરણુ સ્વીકારી લીધાં. ૩
એથી અધિક શું ઇચ્છે અંતર, અખિલે અમી ભરી દીધાં.
રસરાજ વસે ત્યાં તો રસ વરસે, મન એ અચરજ કાં કીધાં ! ૪



## સૌ શમણાં ઊગ્યું

કહે ક્યાં લગી પ્રિયતમ પજવું, તુજને કહે ક્યાં૦
કહે ક્યાં લગી વેશો ભજવું. તુજને૦ ટેક. ૧
કંઈ કંઈ આશા ઉરમાં ધારી, નિર્ગુણને ગુણ સજવું ?
અઠળક આપ્યું તદપિ અધુરૂં, એ લક્ષણ શું સમજવું ? ૨
જીવ લલાટે લખી લાચારી, શીખી ન શ્રેય સરજવું.
તુજ કૃપાની પૂર્ણ પ્રતીતિ, તદપિ અનુગ્રહ લજવું. ૩

નાથ ન જાણું આવરણ ઓઢયાં, શું સજવું શું તજવું?
માયા નાટક માંડયાં ત્રાટક, રહેલ ન ખેલ સમજવું.
એવી ઓળખ દે અલબેલા, આ સૌ શમણાં ઉજવું ૪



## જગ જીવને રમકડું આપ્યું

જગ જીવને રમકડું આપ્યું વિરાટ, જગજીવને૦
પાસ આવી પજવે ન દુઃખ કાપ્યું. વિરાટ૦ ટેક. ૧
ખેલ્યાની ખાંત છે, હોંશીલો તાત છે, છે અઢળક ધન વણ માપ્યું.
લાડીલું બાળ છે, બાપ શ્રીગોપાળ છે, હશે હરિને અપાર હેત વ્યાપ્યું. ૨
મેળાના દહાડા, ને દિકરાના આડા, અપાવ્યું એણે જે આલાપ્યું.
માયાએ બાળને બહુ રે બગાડિયું, પરે, પમતા હશે રે સંતાપ્યું ૩
રમતાં ધરાય ના, બાપે મરાય ના, એ થાક્યું ન તડકેથી તાપ્યું.
બાપે બોલાવિયું, પાસે ન આવીયું, એને પ્રેમે ચવચણું આપ્યું. ૪
ભાગી ન ભૂખ, ને લાગી રે લૂખ ત્યાં, તાપે તવાઈ તન કાપ્યું.
મૂક્યાં રમકડાં, પગલાં ઠમક્યાં, આંગણીએ આવ્યું ઉતાપ્યું. ૫
દેખીને બાપમુખ, દેખાડે આપ ભૂખ, ભાખે ભોજન કેમ નાપ્યું.
જાણીને બાળ ટાળ, દીધી ન આળગાળ, ઉલટું ઉચકીને ઉર ચાંપ્યું. ૬
બિરદો છે બાપના, પાયાં અમી આપનાં, ઉર આનંદે અંકમાં સ્થાપ્યું.



## અણમૂલી આશ

અણમૂલી આશા દુભાતી, હરિ અણમૂલી૦
નથી અંજલિ યે જો લેવાતી. હરિ અણમૂલી૦ ટેક. ૧
માંડી પરબ પણ નીર અનામત, કોઈને તૃષા ન જણાતી. ૨
આપ અમીની આ શી ઉપેક્ષા, સમસ્યા ના સમજાતી. ૩
અણપૂરી ને અધૂરી રહેવા, આશ હશે શું સૂજાતી! ૪

## વિશ્વ-પૂજન

મેં વિશ્વપૂજન કરી લીધાં, પ્રભુ મેં વિશ્વ૦
તારે ચરણુ જગત જોઇ લીધાં. પ્રભુ મેં૦ ૧
તારૂં આપ્યું દ્રુજને ધરીને, નૈવેદ્યો વ્હેંચી દીધાં. ૨
શિવને ધરીઆં જીવમાં સરીઆં, મેં મન માની લીધાં. ૩
પત્રે પુષ્પે નિશ્ચે પ્હોંચે, જે જળ મૂળે પીધાં. ૪
રાજ રીઝયે ચરની શી ચિન્તા, નજરાણાં કીધાં ન કીધાં. ૫
વિશ્વ–પ્રેમ એ વિશ્વપૂજન ફળ, અનુમહનાં અમી પીધાં. ૬



## કલ્પતરૂના છાંયા

તું કલ્પતરૂના મારે છાંયા, ગોપાલ તું૦
તારા પ્રેમ પાન પાન પથરાયા, ગોપાલ૦ ટેક ૧
અણુદીઠ ઝાડ તળે આણ્યાં અનુમહે, તાપ ત્રિવિધ ના કળાયા, ૨
શાન્તિ વળી ને શીર આપે ઢળી પડયાં, પરમાર્થી પ્રેમ પરખાયા. ૩
પંથી પ્રભાતમાં પ્રભુખી પળી જશે, અવિચળ તરૂવર રોપાયા. ૪



## ઊંડી ઊંડી આશા અનેક

ઊંડી ઊંડી આશા અનેક, જીવન આ અંતરે.
દેહ લગી છૂટતી ન છેક. જીવન આ અંતરે૦ ટેક ૧
દેહપાશ, સ્નેહપાશ નિર્મૂળ શું ના થશે, સરી સરી જાય કાં વિવેક. ૨
શરણે થવું રે આ સ્વપ્નું સમજવા, આશા અમૂલી એ એક. ૩
સુવર્ણે ઘાટ અને ઘાટે સુવર્ણ એમ, જોવા અનેકે તું એક. ૪



## કર્મ - કોકડામાં

કર્મ–કોકડામાં માનવી ધુચાયા, જીવન કર્મ કોકડામાં૦
દોર વિષયના વારિએ ભીંજાયા. જીવન૦ ટેક. ૧
ઉકેલે તાર ત્યાં ઉલટા ધુચાય છે, જે વાસનાને વાણે વણાયા.
સુત્રે સતસગના સાંચામાં નાંખીયું, તાર સ્મૃતિ–સુત્રના ખેંચાયા. ૨
વૃત્તિના વાણા ને ભક્તિના તાણા, પ્રેમપટ પૂર્ણ એ વણાયા.
હરિને આરોપીઆ અંતર ઉપહાર એ, ત્યારે અપૂર્વ એ જણાયા. ૩



## અણુ દીઠાં

અણુદીઠાં તો યે ન અજાણ્યાં, ઉરે અણુદીઠાં૦
એવાં અદ્‌ભુત તત્વ જણાયાં. ઉરે અણુદીઠાં૦ ટેક. ૧
આંખે દીઠાં એ અનિત્ય જણાયાં, એનાં અધિષ્ઠાન સાચાં કળાયાં. ૨
આંખે દીઠાં એ મીઠાં મનોહર, એ મીઠાં અજીઠાં જણાયાં. ૩
એ અણુદીઠાંની લેહ અનેરી, દીઠાં અણુદીઠાં દીઠે વણાયાં. ૪



## કેમ માનીએ નિષ્કામ ?

નાથ કેમ માનીએ નિષ્કામ? અમે આપને નાથ કેમ૦
જ્યારે ઇચ્છી રહ્યા છો પ્રેમ આમ, અમે આપને૦ ટેક૦ ૧
ભક્તોને ખાતરે જાવ કીયે કારણે, શ્યામ તમે તજીને સ્વધામ
સંકટ વિદારવા આશાઓ પૂરવા, ધાતા હશો શું અકામ! ૨
યોગક્ષેમ પાળવા વિશ્વાસે વાળવા, અંતર વસો શું નિષ્કામ!
અનુગ્રહના આગ્રહી બિરદોના સગ્રહી, એ યે હશે શું અકામ! ૩
ભક્તભાર વ્હેવા શુકામ શ્રમ સહેતા, આપો ઉકેલ અભિરામ.
માનું નિષ્કામ કે માનું પૂર્ણકામ એ, સમજાવી જાવ ઘનશ્યામ. ૪



## હરિ હાથમાં

હરિ હાથમાં કરિયાં આધિન જીવન, મેં હરિ હાથમાં૦
યથા જગત નિયંતા જામીન, મેં તો હરિ૦ ટેક૦ ૧
રક્ષા કરે શ્રેય પ્રેયની પરાત્પર, જેને વિધિ યે આધીન. ૨
અમીમય નજરો અમપર એની, માગ્યા આપે એ માપિન. ૩
શાન્તિએ સ્મરવાના વાઞ્છિત પૂરવા, વિઘ્ન વિદારે નિશદિન. ૪
એ કરૂણા એની કલમે ન આવે, મ્હેરામણ માપે શું મીન. ૫
હતું એનું હતું, ત્યાં કોણે શું આપ્યું, પૂછો શું પ્રીછવો અભિન. ૬



## અણમોલ ઘડીઓ

પ્રભુ સ્મરણ કરતાં તાહરૂં, આનંદ જે હું અનુભવું
એ નિરંતર અંતર રહે, હું એમ ચિત્તે ચિન્તવું, ૧
અણમોલ ઘડીઓ આયુની, એ જીવન રસ રેલી રહે,
વીતે છતાં વિસરે નહિ, વિવર્ત શું ખેલી રહે. ૨
પ્રભુ પ્રેમ અમૃત તાહરાં, દો અમર શાન્તિ આપતાં,
શ્રેય પ્રેયને પૂરી રહી, શ્રદ્ધા અનેરી સ્થાપતાં. ૩
પ્રભુ પૂછશો કે શા બળે, ઇચ્છી રહ્યા છો આટલું,
દીધા લીધાનું અવનવું, કિંયું કર્યું એ કાટલું. ૪
સર્વજ્ઞ થઈ શું પૂછશો, કે પ્રશંસાઓ માગશો
ના ના હવે એ નહિ બને, નિશ્ચેપણે અનુરાગશો. ૫
તેં યોગ્યતા જોયા વિના, મેં ઇચ્છિયું એ આપિયું,
હું આશ એ બળથી ધરૂં, ઉર અનુમહે અનુરાગિયું. ૬
આ અકથ સુખને પામવા, જન્માંતરો ય કબૂલ છે,
તુજ સ્મરણ સુખની આગળે, વધુ મુક્તિનાં શાં મૂલ છે! ૭



## બંસી ન થાય બસૂર

તારી બંસી ન થાય બસૂર, મોહન તારી બંસી૦
તારી એની માયા મશહૂર, મોહન૦ ટેક૦ ૧
હું તારી બંસી, તું બજવૈઓ, મધુર સ્નેહલ તારા સૂર.
તું કર ધરતો, તું રસ ભરતો, પ્રેમ પિયૂષ પોલે ઉર. ૨
તને બંસી પ્યારી, કરીશ નહીં ન્યારી, નીકર એ બનશે બસૂર,
વિસરીશ તો એ વિરહે વીધાશે, અનુગ્રહની એ તો આતુર.
અધઘડી અળગી ન કરતો કન્હૈયા, માગ્યા એ કરજે મંજૂર. ૩



## માયાના આછા ઓછાયા

તારી માયાના આછા ઓછાયા, મોહન તારી૦
એ બ્રહ્માદિએ ના ભૂલાયા, મોહન૦ ટેક. ૧
કાયા ઝલાય પણ છાયા ઝલાય ના, એ ભૂલેલા ભેદ પરખાયા,
એ માયાનાં માન મારે સ્નેહે સાચવવાં, એણે જાણ્યા તમે ના રિસાયા. ૨
જાણે જાણે ને જીવ બનતો અજાણ એ, એના વિસ્તાર વરતાયા,
આજ અમે જાણ્યુ અનોખું એ માળખું, આપના એ માયા પડછાયા. ૩



## મુક્તિના દેશ દૂર દૂર

પ્રભુ મુક્તિના દેશ દૂર દૂર, એટલે જાવાની વાર છે જરૂર,
હું તો જોવા તને છું આતુર, એટલે૦ ટેક. ૧
માયા એ મૃગના જન્મો અપાવીઆ, સાધનના ભેદ ભરપૂર.
સર્વસ્વ આપી બળી પેઠા પાતાળમાં, થાવાના ઈંદ્ર એ જરૂર. ૨
કર્મોના મર્મ નવ જાણું, જીવન હું, છે માયાથી સાત્ત્વ અમ ઉર,
પ્રેમતણાં પૂર હજી ઉતર્યા ન આવિયાં, નથી ભક્તિ રે નાથ ભરપૂર. ૩

ભક્તિની ભૂખ હજી ભાગી ભગવાન ના, લેવાના છે જન્મ તો જરૂર.
માગો એ આપ ને આપો એ આપ તો, શેના કરું રે હરિ સૂર. ૪
માગ્યા વિનાએ તમે માયાએ આપિયું, એ માયાએ રહેન્જો ઉર.
જાણી જોઈને જન્મ લેતા હશે શું સંત, રહેવાને હાજરાહજુર. ૫
આપો સંસાર તો સ્નેહો યે આપજો, નાથ નથી બીજી જરૂર,
શંકા કરીને નાથ તમને સતાવિયે, જીવનના લ્હાવ એ જરૂર. ૬
સારે સંસાર શ્યામ સભર ભરેલા, થાવાં જાવાં છે કર્યાં દૂર,
મુક્તિયે આપ ને ભક્તિયે આપ તો, ઉર સૂર એય તુજ નૂર.
મુક્તિના મહેલ અવિનાશીને આશરે, દૂર નથી એહ ભરપૂર. ૭



## લક્ષ અજાણુ

મારા જીવનનું લક્ષ અજાણુ, હજી મારા૦
અણદીઠું તોયે જાણે પ્રાણુ. હજી મારા૦ ટેક ૧
કાળ કર્યાં થોડા ને જન્મે કર્યાં થોડા, શોધીશું આપ્યે એ ઘાણુ
જગત ભૂલાશે, ને જાતે ભૂલાશે, ભૂલાશે ન એ નિર્વાણુ. ૨
પ્રેમીને પહાડો પાડવા રહેલા, કરી ન શકે કો રોકાણુ,
રામના નામનાં બાણુને એ ક્યારે, લક્ષ રહ્યાં છે અજાણુ ? ૩



## આવી કેવી ન્હોતરી ઉપાધિ ?

આવી કેવી ન્હોતરી ઉપાધિ, તમે તે હરિ, આવી કેવી૦
હવે વળગી ન જાય એ વ્યાધિ. તમે તે હરિ૦ ટેક ૧
નિષ્ક્રીય નાથ શું થાકયા નિવૃત્તિયે, એ શક્તિ કઈ આગવી આરાધી.
આવડી આવડ રહે કેમ અણુઆળખી, રહે ક્યાં લગી ચડેલી સમાધિ. ૨
જડને બનાવી જંપ ના વળ્યા શું અંતરે, આ ચેતનની શોધ શેણે લાધી.
લેતાં આનંદ આ અજંપ, કેમ આવીઆ, ભૂલ્યાં સાધન કે ભૂલ ખાધી ! ૩

અખંડાનંદ અમારે રસ્તે, દયામય દોરવનારા.
પંથે પ્રિયતમ મિત્રવે અમને, અંતર ઓળખનારા. ૫
આપું આંખો, જુવો અનોખા, વિશ્વે વિસ્તરનારા.
નહી જગ—ન્યારા સરજનહારા, રજ રજમાં રમનારા.
અંતઃકરણે આવરણુ આડાં, એ ઉંબર ઓળંગ્યે આરા. ૬



## તારા જેવો ન જગે જોયો

મેં તો તારા જેવો ન જગે જોયો, દયાળ કો તારા જેવો૦
હરી અનુગ્રહ રચી હાથ ધોયો, દયાળ કો૦, ટેક ૧
જોતો તું દોષ ના, ખોતો ખામોશ ના, ત્યારે તે કેમ જીવે ખોયો. ૨
બાળકને દોષ શા, પાળકને રોષ શા, હરી તારી માયા યે એ મ્હોયો. ૩
છૂપો છવાયલો, પ્રેમે પમાયલો, તું તો સંસાર સ્યામ સોહ્યો. ૪



## ઊર્મિ રેલવનારા

ઉર ઊર્મિ રેલવનારા, નટવર ક્યાં લગી રહેશો ન્યારા
યુગ યુગના ઓળખનારા, નટવર ક્યાં લગી૦ ટેક ૧
ન ઠરો નટવર યોગ્ય થયા વિણ. સુવર્ણ પાત્ર વિણ પારા,
યોગ્ય થયે અળગા નથી રહેતા, ગોરા–ઘેર ખૂંધા ગારા. ૨
જાણો છો જે જીવન મારે, આપ નયનના તારા.
કંઇ કંઈ કષ્ટે કૃષ્ણ મળો છો, આજ અમારા વારા. ૩
જીવબુદ્ધિ એ નથી જણાતા, છો બાવનથી બ્હારા.
ન્યારા રહો છો રમવા પુરતા, રસીઆ કામણગારા. ૪
છો પ્રભુ મારા કયમ કહું ન્યારા, અંતરમાં રમનારા.
સ્મરણે સ્નેહ આપ્યા છે આવા, એટલા યે છો સારા. ૫
કૃપાતણી કીંમત નવ જાણે, જાણો છો જીવ ધારા.
એ ધારા જો પ્યારા હોય તો, ગણી લેજો નોધારા. ૬

નોધારાને નિશ્ચે મળતા, આપ અધમ ઓધારા.
શરણે જાણી શ્યામ સમાને, સ્વરૂપે સરજનહારા.
નેહે નટવર નથી નથી ન્યારા, અનુભવથી જોનારા. ૭



## ના મ - ગં ગા

નામ–ગંગામાં નિત્ય અમે ન્હાતાં, ગોવિંદ, નામ–ગંગા૦
શું કરીએ પ્રયાગ ના જવાતાં ગોવિંદ૦ ટેક ૧
સ્તોત્રે લખેલ સ્નાન સ્મરતાં નામે વળે, ભીંજવે મા ઉર શરમાતાં.
ત્રિવેણી તીર્થ મારા તનમાં નિહાળીઆં, સદા સામ્યશરીરે ગંગા સ્હોહાતાં. ૨
અંબા અરૂપ મા ગંગા સ્વરૂપ મા, પ્રકૃતિને રૂપ પથરાતાં.
દૂર દૂરથી એ મા સ્નાનો સ્વીકારજો, ભુલશો ન ભક્તે સ્તવાતાં
પિંડ આ પ્રયાગરાજ, ગંગાના ઘાટમાં, મુકુ ગોવિંદ નામ ગાતાં. ૩



## કાયા માયાના અધ્યાસ

મન કાયા માયાના અધ્યાસ, મૂકી દો મન, કાયા૦ ૧
જેણે ભોગવવા ગર્ભવાસ, મૂકી દો મન૦ ટેક
એને આ સંગે અનેક અજંપા, એ મૃગજળે નવ છીપે પ્યાસ
અમર આત્માને મરવાં જનમવાં, રહેવા સંચિત કેરા ત્રાસ. ૨
એ કલ્પિત કલ્પના કરીને ભમાવે, એ તો આત્માના રકાસ
સકેલી લ્યો જો એ સ્વપ્નાંની બાજી, તો તો એ બ્રહ્મ–વિલાસ. ૩



## કંઈ કંઈ ઊર્મિ

કંઈ કંઈ ઊર્મિ ઉર ભરે, કન્હૈયો કંઈ કંઈ૦
એ ભાવ ભાષાથી પરે. કન્હૈયો૦ ટેક ૧

થા માટે સૂર કરે શાન્તિમાં, પૂછતાં હાસ્ય જ કરે.
રસ સાગરમાં ઓટો આવ્યે, ભરતી તરંગો ધરે.
એ અનુભૂતિ નહી અદ્વૈતે, માટે એ રૂપ ધરે. ૨



## કાળું વાદળ છાયું

કોઈ કાળું વાદળ છાયું, કન્હૈયા કોઈ કાળું૦
મારૂં ચાંદરણું ઢંકાયું, કન્હૈયા૦ ટેક ૧
એ ઝડીએ વરસ્યું, દિલને સ્પર્શ્યું, નયને નીર છવાયું.
રાહ ન સૂઝે, મન અમૂઝે, જીવન ના જીરવાયું. ૨
એ કેમ વિખરશે કેમ નિખરશે ચાંદરણું અવરાયું.
એ ભાગ્યે વરસ્યું ભોગે સ્પર્શ્યું, સ્મૃતિ-સમીરે વિખરાયું. ૩



## આળ પંપાળમાં

નથી રે સંસાર ભણી જોવું, મારે આજ પછી, નથી રે સંસાર૦
મૂકી મોહન માયાને નથી મ્હોવું. મારે આજ પછી૦ ટેક ૧
મમતાની જાળમાં. આળ પંપાળમાં, ખાલી જીવન નથી ખોવું.
ઘસતાં આ જાતને, રહેતાં આઘાતને, આખ્ખર રહ્યું રે એક રોવું. ૨
આત્મ અભાનથી, ઉરના અજ્ઞાનથી, આવે એ આંસુ નથી લ્હોવું.
સ્વપ્નું લાગ્યું રે મને આ તો સંસારનું, જાગી જગદીશ રૂપ જોવું ૩



## ભક્તિનો છોડ

હરિ શાન્તિએ સ્મરવાના કોડ, જીવન મને શાન્તિએ૦
મારે ઉર ઉગ્યો ભક્તિનો છોડ, જીવન. ટેક ૧
અનુગ્રહના અમીએ ઉછેરજે એને આપીને ઊર્મિ અજોડ. ૨
અનિષ્ટની આંધીએ આપીને ઓથો, રક્ષજે તું રણછોડ. ૩
યુગ યુગ અમર રહે એમ કરજે, એ ભક્તિનો અણમૂલો છોડ, ૪



## માયા સંકેલી લ્યો

માયા સંકેલી લ્યો મહારાજ, તમારી માયા૦ ૧
એનાં વંચન વિદારો મહારાજ, તમારી૦ ટેક
આત્મસ્મૃતિને જે અવરોધે, એથી ઉગારો અધિરાજ. ૨

સ્નેહપાશે મન જ્યાં જ્યાં સરે ત્યાં, રમતા દેખું રઘુરાજ.
અવર દેખું એ એનાં વિડંબન, રોકો એ એના રીવાજ. ૩

તમને ભજે એને એ નવ પજવે, અન્ય ન એના ઇલાજ.
આ ઇંદ્રજાળે અદ્દભુત લીલા, નવલ રૂપે નટરાજ. ૪



## કેવી ભકતોની ભકિત

કેવી ભક્તોની ભક્તિ, ગોપાળ, હશે એ કેવી૦
જેના તાર તૂટે ના ત્રિકાળ, હશે એ કેવી૦ ટેક. ૧

એવું તે શું દીઠું એણે તત્ત્વ અનેરૂં, જેને ઓથે જોઇ ઇંદ્રજાળ.
એવી કેવી શ્રદ્ધા અનુભવી એણે, જેણે શાંતિ રહી સદાકાળ. ૨

એવી કેવી ઓથો મળી ગઇ એને, જેણે એ અભય ત્રણુકાળ,
એવી કેવી વસ્તુ મળી અણમૂલી, થઇ ગયા એ ન્યાલ ન્યાલ.
નમુ નમું નેહે એ અમર ભક્તોને, કરજો કૃપા, હો દયાળ. ૩



## શાન્તિ સાગર મારા થાવ

કૃપાસિન્ધુ તો નાથ કહેવાવ, તમે કૃપા સિન્ધુ તો૦
મારા શાન્તિ–સાગર થઇ જાવ, તમે કૃપા૦ ટેક૦ ૧

કાપીને કષ્ટો કૃપામય બનિયા, પણ એ પરોક્ષ પ્રભાવ,
એથી અધિક આજે ઉર મારું ઇચ્છે, સમજું નહીં એ સ્વભાવ. ૨

અનન્ય નિષ્ઠા ત્યાં નહીં અભિલાષા, અણમૂલા ઇચ્છું એ ભાવ,
સતીનાં જીવન જેવાં પતિમય થાતાં, સમી જતા સ્વત્વના ભાવ.
એમ મારા સર્વસ્વ આપે સમાવી, શાંતિ સાગર મારા થાવ, ૩



## મોરલી સાંભળે એ સર્વસ્વ ભૂલે

મોરલી સાંભળે એ સર્વસ્વ ભૂલે, હો મોરલી૦
એને ઉર એક પ્રણનાદ ઝુલે, હો મોરલી૦ ૧
ભૂલે સંસાર એ ભૂલે ઘરબાર એ, છૂટે માયાનાં બંધન અતૂલે; ૨
મોરલીમાં મંત્ર મીઠા મુક્તિના સાંભળ્યા, એ કૃષ્ણ વિના અન્ય ના કબૂલે; ૩
શાંતિનું સ્થાન અમર તત્વ એણે ઓળખ્યું, રમે રાસ વૃત્તિ પ્રણ વર્તુલે ૪



## જીવન નથી તારૂં અજાણ્યું

નથી નાથ અમે નિષ્કામ, જીવન નથી તારૂં અજાણ્યું એ શ્યામ
ક્ષમા કરતો તું ક્ષતિઓ તમામ, જીવન નથી૦ ટેક ૧
તુજ વિણ કોને કહીએ અંતરની, કરૂણ કથા અવિરામ,
કંઈ કંઈ ભયથી ભક્તિ રે કરીએ, થવાને અભય અભિરામ. ૨
અનુભવતા પ્રભુ અનુગ્રહ તારા, પ્રિય થયો તું સકામ,
અહૈતુક ભક્તિ દે તું દયાએ, સ્મરૂં સ્નેહે સદૈવ અકામ. ૩



## પ્રેમે અંતર જાગ્યું

હરિ મેં હરઘડી કંઈ કંઈ માગ્યું, હરિ મેં હરઘડી૦
તુજને કઠણ કશું નવ લાગ્યું, હરિ મેં હરઘડી૦ ટેક૦ ૧
ઘટતું માગ્યું અઘટતું યે માગ્યું, તેં તુજ બિરદ ન ત્યાગ્યું,
અનિષ્ટો કાપી ઓળખ આપી, સુહૃદ સંકટ ભાગ્યું. ૨
વચન બાણ આરતનું માર્યું, કોમળ હૃદયે વાગ્યું,
યોગ્યાયોગ્ય ન જોયું જીવન, એણે ઉર અનુરાગ્યું.
અપૂર્વ અનુગ્રહ અનુભવતા પ્રભુ, પ્રેમે અંતર જાગ્યું, ૩



## ચરણ - ચાખડી

કહો કેટલી ઘડીમાં આવ્યા ? ગિરધર કહો૦
કેવે વેગે વિહંગ ચલાવ્યા, ગિરધર૦ ટેક૦ ૧
એટએટલાં ચીર કો ચાકરના, શિર પર લાદી લાવ્યા,
કો કારણ દ્રુપદ તનયાને, સુહૃદ્ સાદ પડાવ્યા. ૨
કેટલે વરસે ચડી વીરપસલી, સંભારી લ્હેણી લાવ્યા,
ચીંદડી તંતુ ગણીને ક્યારે, ઉર ઉધાર ચડાવ્યા. ૩
પ્રિય પાંડવને આપી પ્રતીતિ, શત્રુને શરમાવ્યા,
અભય કોલ આપીને એના, રણમાં રથ શું ચલાવ્યા. ૪
હું ચીર ન ફાડું, અશ્રુ ન પાડું તદપિ તેડયા આવ્યા,
હું દ્રૌપદીની ચરણ-ચાખડી, નિત્ય નમતી જોતી આવ્યા. ૫



## સંતાશો માં

સંતાશો માં સતચિત્ત, અંતર સંતાશો માં૦
ઘટે ના અવરણ કરી જો પ્રીત, સંતાશોમાં૦ ટેક ૧
ઘડી ઘડીમાં પ્રભુ પડદે છૂપો, એ શું તમારી રીત,
કે પછી તમને ટેવ પડી છે, સાંભળવાની ગીત. ૨
જગ નાટયે આ જીવ જ આવ્યો, પડદાની તો રીત,
પણ એ પડદે આપ ન ભૂલે, જાણે વેષ જ ચિત. ૩
આ ખેલ ખલકના સુત્રધાર છો, ખેલો ખેલ અજીત,
પણ એ નાટક પુરું થાતાં, જો જો અમૃત મીટ. ૪
ખેલ ખેલ્યાનાં મુલ જ આપો, એ તો અનાદિ રીત,
જેમ નચાવ્યાં તેમ જ નાચ્યાં, કેમ ન લાવો રીઝ. ૫
રીઝો તો તો મળી ગયાં મૂલ, નહીંતર ફાડો ‘બીલ’,
સુત્રધાર આ જગના માટે, સુણજો સ્યામ ‘અપીલ’. ૬



## ગુણ પર વારી

તારા ગુણ પર વારી ગોપાલ, હું તો તારા ગુણ.
મારા માનસ કેરો તું મરાલ, હું તો તારા૦ ટેક. ૧
ગુણ તારા ગણતાં વિધિએ વિરામ્યા, હું તો માયામાંનું બાળ,
જેટલા જાણ્યા એમાં જે જે જાણ્યું એ, અનુભવતાં થઈ ન્યાલ. ૨
એ ઊર્મિ ભાષા તો કવિઓ આલેખે, ભાષા-ભૂખ્યો નથી તું ગોપાલ,
આ ભવ અટવિમાં પંથ ભૂલ્યાનો, ભોમિયો તુંજ ભુપાળ. ૩
આ ભવ રણમાં મીઠી વીરડીઓ, તરસ્યાંને પાન રસાલ,
જીવન સંગ્રામે આવતા ઘાને, ઝીલે જરૂર એ ઢાલ. ૪
માયા ગહેરામણમાં અણમૂલાં મોતી, મરજીવા પામે એ માલ,
માનવ-જીવને સર્વ સમૃદ્ધિ, સંતોની તો તું ગોપાલ. ૫



## રીઝો રસિક ગિરધારી

રીઝો રીઝો રસિક ગિરધારી રે, રીઝો રીઝો રસિક૦
નવ રીઝો તો ખીજો મોરારી રે, રીઝો રીઝો૦ ટેક. ૧
તમ ખીજો એ મુજને પ્યારી, કર્મ ખીજોથી ખીજ એ ન્યારી રે. ૨
ખીજે સુરને નાંખ્યો રે તમે મારી, એ ખીજો તો સ્વર્ગ દેનારી રે, ૩
સ્વર્ગ આપીને કીર્તિઓ વધારી, પુન્યકારી ધર્યું નામ મુરારી રે. ૪
સુર આપ સંગ અમર મોરારી, આપ ખીજોની એ બલિહારી રે, ૫
કેમ ખીજવીને દુઃખ દઉં ભારી, દેખી શ્યામ સુકુમારી મેં તમારી રે. ૬
કેરો કરુણા નજર એકવારી, મન જાણું જે રીઝયા મોરારી રે, ૭
જોણું સત્વાય સુકુમારી તમારી, મારે ધન્ય માત્ર નજરો, વિહારી રે. ૮



## ઉર તુજ ગુણે ભર્યાં

ગુણે ભર્યાં રે હરિ, ગુણે ભર્યાં, આજ મુજ ઉર તુજ ગુણે ભર્યાં
એ ગુણ રે દેખીને ચિત્ત તુજને વર્યાં, આજ મુજ ઉર૦ ટેક ૧
અધિકારનાં વિધાન તમે આધાં કર્યાં, દીનાનાથની દયાનાં એ ઝરણાં ઝર્યાં
અસારેથી સારનાં ભાન રે ભર્યાં, એ સારે સંસાર શ્યામ રૂપો સર્યાં. ૨
માયાએથી મોહન મન પાછાં કર્યાં, દીઠા દિલે દયાળ દિલ ત્યાં રે ઠર્યાં,
હરિ કાળ અને કર્મ તણાં બધન હર્યાં, સતચિત આનંદે મારાં ઉર રે ભર્યાં. ૩
પાપ તાપોના પુંજ પ્રેમે ભસ્મ રે કર્યાં, દિવ્ય દર્શન દીનાનાથ દિલે ધર્યાં,
વરી વિભુએ વિરાટ રૂપ વિસ્તરી રહ્યાં, એ રૂપે રસિક મારા મનને હર્યાં
આ તારે પ્રતાપ મારાં કામ રે સર્યાં, માટે મારાં રે મન હરિ તુજને વર્યાં ૪



## રહેમની નજર

રહેમની રહેમની રહેમની રે, મને થઇ છે નજર નાથ રહેમની રે. ટેક
વ્હેમની વ્હેમની વ્હેમનીરે, હવે ગઈ છે નજર નાથ વ્હેમની રે, ૧
મુજ રંકને એ તો થઈ પડી છે, નજરો તમારી હેમની રે,
પૂર્ણ કામીની એ પૂર્ણ કૃપાઓ, કોને ખબર એના નેમની રે. ૨
દીનબંધુ તારાં બિરદો ભૂલું તો, દ્રષ્ટિઓ એ હશે કેમની રે,
અખંડ વિશ્વાસ આવા અંતર રહેતા, જીવ દ્રષ્ટિ ગઈ જેમની રે. ૩
અમર ભક્તો એ થઇ ગયા રે એણે, અમૃત પાયું આણી એમની રે,
ભક્ત ભગવાનમાં ભેદ નથી, મને ઝાંખી થઈ છે એના પ્રેમની રે.
ભક્તોએ આપ્યા પ્રસાદ ભગવાનના, એણે નજર નાથ રહેમની રે. ૪



## ધીરા એ ઢાળ બતાવ્યા રે

ધીરા એ ઢાળ બતાવ્યા રે, ત્યારે મન મોહનમાં ઠર્યા. ટેક.
અસારે સારજ લાધ્યા રે, ભક્તોએ મનને ભાવે ભર્યા. ૧
ધીરા રે વીરા રઘુપતિના, જેણે ધીરજે ધાર્યા ધર્મ,
ધીરા વીરા પાંડવ વંશે, જેણે ભક્તિના જાણ્યા મર્મ,
અમર યશ એના ગાતાં રે, સુણતાં તો સર્વે સ્હેજે તર્યા. ૨
ધીરા સુધન્વા તેલ તર્યા ને, જગમાં થયાં જેનાં નામ,
ધીરા અમરીષે ધીર ધરીને, દળવાનાં કરિયાં કામ,
ધરણી તો ધન્ય થઈ છે રે, એવા ધીરાએ તન તો ધર્યા. ૩
ધન્ય ધીરા રેવંત રાજાને, ધન્ય શીબી રાજંન,
પ્રભુમય જગ જેણે દેખીયાં ને, આત્માએ જેનાં મન,
પરમાર્થે પ્રભુ દેખાડયા રે, જીવનને જેણે ધન કર્યા. ૪
ધીરા રાજા ધન્ય બળી જે, દેહ દઈ દે દાન,
ધન્ય ધીરા પ્રપિતામહ એના, એક પ્રભુ શું ધ્યાન,
ધન્ય ધન્ય એ ધીરાઓ રે, જીવ કાજે જેણે દુઃખ રે વર્યા. ૫
એ ધીરાના ધર્મ મારે મને રહેજો, કરજો કૃપા મોરાર,
જેનાં ચરિત્રો હૃદય ધરી હું, નિરખું નંદ કુમાર,
એ પ્રભુ ને ભકતો એકજ રે, જેણે મારાં અંતર ઠર્યાં. ૬



## મામુલી માગ્યાં

મારાં મામુલી માગ્યાં એ દેવા, જીવન, મારાં૦
તારે પડતા હરિ શ્રમ સ્હેવા, જીવન૦ ટેક ૧
ઘણું યે જાણું હવે નથી કશું કહેવું, પણ પડી ગયા એ હેવા
જાણ્યે અજાણ્યે કહેવાઈ જાય છે, આપદમાં આશ્રય લેવા. ૨

પણ હું તો જીવ અને તું તો સદાશિવ, શરમ શેની તને કહેવા,
યાચકને અભિમાનો યે શેના, દાતા મળે જ્યાં તારા જેવા. ૩
અંતરયામી જાણ્યા છતાં કહેવું, એ જીવ અધિરા કેવા!
તોય મારે કહેવુ, તારે માગ્યું દેવુ, એ અનુગ્રહ નથી જેવા તેવા,
તોય હવે તો આ સ્વપ્ન સંકેલવા, બાકી છે શ્રમ તને દેવા ૪



## નથી ઝરતાં આંસુ

નથી ઝરતાં આંસુ કે ગદ્ગદ્ વાણ, જીવન, નથી ઝરતાં૦
નથી તન્મય થયા એવા પ્રાણ. જીવન૦ ૧
એવી પ્રીતિ વિના સર્વે અધૂરૂં, નિયતિનું એ નિરમાણ,
અનન્ય ભક્તિ વિના અંતર ભીંજવવા, ઇચ્છું હું નાથ અજાણ. ૨
અનુગ્રહ વિણ પણ એમ થવાના, પ્રયત્ન બધા નિષ્પ્રાણ,
હું તો જાણું કે તારા પૂર્ણ અનુગ્રહ, તો આવ્યાં ન કાં એ એધાણ. ૩
નથી મને નાથ હવે એની ચિન્તા, તમે નેહે કરજો એ નિર્માણ,
તમે આપો આપો ને પડે ઓછું ઓછું, તો શરમાશો માં પ્રાણ. ૪



## નિશદિન નિરખ્યા કરીએ

જાણે નિશદિન નિરખ્યા કરીએ, નટવર જાણે૦
જાણે જુગ જુગ જોયા કરીએ, નટવર૦ ટેક ૧
લીલા વિગ્રહ અદ્ભુત રૂપે, અંતર મંદિર ભરીએ,
અવનવી ઇચ્છા વરી ફરી ઉપજી, નાથ નિવેદન કરીએ. ૨
તમને જોતાં જન્મ ન આવે, ત્યાં શંકા શીદ ધરીએ,
તદપિ કદી જો એમ થાય તો, પૂજારી અવતરીએ. ૩
એ પદ જો કદી મોંઘું પડે તો, તન ગાગરીઆનું ધરીએ,
જે તે રૂપે નિજ મંદિરમાં, નટવર નિરખ્યા કરીએ.
રણછોડ તમારા ચરણ કમળમાં, તન મન નોછાવર કરીએ. ૪



## છાયામાં છોરૂ

તારી છાયામાં છોરૂ રમે છે, જીવન તારી૦
જેનાં ગુલતાન તુજને ગમે છે, જીવન૦ ટેક ૧
અદીઠ અમી પ્રભુ તું વરસાવે, જેણુયે તૃષાઓ સર્વ સમે છે,
જેને જે પથ્ય તે તેને તું પીરસે, એ લડતાં ઝગડતાં જમે છે. ૨
એ પજવે તથાપિ તું પાલન કાજે, અનેક ખલેલ ખમે છે,
આપ એ બદલા કઈ રીતે દેશે, ઓળખ વિના આયુ વમે છે,
અદ્દભુત વાત્સલ્ય દેખી તારાં, મારાં શરમાતાં શિર નમે છે. ૩



## માયાની જાળ

નાનો શો ચંદ્રમા ને ચાંદની વિશાળ, એવી મોહન તારી માયાની જાળ
નાની શી રાતડી ને સ્વપ્નાં ને કાળ, જોયાં જોયાં રે મેં તો બાળો ને બાળ. ૧
ટૂંકા જીવન અને વાસના વિશાળ, બળતાં બદન જેને લાગે ન ઝાળ,
દેખું ન બીજ એના વડલા વિશાળ, ફાલ્યાં ફુલ્યાં રે બીજ ડાળે રે ડાળ. ૨
ત્રિકમ તું તાત જીવ તારૂં રે બાળ, અમર કર્યું શું પડે જોવા ન કાળ,
કે રે બનાવ્યા શું માટીના બાળ, રમવા રમત તમે એણે ગોપાળ. ૩
ટૂટયે ફૂટયે ન તને એની રે ફાળ, કસઓ છે હાથ અને ઓછા કર્યા કાળ,
મોટા થયા રે હવે મૂકો એ ચાળ, બારણીએ બાપ થયા આપના રે બાળ. ૪



## મન હરિમાં રમે

સંસારે સરીએ ને મન હરિમાં રમે, એવા લક્ષે સંસૃતિ જીવની જાય જો,
જન્મ જન્મની જાગે જ્યારે ઝંખના, ત્યારે પ્રભુમાં એવા પ્રેમો થાય જો, ટેક ૧
માયાતીત એ માયાવીનાં મન લહે, અધુરાં સાધન માને પુરાં નાથ જો,
પ્રેમીનાં મન કરી નાંખે પ્રભુ પાતળાં, ઝાલ્યા હરિના એ નવ મૂકે હાથ જો. ૨

અંતરયામી જોતા અમૃત સાંપડે, મૂકી એનાં મન બીજે નવ જાય જો,
એ લક્ષે લાલન પણ આઘા નવ રહે, પ્રેમાતુર એ પ્રેમે તૃપ્તજ થાય જો. ૩
પણ એ બળ તો એક હરિના હાથમાં, નિર્બળ માનવ મનમાં નહીં એ જોર જો,
કૃપા કરે કરૂણાકર સ્હેજે શોધતાં, હાથ ગ્રહીને તારે નંદ કિશોર જો. ૪
પછી એ પેઠાં હરિમાં મન ઊઠે નહીં, સંસારેથી દિલ એનાં સરી જાય જો,
મનમોહન મૂકી એ અન્યે નવ રમે, શ્યામમહીં શમીને એ સુખીઆં થાયજો. ૫



## માગ્યાં આપશો

પ્રભુ નેમીને માગ્યાં આપશો, અનાથનાથ, નેમીને માગ્યાં૦ ટેક
પ્રભુ પ્રેમીને પાડ શું ચડાવશો અનાથનાથ૦ ૧
નેમી તો સાધન સાધે અનેકને, પ્રેમી ન જાણે એ ટેક શો, ૨
નેમીના હાથ નાથ નેહેથી ઝાલશો, પ્રેમી પોતાના ભાળશો. ૩
નેમીનાં ધ્યાન નાથ આપ ચરણમાં, પ્રેમી ધ્યાન ધ્યેય એક કરશો. ૪



## ઈશના અવતંસ

છે મહદ્ જીવો જગતના, જે ઈશના અવતંસ છે,
વેદો વદે વિધિએ કરી, વિશ્વેશના એ અંશ છે. ૧
ખેલું ભલે આ ખલકમાં, અખિલેશના આદેશ છે,
પણ મન મહીં જાણ્યું નથી, કે આ લીધેલા વેષ છે. ૨
પરિપક્વ પૂરણ બ્રહ્મના, સતો મિશે સંદેશ છે,
તું માહરો હું તાહરો, એમાં નહીં અદેશ છે. ૩
આદેશ લહી એ ઈશના, સૂરો મને સંતોષ છે,
રીઝે રીઝાવે રાજ એ, અંતે તો આશુતોષ છે. ૪



## સાચી આ વાત

સુણો સાચી આ વાત કહી દઈએ, કરી કૃપા કૃપાળ કહી લઈએ રે, ટેક૦
ભજન ભક્તિના ભાવ હશે કરીઆ, પુરા પ્રેમે પ્રભુને ન સ્મરીઆ રે. ૧
એણે અધુરા ને પૂરા પ્રમાણ્યા, ત્યારે સુહૃદ એ આજ ઉરે જાણ્યા રે,
નથી સાધન સધાયાં જરીકે, માવ માને છે નિજનાં તરીકે રે. ૨
સર્વજ્ઞે શુ જાણવાં જરીકે, કરી ભક્તિઓ ખોટી ખરી કે,
દિવ્ય દ્રષ્ટે દયાળ બધુ જોતા, દયા દાખવી ને દોષપણું ખોતારે. ૩
હરિ અંતર રહીને જ્ઞાન દે છે, મહારાજ મારાં દાન દીધાં લે છે રે,
નથી નાથની કૃપા એ જેવી તેવી, રહું શરણે એ પાદ એના સેવી રે. ૪
પાદપદ્મે અનેરા આસ્વાદો, જીવ શિવના નિષ્કામ આ નિનાદો રે,
થઈ છૂટી અજ્ઞાનની આંટી, ગઈ ટૂટી સંસારની ઘાંટી રે,
નવ જાય એના ગુણ રે વખાણ્યા, અનુભવીએ એ આપે પ્રમાણ્યા રે. ૫



## ઝીલાય એટલાં ઝીલો

સ્યામ સુંદર સર અમૃત ભર્યાં ઉર, ઝીલાય એટલાં ઝીલો,
સોહાગી મન૦ ઝીલાય૦ ટેક
તૃષ્ણાની તરશો ટાળવા સદૈવની, પીવાય એટલાં પી લો. ૧
હૃદય કમળ વિલાયાં વારિ વિના, એ નિર્મળ નીરે ભરી લો,
જળતા સંસારના બળતા આ જીવને, ઠરવાનો એક એ વિડલો. ૨
એ અમૂલ અમૃતનાં મૂલો ન બેસતાં, પી અમર જીવનને કરી લો,
શ્યામ સુંદર આજ સ્હેજે મળે છે, એને ભક્તિ ભાવેથી વરી લો. ૩
આવ્યો આ અવસર એળે ન જાયે, મન હરિના એ હાથો ધરી લો,
શ્યામ સુંદર શું સ્નેહો સાધીને, એ રૂપે રહી એમાં ઝીલો. ૪



## સંતોના સંગ કેમ ખોળું

હું સંતોના સંગ કેમ ખોળું, સામળીઆ, હું સંતોના સંગ૦
એ નિતર્યાં તે નિર કેમ ડહોળું, સામળીઆ૦ ૧
સાચા એ સંત સસારે સંતાતા, જોઈ તોફાનીનું ટોળું,
સાચા તે સંત એમ રહેજે મળે ના, આ માનસ અમારૂં સાવ મોળું. ૨
સત્ય વિના નવ સ્નેહ સંધાય, હું રાખે રતન કેમ રોળું!
સંતોના શોચમાં શ્યામ સ્હોહાય, હું એને શરણ શિર ઢોળું. ૩
સંતોની સાધના સાધ્યા વિના મન, માને છે આમ આ ભોળું,
થઈને ગોપાળ ગુરૂ અંતરમાં આવજો, જ્યોતિમાં જીવ ઝબકોળું. ૪



## આ ઉપાધિઓ કેમ નડે ?

કૃપાનાથ, આ ઉપાધિયો કેમ રે નડે, પ્રભુ ભાગ્યોની ભુખ કેમ ના રે જડે.
કૃપાનાથ૦ ટેક
નાથ નિજનાંના સુખ દુઃખ જોવા પડે, એની કરતાં ઉપેક્ષા કેમ રે રડે. ૧
જીવભાવે જીવનમાં જાચવું પડે, શિવ આપે સ્વભક્તને આપવું પડે,
અમ આશાની વેલ વ્હાલા, આપ શું ચડે, તમે આધા ખસો તો એ ટૂટી પડે. ૨
પ્રભુ પૂરા વિશ્વાસ એક આપના પડે, જીવન જોયું ન દુઃખ દીનાનાથના વડે,
નાથ ઘડીરે દિવસ હવે બાકી રહ્યા, મનમોહન શું મુજથી થાકી ગયા ! ૩
એવા અવગુણ આપમાં ન જોયા જડે, આવાં અધિર અંતર ઈશ શા રે વડે,
પ્રભુ પળના વિયોગ ઉરે આપના પડે, એ તો વેઠયા વેઠાય નહીં દૈયા રડે. ૪
જાણ્યો જાણ્યો જગદીશ શું કહેવું પડે, આપ સરખા સ્વામી શું આમ રહેવું પડે,
નાથ નજરો કરો રે અમી આંખો વડે, મારાં થાય જીવન ધન્ય જેની વડે. ૫



## જીવની જાળ

ન જાણુ હરિ જીવની જાળ કેવી, ન જાણું હરિ અંતની ફાળ કેવી,
ન જાણું હરિ મોહની માળ કેવી, ન જાણું હરિ કર્મની ચાળ કેવી. ૧
ન જાણુ હરિ જન્મની ઝાળ કેવી, ન જાણુ હરિ પુન્યની પાળ કેવી,
ન જાણુ હરિ શર્મની ગાળ કેવી, ન જાણું હરિ ધર્મની ડાળ કેવી. ૨
ન જાણું હરિ વાવવી શાળ કેવી, ન જાણું હરિ લોભની લાળ કેવી,
ન જાણું હરિ શક્તિઓ કાળ કેવી, ન જાણું હરિ ભાવની થાળ કેવી,
ન જાણું હરિ બુદ્ધિઓ બાળ કેવી, જાણું એક ભૂલ્યા નથી ભાળ લેવી. ૩



## જગજીવ જૂઠડાં

જગનાથ જગ જીવ જૂઠડાં, પણ જોર એના જબર છે,
પરતંત્ર પ્રાણી પિંડમાં, પ્રભુ આપને એ ખબર છે. જગ૦ ટેક ૧
છે સાધનો સૌ જૂઠડાં, ને સત્ય શોધી કઢાડવાં,
અવિભક્ત આત્મ અખંડ છે, પણ ઉપર માયા 'કવર' છે. ૨
મન મત્સ્ય ક્ષાર સમુદ્રનું, મીઠા જળે જાતું નથી,
શુદ્ધિ ભૂલ્યા સમૂળી જીવો, ત્રણુ તાપ જગના પ્રખર છે. ૩
તુજ કૃપા વિણુ કીરતાર એ. અપરોક્ષ આપ જુવે નહીં,
બળવંત બ્હાયો ઝાલજો, ક્યાં આપથી જીવ અવર છે. ૪
મન, બુદ્ધિ ને માયા વળી, તમ તત્વમાં જાતાં ગળી,
અદ્‌ભુત આપ અનંતમાં, અનુસ્યૂત જીવો અમર છે. ૫
જગ જીવ જીવન જૂઠડાં, પણ જાણુતો જૂઠો નથી,
અનુભવ થતાં એ આત્મનો, કો પર અને કો અપર છે. ૬



## વ્હાશો અમને આમ

વૃંદાવનના વાશી વ્હાલા, વ્હાશો અમને આમ,
એતો મેં આગળથી જાણ્યું, અકલિત કરિયાં કામ. ૧
ભોળાં નંદ જસોદા ને વળી, ભોળી રાધા વામ,
ભોળી વ્રજ વનિતાઓ સર્વે, ભોળા ગોપ તમામ. ૨
મથુરામાં એ આવી વસતે, જાત તમારી મામ,
માતપિતા જો સમતે ચડતે, રાખત ગોકુળ ગામ ૩
અમે એવાં સાવજ નહી ભોળાં, જે તજી જાઓ શ્યામ,
નંદકુંવરની નમણી મૂર્તિ, રાખું હૃદય દિન જામ. ૪



## ખાલી આ શા રે ભંડાર

આવડી જ્યોતો ને ઉરે આ શા રે અંધાર
આવડી માયા ને ખાલી આ શા રે ભંડાર. ૧
અજ્ઞાને જ્યોતોને ઢાંકી, આવ્યા રે અધાર,
અહંકારે લૂટ્યા એ ધન ખાલી રે ભંડાર. ૨
હાસો તો દરબારે આવ્યા આવાં શાં અંધેર,
ચિન્તવન ચોપદાર આપી વાળ્યા એને ઘેર. ૩
સ્મરણ સહાયો આવી નામો ને પોકાર,
શત્રુ સર્વે સમી ગયા, જ્યોતિએ અધાર. ૪
ઝગ ઝગ જ્યોતો જ્ઞાને રાજા દીઠા ઘેર,
પ્રેમે પૂજ્યે પાસ રહ્યા, ને થઈ લીલા લહેર. ૫



## લગની

લગની લાલન તારી અમને, લગની૦
એ લગન તણી ગત ન્યારી, અમને૦ ૨૬ ૧

એ લગને રત રૂપે રહીએ, અંતર નામ ઉતારી,
ફરતાં ફરતાં કામ કરતાં, ચિન્તવન ચિત્તેઝારી ૨
વ્યવહારો સૌ વસમા લાગે રહેવા સચિત ધારી,
અવગણના કયમ કરીએ એની અનુરયૂત આપ વિચારી ૩
જેજે કરીએ જેજે કહીએ, ગણી પ્રભુ આજ્ઞા પ્યારી,
લક્ષે એક જ લાલ ગ્રહે છે, મળવા ઇન્તેઝારી
આવી લગની લાલ અમારી, લેજો શ્યામ સ્વીકારી. ૪



## આપે પ્રભુ પ્રકાશ

જેને હૃદય વિભુ વિશ્વાસ, એને આપે પ્રભુ આપ પ્રકાશ
જે વિણુ જગમાં નહી અવકાશ, એને આપે૦ ટેક૦ ૧
સારાસાર જણાવે જીવન, જેણે વિશ્વ વિભાસ.
અનૃત જાતાં એ અટકાવે, થાવા નવ દે હ્રાસ ૨
આદર્શો ઉન્નત પ્રગટાવે, પ્રેરક એ અવિનાશ,
ધૈર્યો આપે ધિ સગાથે, થાય કદી ન નિરાશ
અંતર જ્યોતે આપ રહીએ, આપે નિત્ય પ્રકાશ. ૩



## રમતા હો રામ

રમતા હો રામ આજ મારે મુકામ,
તમે ભાવે આવ્યાં કે શુ ભુલ્યા રે ધામ ૧
રહેજો રે રાજ અમે ભરશુ સનામ,
દેશો ન દૂર હવે જવાનુ નામ ૨
કરશુ રે કામ અમે કરીને પ્રણામ,
હાજર રહીશુ અમે દિવસને જામ ૩

તન મન ને ધન અમે સોંપશું તમામ,
સહીશું રે રાજ તારા દોર ને દમામ ૪
રીઝયા રે રાજ સહુ સોંપેથી આમ,
સ્થાપ્યા રે રાજ હવે મારે મુકામ ૫
દેના નથી રે હવે જાવાનાં નામ,
જાણે છે શ્યામ હવે નિજનું રે ધામ ૬



## મનને અવલંબવ

મનને અવલંબન આપવા, મૂર્ત મંદિર રચાય,
આપ અમૂર્ત વ્યાપી રહ્યા, જગે જોઈએ જ્યાં જ્યાંય. ૧
અણુઅણુએ આપ ઓપતા, જેવા સૂર્ય પ્રકાશ
સાક્ષી રહી એમ શોભતા, અસ્ખલિત અવિનાશ. ૨
અદ્ભુત રૂપ એ દેખવા નથી કોઈ સમર્થ,
બુદ્ધિએ મન એને પામવા, એ તો વાતો છે વ્યર્થ. ૩
ઓળખતા એને અંતરો, જેને આપ્યા ઉજાસ,
અનુભવમાં આપે આવતા, સાક્ષી સ્વયં પ્રકાશ. ૪
જેનાથી મન બુદ્ધિ જાણતાં, અનુભવના પ્રકાર,
એને એ કયમ કરી ઓળખે, આપે નહીં જે આકાર. ૫
અનુભવ એ તો અગમ્ય છે, માટે ગાવા ગોપાળ,
ઓળખશે તારી આરતો, દીનબંધુ દયાળ. ૬
અધ ક્ષણમાં ઉર વ્યાપશે, નથી એહ પરોક્ષ,
અનુભવશે એ અંતરો, આપે એ અપરોક્ષ. ૭



## મૂકે મર્યાદ

માનવનાં તન મન મૂકે મર્યાદ, કોને કહાન એની કરીએ ફરિયાદ,
આવે છે ઉર એક આપનીજ યાદ, પાડે પોકાર એને આપો છો દાદ. ૧
ધીરા કરે રે તો ય સાંભળતા સાદ, જોતા નથી રે નાથ ભક્તોના વાદ,
પૂજ્યા વિનાએ પ્રભુ આપો પ્રસાદ, એવું જોઇને મન મૂકે પ્રમાદ. ૨
પાકે પસ્તાય ત્યારે પૂજે એ પાદ, દુઃખે ઘેરાય ત્યારે કરતું રે નાદ,
તોયે દયાળ તમે સુણતા એ સાદ, નિજનાથી નાથ નથી કરતા રે બાદ. ૩



## દેહમહીં નેહો

દેહ મહીં નેહો રાખીને પાછળથી પસ્તાવું,
તે કરતાં આગળથી ચેતી અવિનાશીને ન્હાવું. ૧
મારાં માન્યાં થાશે ન્યારાં પુરૂં થયેથી દેવું,
તું નહી એનો એ નહી તારાં અંતે બંધન લેવું. ૨
મારૂં માની કરિયાં કર્મો, ફરી ફરી ન મટે થાવું,
માટે મિથ્યા મમતા મૂકી અમર પદને ધાવું. ૩
આપે માન્યાં અળગાં કરતાં છે અમર શું થાવું,
નામ રૂપના પડદા ચીરી અખંડ તત્ત્વને ન્હાવું. ૪
અનિત્યે નિત્યજ નિરખી લેતાં પાછળ ના પસ્તાવું,
પિંડ પામી આવ્યો એ કરવા કરીને નિર્ભય થાવું. ૫



## સારે સંસાર

આ સારે સંસાર તમે શમીઆ છો શ્યામ,
આ અન્ય દેખાય એ તો માયાનાં કામ, ૧
જગ જન્મી મ્હેમાન જીવ તારે મુકામ,
એ ઝુરે એકલ તારાં જડીઆં ન ધામ. ૨

શ્યામે શોધું સંસાર તને જાગતાંને જામ,
એને એવે શે ઓટણે ન જડીઆ રે આમ. ૩
દયા દાખવો દયાળ દેખું રમતા એ રામ,
ઈશ અંતર આવીને એને આપો આરામ ૪
પ્રભુ તારે પ્રસ્તાવ સુખ સાચાં તમામ,
વિભુ વિશ્વે વસોને સ્વર્ગે શોધું શું કામ, ૫
હરિ હૈયે હેરીને હવે આવી છે હામ,
તોય ત્રિકમ તું તાત, સુત જીવો તમામ. ૬



## નંદના નેહ

જેણે નંદના નંદના નેહ ચાખ્યા, એને દેવકીનંદને દાસ દાખ્યા,
શોધ્યા સાર સંસારનાં સત્વ કહાડયાં, એણે મોહ મમત્વનાં મૂળ વાઢયાં ૧
ભેદી નામ ને રૂપનાં તત્વ જોયાં, એણે જન્મ ને મરણનાં બીજ ખોયાં
પરિગ્રહ વિણ પાશ એ કોણ તોડે, છળે છેતર્યાં છોકરાં કોણ છોડે. ૨
દયા દાખવી દીનદયાળ દોડે, રીઝી જાય એ રાજવી ભાવ થોડે,
નહી જીવનાં જોર જે બંધ છૂટે, તને જોડી આ રાગ એ નાજ તૂટે. ૩
માટે સર્વ છોડી એને શરણ જાવું, નેહે નાથનું નામ નિશદિન ગાવું,
હદે રાજધિરાજને નિત્ય રાખી, તરી જાવ સંસાર કહે સંત ભાખી. ૪



## આપો એવાં નુર

નટવર આપો એવાં નુર, મારાં મન ભાળે ભરપૂર
જોવા જગ પ્રભુ એ આતુર, મારાં મન૦ ટેક. ૧
હૃદયે રમતા રાજીવલોચન, જેને સેવે સુર,
રમતા દીઠા રાજવી રાજ્યે, છૂવ જોતાં ચકચુર ૨

શબ્દ માત્ર સંસારે જેજે, એ સામળના સુર,
જગને જૂઠું કયમ કરી કહીએ, પ્રભુથી ભરપૂર. ૩
ભરપૂરમાં જે ભાળ્યો ભાસે, એ નારાયણ નૂર,
જળ બુદ્બુદ્ નહીં ન્યારાં જરીએ, જીવ શિવ એક જરૂર. ૪
મોજ મઝાઓ માની લે જીવ, કરી માયા મંજુર,
આપની સાથે આપ રમે ત્યાં, કોને કરીએ દૂર. ૫
સહુ સંસારે શ્યામ સમાયા, ભાગી ભીતિ ઉર,
દ્રષ્ટિ દશ્યો દ્રષ્ટા સર્વે, પ્રભુ જુવે ભરપૂર. ૬



## શામળના શણગાર

શું કહું સામળના શણગાર, જેને પારણીએ સંસાર,
ઝુલાવે જગદંબા નિરધાર, જેને પારણીએ૦ ટેક.
શણગારો કયમ કરીને ગાઇએ, વિરહે નંદકુમાર. ૧
નથી હજી નટવર નિરખ્યા નયને, કયમ જાણું શણગાર. ૨
શણગારે જો મોહજ પામું, તો લહે લોભી મોરાર,
વિણ શણગારે શોભે શામળ, શોભાવે સંસાર. ૩
વળી શામળ શૃંગારો ગાવા, જીવશક્તિની બહાર,
એ શૃગારો શિવ એક જાણે, નહીં સુરને અધિકાર. ૪
શૃંગારોની આ સહુ સૃષ્ટિ, વિશ્વ તણા વિસ્તાર,
પ્રભુ શણગારો પ્રભુ શૃંગારો, ગાતાં ન આવે પાર. ૫
શણગારો શૃગારો ગાવા, ઉતરવા ભવ પાર,
રસીક નિરંતર હૃદયે રમતા, નિરખું નિત્ય શણગાર. ૬



## ગમતું નથી

ગમતું નથી રે હવે ગમતું નથી, મને ગિરધર વિના હવે ગમતું નથી. ટેક
શમતું નથી રે હવે શમતું નથી, મન મોહન વિના બીજે શમતું નથી. ૧

માયાએ ઉતારી મેં માયિકમાંથી, મન પાછું એમાં રમતું નથી,
વ્હેવુંને રહેવું રે એ તો સચિત હાથે, વિધિનું લખ્યું એ વિશ્વે વમતું નથી. ૨
તૃપ્તિ ત્રિકમ એક મનને તમારી, બીજું તો ભોજન હવે એ જમતું નથી,
અવગુણ એક આવ્યો અલબેલા, નાથ વિના એ બીજે નમતું નથી,
અલકે તો ખેલે ખેલણહારો, તોય માયા સાથ એ ખમતું નથી. ૩



## વહીએ વધુ શું સુખે ?

અવિનાશ અંતર જાણતા, વહીએ વિભુ વધુ શું સુખે,
અવશેશ આશા પૂરજો, નવ આવીએ માતા કુખે. અવિ૦ ૧
પ્રભુ જીવન ભરતી ઝંખના, ઝાંખી છતાં જાણી તમે,
કેવળ કૃપા કરૂણાનિધિ, રીઝી ગયા ભાવે લૂખે. ૨
મનમોહના મન જાણતાં, જો મૂર્ત આપ મળો નહીં,
અણછાજતી ઇચ્છા રહે, ઉર ઉદાસી રહેતાં દુઃખે. ૩
સહુ આપિયું તો આટલું, અધુરૂ હરિ નવ રાખશો,
અવિનાશ આશા એ પૂરી, આનંદરૂપ રહો સુખે. ૪
અપરોક્ષ કરવા યોગ્ય છો, પરિચ્છિન્ન ભાવ તજાવજો,
અવિનાશ અંતરમાં રહ્યા, વહીએ વિભુ વધુ શું સુખે. ૪



## અવધિ કીધી

અવધિ કીધી અલબેલા તેં તો, અસત્યે સત્ય જણાવ્યાં રે,
નીર વલોવી માખણ કઢાડયાં, તેનાં ઘી મેં તાવ્યાં રે. ૧
પ્રપંચો પર્વત પથ્થર મોટા, અંદર અમૃત ઝરણાં રે,
એ અકળ કળાકો પામે તારી, દતિ ધરે તોય તરણાં રે. ૨
આદિ નહી ને અંતે નહીં પણ, મધ્યે જેહ પ્રકાશે રે,
એણે પરાના પારજ લીધા, અદ્ભુત એ અનાયાસે રે. ૩

મહાન મુંઝાયા કહાન ગુંચાયા, ગુંથણુ કેમજ છૂટે રે,
અવધિ નહી અલબેલા જેની, કાળ થકી કયમ ખૂટે રે ૪
કોયડા એના કૃષ્ણને હાથે. ઉકલે નહી અજ્ઞાને રે,
એ સમસ્યાઓ સંતને સ્હેલી, માયા દીધી જેણે દાને રે. ૫



## હું તો હૈયે વિમાસું

હું તો હૈયે વિમાસું હરિ એમ, આવડી માયા કશી,
નવ જાણું જે આવડા કોણ, ગુણો ગયા રે વશી. ૧
મંમાયા મહા બળવાન, બાંધી રાખે રશી,
મનમોહન મૂકી મરિયાદ, મીઠૂં મીઠું હશી. ૨
ત્યારે આવી તમારી યાદ, રહાયા જાતા ખશી,
મન માયામાં જોતાં માવ, આપદા ના રે કશી. ૩
જે તે રૂપે જણાય જગદીશ, જ્યારે માયા હશી,
લાલ આપજ કરો એ લલકાર, હૈયે હોંશે વશી. ૪



## નામજ દીનબંધુ

દીનબધુ ભૂલી શું જાશો, નામજ દીનબંધુ૦
દૂર કેમ કૃપાકર થાશો, નામજ૦ ટેક ૧
માનવનાં મન ભૂલે નામો, આપે એવા શું થાશો,
જગની જેવી જૂઠી માયા, એવો નામ તમાશો. ૨
અદ્દભુત દીઠાં નામ તમારાં, નામે લાગ્યા તમ પાશો,
આપ જ્યોતિ અવિનાશી આવ્યા, નામ મહીંજ પ્રકાશો. ૩
નાથ તમારાં નામે અમર, નહીં કદી જેના નાશો,
માટે નામી નામ ન ભૂલશો, થાશો એવા ગવાશો. ૪



## આવાં શાં પાપ ?

આવાં શાં પાપ પ્રભુ આવાં શાં પાપ,
આ પૃથ્વીને પાટલે આવાં શાં પાપ. ૧
અંતરયામી એ કેમ સાંખો છો આપ,
મન મેલાં મહીં ને બ્હાર જુદા આલાપ. ૨
કહાન એવે કૃપાળ કેમ મારી ન છાપ,
જીવે જીવે જીવન એનાં જૂદાં શાં માપ, ૩
ઈશ ઉરમાં રહો ને કેમ લાગે ન તાપ,
અરે આવે ઓસાણુ બિરદ ધરિયાં છે બાપ, ૫
સદ્‌ચિદ્‌ને સંસાર એ શુ એના રે શ્રાપ,
વિભુ એનાં વારણુ એક હાથે રે આપ. ૫



## હે રે માં

હેરામાં રે હેરામાં હૈયાને માયા હેરે માં,
ઘેરામાં રે ઘેરામાં, સૈયાને કાયા ઘેરે માં. ૧
અખંડ આનંદ આપ, એને આપે આપ્યા તાપ,
જાણી જોઈને એને જગે ફેરામાં રે ફેરે માં. ૨
અનેક જીવન ગયાં, સુખદુઃખ બહુ સહ્યાં,
કાલ્યે જાવુ કેમ રહ્યાં લ્હેરામાં રે લ્હેરે માં. ૩
જેની સંગે રંગ આવે, એન અંગ સગ આવે,
માયા મોહી જગે જીવન વેરામાં રે વેરે માં. ૪
એ તો માયા તારાં કામ, ભૂલાવ્યાં તેં રામનામ,
હવે તો અન્તાને જીવને ઘેરામાં રે ઘેરે માં. ૫



## કાયડા કોને પૂછુ રે

નિત્યને અનિત્યે ઘેર્યા, ચિતને જડોએ હેર્યા,
એના કોયડા કોને પૂછુ રે કોને પૂછુ રે ? ૧
જોઈ જીવ રડી ઊઠયા, જૂઠા નહિ કેમ રૂઠયા,
એનાં આંસુ કેમ લૂછુ રે કેમ લૂછુ રે. ૨
ત્યાં તો માયા બોલી ઊઠયાં, એ તો અમે આપે રૂઠયાં,
બીજુ નહી એ તો હું છુ રે એ તો હું છુ રે. ૩
ત્યાં તો આત્મા જાગી ઊઠયા, જીવે એ તો જાણ્યા ત્રુટયા,
જાગી જોતે હું એ તું છુ રે હું એ તું છુ રે ૪
માયાએ અજ્ઞાન એ તો, હેતે થયાં વિદ્યા એ તો,
ત્યારે આપે આપ પ્રીછ્યુ રે આપ પ્રીછ્યુ રે. ૫



## આ અંતર અવાસ

આ અંતર અવાસ કહું કો કો રમે, કો કહેશો માં એમ બધા ક્યાંથી સમે,
આ હાટકના નાથ મારે હૈયે રમે, જેને જીવમાં સદાશિવ જોવા ગમે ૧
આ લક્ષ્મીના નાથ મારે લક્ષે રમે, જેને દાસોને કાજ દેહ લેવા ગમે,
આ શારદના તાત મારા તનમાં રમે, જેને નિત્યે નવાં વિશ્વ રચવાં ગમે ૨
આ અંબા ભવાની મારે અંગે રમે, જેને બાળોની બ્હાય સદા સ્હાવી ગમે,
આ સીતાને રામ મારે રોમે રમે, જેને દાસો જે માગે એ દેવાં ગમે ૩
આ ગોકુળના કહાન મારે કંઠે રમે, ઉર રાગે રમે ને વળી ધ્યાને સમે,
આ વામનનાં રૂપ મારે હ્રદયે રમે, જેને ભક્તોની સંગ સદા રહેવાં ગમે ૪
આ નરસિંહના રૂપ મારે નેણે રમે, જેના ક્રોધ એક ભક્તને પ્રેમે સમે,
હરિ મંત્રોને રૂપ મારે ઉરે રમે, જેને જોતાં માયાનાં રૂપોએ શમે ૫
આ આદિ અનાદિ ઈશ અંગે રમે, જે માયાની મ્હાંય અસંગે શમે,
આ પુરૂષ પુરાણુ મારા પુરમાં રમે, જેને અંડે બ્રહ્માંડ આ આખાં શમે ૬

પ્રભુ એક આ અનેક રૂપ રંગે રમે, આપ આપે અનંત અખંડ એ શમે,
પ્રભુ પિંડ બ્રહ્માંડમાં પોતે રમે, જેને જોતાં રે જીવ જન્મોને વમે. ૭



## કયાં છે કન્હૈયા?

કયાં છે કયાં છે કયાં છે કન્હૈયા, કહેને મને તું કયાં છે,
કયમ કરી આવું, તું જ્યાં છે, કન્હૈયા૦ ટેક ૧
તુજને જોવા તલસું ત્યારે, દેખું જ્યાં જ્યાં ત્યાં છે,
તુજને ભૂલી ભવભાળું ત્યાં, નવ દેખું જ્યાં જ્યાં છે. ૨
એ અંતર ખૂંચતાં અલબેલા, ખટકે તુજને જ્યાં છે,
અખંડ એવી યાદો દેજે, નવ પૂછું તું કયાં છે,
કયાં કયાં છે શું કયાં કયાં નથી તું, જોનારો જીવજ કયાં છે! ૩



## મૂર્ત તમે ને અમૂર્ત અમે

પ્રભુ મૂર્ત તમે ને અમૂર્ત અમે, આજ એના ઉકેલ મને આપ્યા તમે;
મૂર્તિએ મૂર્ત આપ નિત્યે રહ્યા, અમરે ધરેલ દેહ અમર રહ્યા. ૧
જોતાં ન જીવ આ શરીરે જડયા, ચાર દી પછી દેહ ચેહે ચડયા,
લાખોના લક્ષ રાખ્યા મૂર્તિએ રહી, અમને અમારાની જાણો નહીં ૨
ચાલ્યાં વિનાએ તમે ચલવો સંસાર, જીવ જતાં દેહ નહી ડગલું દેનાર,
સાચો સોનાર ઘાટ જૂડા નકી, ઘડી ઘડી નામ રૂપે જુદે ચકી. ૩
સોના રૂપે જીવ જોતાં જણાય, સોની રચે એ એનાં રૂપો રચાય,
હાટક કે હારમાં ન ચેતન લગાર, મનમાન્યાં રૂપ એને આપે સોનાર. ૪
મૂર્ત અમૂર્ત સહુ વાણી વિલાસ, આપ વડે એ સહુ માયામાં ભાસ,
માયાના જીવ માયામાં રમે, આપને વિલાસ એના જોવા ગમે. ૫
જોવા ગમે શું આપ માંહે સમે, જાણો એ આપ ને અજાણ્યાં અમે,
મૂર્ત અખંડ એમ આપે રમે, જીવ અમૂર્ત ભલે આપે સમે ૬



## ઘટમાળ તમારે ગજવે

ઘટમાળ તમારે ગજવે, હરિ, ઘટમાળ તમારે૦
દાખો રૂપે જુજવે જુજવે. હરિ૦ ટેક ૧
આપદ્ રૂપ પ્રકાશે ત્યારે, તન મનને એ મુઝવે,
વેષ ધર્યા વિવેકી ભૂલે, ભાવધરી જે ભજવે. ૨
જૂઠાં જગ પણ જખમો ઊંડા, તમવિણુ કો નવ રૂઝવે,
આપ મને તો ઈંદ્રજાળ પણ, જીવ તણાં તન ધ્રુજવે. ૩
જાદુગર થઈ માંડી એ મોહન, હવે ભરી હયો ગજવે,
અથવા એના ભેદ બતાવો, જયમ નવ અમને મુઝવે. ૪



## આવી રમત કોણે માંડી ?

આવી રમત કોણે માંડી, મોહન હશે આવી રમત.
રાગ રમવાના ન શકાય છોડી. મોહન૦ ટેક ૧
ભૂલવ્યાં સ્વરૂપ રાજ, ઝુલવ્યાંઅસંગ આજ,આવ્યાં અજ્ઞાન તોલ ખોડી.
એક અખંડ પણ દીસે અનંત જેમ, દીપક તો એક ઘણી હાંડી. ૨
લાલ લીલીને પીળી હાંડીને રૂપદીપ, કાળી હાંડીએ કળા છાંડી.
રાય રંક પશુ પતંગ ધારે અનેક અંગ, સાક્ષી રૂપે રે દીવાદાંડી. ૩
માયાને માળખે જણાયા ન મર્મ એ, દીસે અગમ્ય એની દાંડી.
એના એ ગુણ જીવ જાણે જો અંતરે, તો તો ગણેજ એને ગાંડી. ૪
જાણે એ ભેદ ત્યારે જાએ આ ખેદ ને, પરખે રમત કોણે માંડી.
માયાએ માંડી કરી જીવ જાત ગાંડી, જ્ઞાન આપ્યાં ગોપાળ એણે છાંડી. ૫



## મન તું ક્યારે પ્રપંચ કળશે ?

મન તું ક્યારે પ્રપંચ કળશે, જગમાં સ્નેહ કર્યે શું વળશે
છેલ્લે છેહ દઈ માયા છળશે, જગમાં૦ ટેક. ૧

સ્વારથ સુધી સ્વજનો, તારી ભેગા ભાવે ભળશે
ખાલી ખજાના થાતાં તારા, સામાં એ નહી મળશે ૨
આગળના ઉપકાર ભૂલી એ, સગપણને ય ન કળશે
વિશ્વાસોના ધાત કરી એ, અંતર જરીય ન બળશે ૩
આચારો એવા દેખીને, તારાં અંતર જળશે
અણુસમજુ અકળામણ કરશે, સમજુ સત્યે વળશે ૪
અંતરનાં અજ્ઞાન વિદારી, સાચા સ્નેહીને કળશે
ઈશ્વર વિણ કો આપ્ત નથી એ, લહીને ચરણે ઢળશે ૫
શ્યામ સ્નેહી નહી સાથ ન છોડે, સુખ દુખ ભેગા ભળશે
સંતાપો સહુ સમશે ત્યારે, આપે આપ જ મળશે ૬



## હું ને મારૂં

હરિ હું ને મારૂં આ તો વધિયું રે, હરિ હું ને મારૂં૦
એની આંટી ઉકેલે કો બળિયું રે હરિ હું ને૦ ટેક ૧
હું તો એક જ ને અનેક એ મારાં, મમતાનું ઘર અતિ નધિયું રે
બંધન બાંધ્યાં એ મારાને માટે, વેડી ઉપાધિ આ બધિયું રે ૨
ઘડી ઘડી કલેશ કરાવી એણે કરી નાંખ્યો જીવ અડધિયું રે
મારૂં માન્યું એણે વાટ દેખાડી, જન્મ મરણની સીધિયું રે. ૩
અંદર ઝેર ભરેલાં ન જોયાં, માયાનું મુખ કર્યું મધિયું રે,
પરમાર્થ ખોયો ને એ ગયાં આધાં, એકે કારજ નવ સીધિયું રે ૪
હું ટાળું પણ મારૂં ન મટતું, ગઈ ચતુરાઈઓ બધિયું રે,
બને બાળક એ તો વઝયા ના વિલસ્યા, પીછપેથી નિજરૂપ લાધિયું રે. ૫



## કાં ભૂલે ભાન?

ઘડી ઘડી કાં ભૂલે ભાન, અરે મન ઘડી ઘડી કાં૦
બને કાં બાળક સમ નાદાન. અરે મન૦ ટેક ૧

સાક્ષી તને સદેશા આપે, કાં નવ ધરતું કાન.
બુદ્ધિ દ્વારા એ સમજાવે, કાં નવ આણે શાન. ૨
ઇંદ્રિય વિષયના સગે કીધા, તેં ત્રણુ ગુણુ પરિધાન.
વિકૃતિ થાતાં થયા અજ પા, ગયાં સ્વરૂપનાં જ્ઞાન ૩
અ તર આવરણુ આધાંધરીને, કરી લે આપ પિછાપ.
ભાન ભૂલ્યે મન નામજ પડીઆં, મૂગી તુજ મોટાં સ્થાન. ૪
તું નહીં કર્તા તું નહીં ભોક્તા, નિર્ગુણુ તુજ નિદાન
અસંગને કયમ અવગુણુ અડશે, કયાં રહેશે અભિમાન. ૫
અન્ય જ નહીં ત્યાં શા અપકારો, કયાં છે તું ગુણુવાન.
આપ નહીં તો શાં અપમાનો, કાં ઇચ્છે સન્માન. ૬
મન બુદ્ધિ જીવ આદિ સર્વે, આત્માનાં વ્યવધાન.
સ્વરૂપે સ્થિત સદાએ થઇને, અખંડ રહે રમમાન. ૭



## અમર થવાના કોડ

અમને અમર થવાના કોડ કન્હૈયા. અમને અમર૦
અવિદ્યા—અથી ઘટની તોડ કન્હૈયા૦ ટેક
જીવને જન્મવું મરવું અજપે, એ કર્મ ઉપાધિ અજોડ.
માયા મથી રહી મહાત્મ્ય જણુવવા, માંડી બેઠી હોડ.
અસગ નવ થાવા દે અમને, વળગી જ્યમ વળગે ઓડ,
અહંકારે હીર હરીઆં જીવનાં, નહીંતર ભૂનવે ખોડ.
જાદૂગર તું જગનો જીવન, અમને એથી ઉાડ.
જીવનાં જીવપણાં સંકેલી, બતાવ્ય આપ આપ અજોડ
મૂલમાં માયિક સર્વે લઇને, જીવ તણાં રણુ છોડ.
ઇલમી આવ અમારી વ્હારે, તો પ્હોંચે એ કોડ.
મૃતનાં મૃત્યુ એ જે ન મરે, વિદ્યા એહ અજોડ.



## નામે વણજ શીદ કરીઆ?

ત્યજ મન સ્નેહ શરીરે ધરીઆ, ત્યજ મન૦
જેણે જીવ જગતમાં ફરીઆ, ત્યજ મન૦ ટેક ૧
સ્નેહ કર્યા તો કર્યા પણ તેં, એ નામે વણજ શીદ કરીઆ.
અશરીર કર્મો તદપિ લેશે, હઠેણું શોધી પરિઆ. ૨
શરીર જશે પણ સ્નેહ ન છૂટશે, ભોગ હશે ભયભરીઆ.
દેહનાં સુખ દુઃખ તેં જ સ્વીકારી, ડોબ્યા દુઃખના દરિયા. ૩
ધર્મ શરીરના ધારી લઈને, હંસા હેડે પૂરીઆ.
સ્વતંત્ર જીવ સ્નેહ સાંકળ બાંધી, નચનીને છેતરીઆ. ૪
સ્નેહ કર્યાનાં સ્થાનો ભૂલી, નશ્વરને નોતરીઆ.
અસંગ તું એનાથી ન્યારૂ, એહ વિવેક ન કરીઆ. ૫
તું નહીં તેનું તે નહીં તારાં, વૃથા સ્નેહો આચરીઆ.
અખંડાનંદે રહેવાને સ્નેહ સ્વામે શેં નવ કરીઆ! ૬



## જીવન-ધન જગદીશ

જીવન-ધન જગદીશ, અમારાં જીવન-ધન૦
એને શરણે શીસ ધરીશ, અમારાં જીવન૦ ટેક ૧
પાઠ ન જાણું, ઠાઠ ન જાણું રસીએ ન કરી રીસ.
સ્મરણ તમારાં સો સો જન્મે, સાચવી હું રાખીશ. ૨
અચળ તમારા ઉર વિશ્વાસો, મરતાં એ ન મૂકીશ.
અંતર છો ને શા આલાપો, જપું જીવન આ મિષ ૩



## જાય સમસ્ત ભ્રાન્તિ

પ્રભુ તમારા સ્મરણે જ શાંતિ, પ્રભુ સ્મર્યે જાય સમસ્ત ભ્રાન્તિ
પ્રભુ સ્મરે એ મને મોહ શેના, પ્રભુ સ્મરે એ કરે દ્રોહ કેના! ૧

પ્રભુ સ્મરે એ ઉરે રાગ શેના, પ્રભુ સ્મરે એ ઉરે દાગ શેના
પ્રભુ સ્મરે એ ઉરે લોભ શેના, પ્રભુ સ્મરે એ ઉરે ક્ષોભ શેના ? ૨
પ્રભુ સ્મરે એ ઉરે ભીત શેની, પ્રભુ સ્મરે થાય ન જીત શેની.
પ્રભુ સ્મરે એ ઉરે ભાર કેવા, પ્રભુ સ્મરે એ ઉરે માર કેવા ? ૩
પ્રભુ સ્મરે એ ઉરે દુઃખ શેનું, પ્રભુ સ્મરે એ ન લે સુખ શેનું
પ્રભુ સ્મર્યે સિદ્ધિ ન થાય શેની ! પ્રભુ સ્મર્યે બુદ્ધિ વવાય શેની ! ૪
પ્રભુ સ્મર્યે ભોગની પ્રીત શેની, પ્રભુ સ્મર્યે રોગની ભીત શેની.
પ્રભુ સ્મર્યે નિત્ય પ્રસન્ન કાન્તિ, પ્રભુ પ્રસાદે પરિપૂર્ણ શાન્તિ ૫



## હું શું રીઝાવું ?

મા તુજને હું શું રીઝાવું, મુજને તુંજ સદૈવ રીઝાવું.
મા અનુપમ એ તારૂં વ્હાલું, મુજને૦ ટેક ૧
શું શું સરજ્યું શીશુ કાજે તેં, એ કયમ કરી જ ગણાવું
અમ રંજનનાં અનેક સાધન, સદૈવ તું મા સરજાવું. ૨
મુજ આનંદે તું આનંદે, વાત્સલ્યે નવરાવું
અણમૂલા તુજ અંક તજી હું, જગમાં રમવા આવું. ૩
રમતાં રમતાં શાન પડે તો, સાદ કરી બોલાવું
શ્રેયસાધનની શિક્ષા આપી, જ્ઞાન દીપક પ્રગટાવું. ૪
ડગલે પગલે દોષ કરૂં હું, તું મનમાં નવ લાવું.
તુજ ભાવોની નથી જગ જોડી, કો સાથે સરખાવું.
અનંત મા તારા ઉપકારો, શરણે શીર નમાવું. ૫



## સ્મરણ મધુરૂં મધુરૂં

પ્રભુનું સ્મરણ મધુરૂં મધુરૂં, મુજને લાગે અધુરૂં અધુરૂં.
જાણે જીવન ભર, ઝુરે ઝુરૂં; મુજને૦ ટેક ૧

નિરંતર અંતર તલસે જોવા, મુખ મધુરૂં મધુરૂં.
હૃદય રહે તદપિ દર્શન વિણ, લાગે અધુરૂં અધુરૂં. ૧
દ્વંદ્વ ભાવ તો યે જીવશિવનું, મિલન મધુરૂં મધુરૂં.
અવિરત અન્વય આત્મે ન રહે, ત્યારે અધુરૂં અધુરૂં ૩
અમૂર્ત મૂર્ત કરૂં અંતરમાં, રૂપ મધુરૂં મધુરૂં
અનુગ્રહ આવા તદપિ મન કાં, માને અધુરૂં અધુરૂં
એવું જાણીને હૈયે હસતા, મોહન મધુરૂં મધુરૂં ૪



## મન પૂતળું ફર્યું

શેનું ઘડેલ મન શેનું ઘડેલ, કહાન કોને પૂછું જે મન કોનું ઘડેલ.
પૂછતાં ગયા એ એની કેદે પડેલ, જેના ન પાર જગે કોને જડેલ. ૧
વાળ્યું વળાય ના ન માર્યું મરાય, જેની ગતિ ન જગે કોથી રોકાય.
જ્ઞાની મુનિ ન એણે કોને મૂકેલ, કોએ કર્યા ન એના જાણું ઉકેલ. ૨
આત્માને જીવરૂપ એણે કરેલ, જેણે અનેક રૂપ ધાર્યાં ધરેલ.
પાસે પ્રભુને એ પ્રીછે ન કેમ, દુઃખમાં સવાદ એને સુખના શું નેમ. ૩
એ તો અબુધ પ્રભુ આપ કૃપાળ, શરણે રાખીને ભાળ લ્યોને ભૂપાળ.
બાળકશા સ્યામ એના જાણી સ્વભાવ, દીન દયાળ તમે તાત એના થાવ. ૪
બાપ તમે તો પૂર્ણ પ્રેમે ભરેલ, દીનોના દોષ દિલે નારે ધરેલ.
જગમાં જણાય નહીં એનાં માબાપ, જેથી અજાણ્યુ અમે જાણીએ આપ. ૫
ઘડીમાં અજ્ઞાન ધરે ઘડીમાં વિજ્ઞાન, કરીએ રે કેમ એનાં કહો રે નિદાન.
કદી વ ધ્યાના સુત સમ જૂઠું હશે, તોય અમથી ન દેહ લગી છૂટું થશે. ૬
કમગે કરોને એનાં કરવા કલ્યાણ, કરવા નિરહ વળી આપનાં પ્રમાણ.
આપ જોયે એ જગે જાશે નહીં, મગતાં અમૃત વિષ ખાશે નહીં. ૭
જીવન જવાબદાર જગના તમે, માટે ઈન્સાફ એના માગું અમે.
જેને દરબાર કો ન પાછું ફર્યું, માયિક મર્યું ને તત્ત્વ તત્ત્વે વર્યું. ૮

રમવાના રાગ રાજ તમને હશે, સરખા સ્વભાવ ઠીક મેળા થશે.
જાણું જે મન તમે રમવા ઘડેલ, પામે કો પાર જેણે આપે રસેલ. ૯
ચિતના ચકોર તમે પામો ન ક્ષોભ, મન અજાણ એના કરતુ રે ભોગ.
ચાવી આપીને મન પૂતળુ કર્યું, જીવે જાણ્યું જે એ તો આપે કર્યું.
મરજી મુજબ પ્રભુ રમશો તમે, રમતો સંકેલતાં એ આપે સમે. ૧૦



## નામ–નાવ

પ્રભુ પ્રેમ વિનાનાં જીવન જેવાં, અંક વિનાનાં શૂન્ય.
એક વિવેકો ત્યારે આવે, પ્રગટે જ્યારે પૂન્ય. ૧
શ્યામ સમજવા સ્હેલ હશે. પણ મહામાયા મુશ્કેલ,
જ્ઞાની, ધ્યાની, દાની, ભક્તો, માયાએ મુંઝવેલ. ૨
અટપટી એવી એ માયા કે, ક્ષણમાં ભાન ભુલાવે,
વિંડબન કરતી વિવેકીનાં એ, જીવપણાં કબૂલાવે. ૩
અજીત એ અલબેલી માયા, લીલા પ્રભુની લ્હેવી,
એ જેને આધારે રહેતી, એને રાવો કહેવી. ૪
એ મૃગજળ મ્હેરામણ મોટા, મનથી કેમ તરાય,
પ્રભુ નામને નાવે બેઠે, એ જળ પાર જવાય. ૫
કૈંક ગયા ને કૈંક જતા વળી, કૈંક જવાના આગે,
વિશ્વાસે એ વ્હાણે ચઢતાં, તરતાં વાર ન લાગે. ૬
અકળ કળા એ નામ–નાવની, ભવજળ મારગ જાણે,
શ્રદ્ધા ભરિયા સંત સિધાવે, લેશ ન શંકા આણે. ૭



## માળાપેં માયા શું વ્હાલી ?

મન, માળાપેં માયા શું વ્હાલી, આવી તે તને મન માળાપેં૦
કર માળા ને જાય ચાલી ચાલી. આવી તે તને૦ ટેક ૧

ધ્યાન ધરૂં તો તું ધંધામાં દોડતું, ખોટી ધમાલમાં ખાલી.
લીલા સંભારૂં તો જપને ભૂલાવતું, સંખ્યાના ટેક જાય ચાલી. ૨
ચે દિસાએ બને રાખે તું માળના, મણકા ફરે છે ખાલી ખાલી.
આપ છેતરવાની ટેવ તને છેકથી, છેતરજે સામળ સમાલી. ૩
માળા ફેરવતાં જો ફરશે સંસાર તો, રહેશે સંસાર રેંટ ચાલી.
કેવાં છે ધ્યાન અને કેવાં છે જ્ઞાન એ, અંતરમાં જોજે નિહાળી. ૪
માળાને માયામાં મોહનને માનજે, વ્યાપકતા કરજે વહાલી.
મોહનની માયા ને માનવના મનની, લીલા નિરંતર નિરાલી. ૫



## કહોને કહાન

ક્યારે સુકૃત કો કરાવ્યાં, કહોને કહાન, ક્યારે૦
ઉર આવે ઉપરામ કેમ આવ્યાં, કહોને કહાન૦ ટેક. ૧
આજ તો અજાણ્યું હું વિધિ ને વિધાનથી, ક્યારેક તો હરી કરાવ્યાં.
સૌમાંથી મન મારૂં શેમાં સમાવીઆં, ડરતાં ન કોઈનાં ડરાવ્યાં. ૨
જમના કે જન્મના ભય નથી લાગતા, અમ્મરપણાં શું ધરાવ્યાં,
નિર્ભય બને છે નાથ જ્ઞાની કે મૂરખે. એ બેમાં કોણ છે ઠરાવ્યાં. ૩
એ એકેકની ઉપમા ઉર ન કબુલતાં, બન્નેથી બાધ શું કરાવ્યાં.
શાન્તિ આવી એ ફળ શેનાં સમજવાં, આપ સ્વરૂપ સમરાવ્યાં. ૪
ફોફા વિના એ ફળ આજે આરોગીએ, વૃક્ષો ક્યારેક વવરાવ્યાં.
કેવળ કૃપાળ આ અનુગ્રહ છે આપના, ભક્તિએ ઉર જે ભરાવ્યાં ૫
ધર્મ કર્મ સર્વ તમે સ્મરણે સમાવીઆં, એણે સૌ સાધનો હરાવ્યાં.
વિશ્વ વિધાન સૌ વિભુમાં વિલોકીને, એને જ ઉર આ વરાવ્યાં.
નિત્યના અનિત્ય થાય અનિત્યનિત્ય થાય ના, આપે એ સત્ય સ્વીકરાવ્યાં. ૬



## કોને કોને મળો છો ?

કોને કોને કહોને મળોછો કન્હૈયા કોને કોને૦
કોને કોને કહો ને છળોછો, કન્હૈયા૦ ટેક ૧
દાન પુન્યે જે પરવાના માગે, એને એ આપી વળો છો ?
જ્ઞાની ગણાવે ને ઊંડાં ભણાવે, એને તો નક્કી છળો છો. ૨
આશ ખરી પણ પાશ ન ટૂટે, એને ધીરે ધીરે ફળો છો,
મુક્તિ માગે અને માયા ન ત્યાગે, તેને શું આપી વળો છો. ૩
સમજે છતાં સ્વપણાં નવ ત્યાગે, તેનાથી શું જ રળો છો,
દ્વંદ્વોના દોષો દિલ નવ ત્યાગે, તો તમે ત્યાંથી પળો છો. ૪
મિથ્યાઆલાપીને મન કર્યા રહો છો, રહીને યે કયારે હળો છો,
પરપીડનને માની પરાકાષ્ટા, એ ઊરમાં શું જળો છો. ૫
કેવાં છે કહેણુ ને કેવાં છે વહેણુ એ, કહાન તમે તો કળો છો,
સમતા સરવમાં ને પ્રીતિ પ્રભુમાં, અનન્ય ભાવે મળો છો. ૬
સર્વ તજી જ્યારે શરણુજ ઇચ્છે, એને અંતરમાં મળો છો,
જગમાં ને જીવમાં જુવે જ્યારે તમને, ત્યારે તેનામાં ભળો છો,
સંવરી આ સહુ સમતા વિનવીએ, સામળ શું સાંભળો છો. ! ૭



## મન મિત્ર થયું

મન મિત્ર થયું તું મારૂં, હવે મન મિત્ર૦
એ હરિ કૃપા અવધારૂં, હવે મન૦ ટેક ૧
રોકયું ટોકયું મેં બહુ તુજને, જોઈ જબર કારભારૂં,
શત્રુપણું તો તેં નથી દાખ્યું, કે જેથી હું હારૂં. ૨
રહ્યું કલ્લામાં હરિ લહયામાં, એ ઉપકાર વિચારૂં,
શક્તિ તારી સૌ જાણે છે, તું દેવોને ડારૂં. ૩

શરીર લગી સાચવજે મૈત્રી, રહી પ્રભુમાં રમનારૂં,
અંતે વિરમી જજે વિભુમાં, જે પદ તુજને પ્યારૂં,
શાન્તિ જીવનમાં જેણે આપી, એથી થઈશ ન ન્યારૂં. ૪



## કોણે ઘડયું મન ઘેલું

આ કોણે ઘડ્યું મન ઘેલું, ઘટમાં કોણે ઘડ્યું૰
નવ નિર્મળ થાતું મેલું; ઘટમાં૰ ટેક ૧
બુદ્ધિ બ્હીતી બ્હીતી બોલે, નવ માને માતેલું,
સમજે તદપિ એ સંતાપે, પર ચકેજ ચડેલું ૨
કર્મે ઘડીયું કાયે જડીયું, અજ્ઞાને ઘેરેલુ,
આવરણુ એ નવ કરતું અળગું, મમત્વનું ઓઢેલું. ૩
કંઈ કંઇ કારણ કનડે જીવને, બંધનથી ન બ્હીનેલું,
ભોગ ભલે ભોગવતું ન્યારૂં, આત્મે કાં અડકેલું. ૪
સાક્ષી રહી સરતો નવ રાખી, રોક્યું નહીં રખડેલું,
ના ના કરતે મનસ્વી વર્તે, એને કાં પોખ્યું પહેલું ? ૫
આજ અમે ઓળખીયું એને, માયામય અલબેલું,
આવું ઓછી પ્રભુપદ પૂર્યું, ઘેલું થયું જરી રહેલું. ૬
ઘડીમાં સ્હેલું. ઘડીમાં ઘેલું. નહીં વિશ્વાસ ભરેલું,
નટવર એને નિરંતર આપો સ્મરણુ શરણુ આવેલું. ૭



## અંતર સમાવ

મારે અંતર સમાવ એવા થાવ ભગવાન, મારે અંતર૰
તમે લીલાના પ્રેમી લેખાવ, ભગવાન, મારે અંતર૰ ટેક ૧
આપ તો અવ્યક્તવ્યક્ત સારા સંસારમાં, સદ્‌ચિદ્ સ્વરૂપે સમાવ,
તોય દાસ ઇચ્છે એ રૂપમાં રસિક તમે, પ્રેમે પ્રગટ થઈ જાવ. ૨

પુરમાં ને મેળામાં, ઉરમાં અનેકના, આજે પુરુષોત્તમ પૂજાવ,
મોંઘે ઉપહાર આપ માનીતા પૂજતા. મારે એ ઉર એવા ભાવ. ૩
સ્થાપન ઉદ્યાપનના ઉર કરે ઓરતા, ક્યાં લેશે દેશો એ લાવ,
શેણેથી પૂજીએ ને શેણેથી બૂજીએ, પૂર્ણ રૂપ જેના પડાવ. ૪
આસનમાં ઉર આજ સાધનમાં સર રાજ, બીજા બધાના અભાવ,
શું શું જોઈએ તે હું જાણું ન જાદવા, જે જે જોઈએ એ રૂપ થાવ. ૫
પુષ્પ ચંદન અને તુલસીને પાંદડે, રસીઆ તમે તો રીઝાવ,
અર્પું હું એ પણ ઉર ના કબૂલતાં, જેવા ભાવેથી ભીંજાવ. ૬
અનન્ય ભાવે એ અર્પી ઉપાસતા, એના પદ મુજથી પૂજાવ,
પૂજતા ન બૂજતા. સ્નેહીને સૂઝતા, જોતા નથી રે રંક રાવ. ૭
ભક્તોના ભાવ કહાન કદિ ન તોળતા, અધમ ઉદ્ધારણ ગણાવ,
પૂજન પ્રકાર મારા આપથી અજાણ ના, સાધનમાં એક સ્નેહ સાવ. ૮
ભક્તોની ભીડમાં મુજને ન ભૂલશો, નિર્બળના કરજો નિભાવ,
રાધાની સાથ નાથ ઉરના ઉપહારથી, પુરુષોત્તમ પ્રેમે પૂજાવ. ૯



## અમારા તમારા એક સ્વભાવ

આવી તમારી શી રીત રસીલા, આવી તમારી૦
જગ રચવાની આવી શી પ્રીત, રસીલા૦ ટેક ૧
પ્રીછે પરીક્ષિત તદપિ શું પૂછે, જાણી અમારાં ચિત્ત,
અખંડ આનંદે આશા ઉમળકા, જ્યારે હતા માયાતીત. ૨
આવી લીલા નવ હોય જો આપે, તો તો તમારાં શું વિત્ત,
નિત્ય આનંદમાં આપ રહેતા, દુઃખ પરોક્ષે પ્રીત. ૩
અમે એ આત્માના આનંદ તજીને, ભજીએ માયા અનિત્ય,
અમારા તમારા એક સ્વભાવો, માટે છો એક ખચીત. ૪
સુખ રૂપ મૂળે સ્વરૂપ તમારાં, તેથી દુઃખે શું પ્રીત,
દુઃખીને રૂપે જગે ઝાઝું રમતા, પરોક્ષ પ્રતિની રીત. ૫

વાંક હવે રખે કહાડો અમારા, સરખી છે આપણી રીત,
અણુગમતાં અમે એને ભોગવીએ, દીનબંધુ વહો પ્રીત ૬
આપ અસંગ રહી લહો લીલા, જીવ ન જાણે એ રીત,
માયાનાં સગપણ જેની સંગાથે, એ સહુ અંતે અનિત્ય, ૭
જીવન માગું તમારા જવાબો, ગણુશો નહીં વિપરીત.
માગો જવાબો તમે એ અમારા, પાડી તમે એવી રીત. ૮
ખીજાયા હો તો છોડાવો આવી, મૂળથી અમારી આ રીત,
રીઝાયા હો તો એજ અપેક્ષા, જે છે તમોને વીદિત. ૯



## એની ગોઠવણ

ગોઠવ્યાં શુ ગિરધરલાલ, તમે જ મારાં ગોઠવ્યાં શું૦
ધણી ધણીએ કરી રે ગોપાલ, તમેજ મારાં૦ ટેક ૧
વાળ્યા વળાય નહીં એહ ઉપકારો, મોજડી ઘડાવતાં એ ખાલ,
કર્મોએ ગોઠવ્યાં ને ધર્મોએ ગોઠવ્યા, ઉરે ગોઠવાઈ ને કરી કમાલ. ૨
અણુદીઠ જ્યોત એક જીવનમાં ગોઠવી, આવે ન જેમ મને આલ,
નાટક શુ ખેલવાં નટવરની આગળે, જાણે જે હૈઆના હાલ. ૩
અંતરતા ભાવ અમે કેમ આલેખીએ, ઓછા પડે રે સહુ કાળ,
આપી ઉપમાઓ મને ઓછી રે લાગતી, કોને ખરા ન એના ખ્યાલ. ૪
જીવન જુદાઈ તમે રાખી જરાય ના, એ રે કહેવામાં શુ માલ,
આપને અદેય શુ, એક મુખ કહેય શુ, કરતા કંઈકને નિહાલ ૫
જાણી અનાથ નાથ આવ્યા તમેજ હાથ, અવધિ કરી એ કૃપાલ,
ગોઠવીઆં કઈક અને ગોઠવવા કંઈક, ઉર વચ્ચે વસ્યા શુ વ્રજલાલ,
સારે સસાર વળી સ્વરૂપો એ ગોઠવ્યાં, ઘટમઢમાં હો ગિરિધરલાલ. ૬



## ઊર્મિને ના અટકાવો

ઊર્મિને ના અટકાવો, કો અમ ઊર્મિને ના૦
માયામાં નવ કો પટકાવો, કો અમ ઊર્મિ૦ ટેક ૧
ઊર્મિના આનંદ અમોલા, નશ્વરમાં ન ટકાવો,
માયાવીનાં મન નહીં જાણે, અમૃતના ઘુંટડાઓ. ૨
અહીંના સુખના નથી હીસાબો, લૂખે ના લટકાવો,
અમીમય સુખ ઊર્મિમાં ભરીઆં, જગ સકા કટકાઓ. ૩
અવિરત એમાં રમવા દેજો, છેડી ના છટકાવો,
હસો ભલે પણ હસવા દેજો, જોઈને અમ લટકાઓ. ૪
એ આનંદ લઈ જાણો તો, જાય જનમ ખટકાઓ,
પ્રભુ ભરો સૌ ઉર આ ઊર્મિ, પ્રેમ દીપક પ્રગટાવો. ૫



## મોહનની માયા નિરાળી

નંદલાલાને લીલા વ્હાલી, અમારા એ મોહનની માયા નિરાલી૦
આવે શામળ સંસારે ચાલી ચાલી, અમારા૦ ટેક ૧
માટી ખાવી ને વળી આપ બંધાવી, બોલી બોલે એ કાલી કાલી,
મહીમાં શું માગવું, ત્યાં શું પગે લાગવું, જાવું ગોપી ઘેર ચાલી ચાલી. ૨
ભાગી ગોકુળ રહેવાં, માગીને અન્ન લેવાં, એ તે શું ખેલ હતા ખાલી,
ઈંદ્ર કર ઓળવે, બ્રહ્માદિ ભોળવે, એણે પ્રેમથી રાશ ઝાલી. ૩
દાણીઆની દાઝે દરીદ્ર દીધાં દાસને, ચપટી ચોખાએ શ્રી આલી,
ક્યાંક રમે રંક થઈ ક્યાંક રમે રાય થઈ, વ્યાપક રૂપ વનમાલી.
આપ અસંગ રહી, ખેલે ખલક મહીં, એણે માયાઓ જાણી મ્હાલી. ૪



## અભય કરો અલબેલા

અભય કરો અલબેલા, અમને અભય કરો૦
આવ વ્હાલા વ્હેલા વ્હેલા, અમને અભય૦ ટેક૦ ૧

અલ્પ સમય ને અકલિત પંથો, જાણો જીવ થાકેલા,
સંસારે સંચિત ભોગવતાં, આવે નાથ ન હેલા. ૨
દોષ ન જોશો દીનબન્ધુ છો, જીવ માયા મોહેલા,
વાંક તમે કયમ જોશો જીવન, પ્રેરક રૂપ રહેલા. ૩
તદપિ નથી અમ બળની આશા, અપરાધ અનંત થયેલા,
અધમ ઉધારણ છો અવિનાશી, નિગમ ગીતે ગાયેલા. ૪
અમી નજરો અમ ઉપર નિરંતર, નટવર રાખી રહેલા,
ન ઘટે શંકા સુહૃદ તમે છો, છે વિશ્વાસ પડેલા. ૫
નથી અજાણ્યા અંતરયામી, ઉર આવૃત રહેલા,
ભય નથી ભવના ભય નથી દવના, તદપિ કાં ભાખેલા. ૬
એ જાણો છો જીવનભેદુ, શેના ભય ભાસેલા,
અન્વય આત્મેથી સરી જાતાં, ભાસે ભય ઉપજેલા. ૭
અવિરત સ્મૃતિઓ આપો શામળ, સદસદ્‌માં વ્યાપેલા,
જમ ન જુવે જીવ જુવે નિયંતા, રજ રજ મ્હાંય રમેલા. ૮



## કોયડા ઉકેલ્યા

ક્હાન કંઈક કોયડા ઉકેલ્યા, અગમ્ય ઉર, ક્હાન કંઈક૦
એ આનંદ અંગ અંગ રેલ્યા, અગમ્ય૦ ટેક૦ ૧

માયાને ઢાંકણે, અંતરને આંગણે, આપે અનંત ખેલ ખેલ્યા.
સંસારો પાળવા કાળોને ગાળવા, જીવમાં અહંકાર મેલ્યા. ૨

આદિએ આપ ને અંતે એ આપ તે, મધ્યે સંસાર રંગ રેલ્યા,
આપ જ્યારે સાંભરે ત્યારે દાસ અંતરે, આવીને કોયડા ઉકેલ્યા,
ભકતો થાકેલ ને આપી ઉકેલ એ, રહેજે સંસાર સકેલ્યા. ૩



## રામ રતન સાંપડયું

રામ રતન જો સાંપડીયું, હો મન મારા, રામ રતન૦
એને ખોઈ નાખીશ ના જે જડીયું, હો મન મારા૦ ટેક ૧
પાસે હતું અને તેં પ્રીછ્યું નહીં કાં, રંક રહીને કાઢી હડિયું.
કો પુન્ય પળે તેં એને ઓળખિયું, નાથ કૃપાએ નજરે ચડિયું ૨
સુલવીશમાં તું એને માયાને હારે, લૂંટી લેશે એ લટકે જડિયું,
જાજે ઝવેરી કને કીંમત અંકાવવા, જેની પાસે તો હશે પડિયું. ૩
કો પ્રેમી પૂછે તો એને પ્રીતે દેખાડજે, ખેંચી આવરણ એનું નડિયું,
ક્યાંથી એ જડિયું ને કોણે એ ઘડિયું, એતો અચરજ રહેશે અડિયું. ૪
એ કો ન જાણતું તું એ અજાણ છું, જાણે જીવને જેણે ઘડિયું,
જે જે જોઈશે તે તને એમાંથી જડશે, વિશ્વે નથી કો એના વડિયું. ૫



## આવી રમત ન રમીએ

આવી રમત ન રમીએ, રસીલા આવી રમત ન૦
સ્નેહી સરખા સખા ન દમીએ. રસીલા૦ ટેક. ૧
મરતી ભરી માયા મશ્કરી કરતી, બેહુ તમે અમે ભમીએ.
માયાવી રમતો જાણો તમે પણ, અમથી ન જાતી ખમી એ. ૨
અસંગ વહાલાની કળાઓ તમારી, અમમાં મૂકી કાં કમી એ।
દુઃખીઆરી દુનિયા દેખી દયાળુ, કેમ શકો છો ખમી એ. ૩
શોકે ભરેલાં અમે તો સદાએ, તેથી તમોને ન ગમી એ.
આપ આનંદી ને જીવ અભાગી વિષમતા એ ના રે વિરમીએ. ૪
રમવાં તમારે ને રોવાં અમારે, અમને ન રમતો ગમી એ.
અનૃત છોડી ઋતમાં રમીએ, તો તો વિષમતા વિરમી એ. ૫
રમત ગણું તો રસ નવ તૂટે, દાવ શકે ન દમી એ.
વેરથી ભેદ ન કરીએ કન્હૈયા, ભેરો, ભાવેથી શમી એ. ૬

ખેલ ખલાસ કરોને કૃપા એ, અમે નથી શકતા ખમી એ.
ચાકર્યા ના થાક ઉતારો, અમોલાં, પાઈ આંખોનાં અમી એ. ૭
આપ આનંદે અમારે આનંદો, રમીએ જે તમને ગમી એ.
ચતુર તમે તમ ચાલ બતાવો, ચરણુ તમારે નમી એ. ૮



## પ્રભુનાં અમોલ અવતરણો

એવાં કેવાં હશે એ અવતરણો, અપૂર્વ એવાં કેવાં૦
જેનાં યુગ યુગ અર્ચાયલાં ચરણો, અપૂર્વ૦ ટેક ૧
ભક્તે ભૂલાય ના, જગતે જોવાય ના, એવા અદ્દભુત શ્યામ વર્ણો.
કુસુમોથી કુમળાં ચરણોનાં આંગળાં, ભેદે અભેદ આવરણો. ૨
માયા ઘટાડતાં મૃત્યુ મટાડતાં, મોંઘાં મધુર શ્યામ સ્મરણો.
સંકલ્પો કાપતાં શાન્તિઓ આપતાં, સંતે શોધાયલાં શરણો. ૩
ચરિત્રો એ આપનાં, અમૃત અમાપનાં, ભક્તોને ઉર વહે ઝરણો.
અમને ઉદ્ધારવા, સ્મૃતિએ સંસ્કારવા, પ્રભુનાં અમોલ અવતરણો. ૪



## શ્યામે એ સાર સમજાવ્યો હોજી

પૂછે પૂછે રે પ્રભુ જીવને પટંતરે, કેવા આનંદ જગે આવ્યા હો જી.
શું છે શું છે રે હવે હૈયે સંતાપ તમે, બુદ્ધિને સંગમાં લાવ્યા હો જી. ૧
માયાના ક્લેશમાં માનવના વેષમાં, તાપે તપેલ જીવ બોલ્યા હો જી,
વૈરી ના સંગમાં,વસતાં ઉમંગમાં,આ અંગોના રંગ અમે રાખ્યા હો જી. ૨
મોતી લેવાને અમે પડીઆ મ્હેરામણે, શંખલીએ હાથ ભરાયા હો જી,
આશા એ જૂઠડી ન છોડી મેં મૂઠડી, તેણે સંસાર ના તરાયા હો જી. ૩
ઝુરતાં બચાવજો આરા બતાવજો, બળવંત બ્હાંય હવે ઝાલો હો જી,
દેહિ કૃપાળ કર ઝાલીને લાવીઆ, જોતાં એ જીવને નમાલો હો જી. ૪
બોલ્યા રે શ્યામ મોતી લેવાને આમ, સાધન વિના શું પણ્ણી હાલો હો જી,
મુઠીમાં મોત લઈ મોતીને ગોત્ય તો, આવે આનંદ કો નિરાલો હો જી. ૫

મરજીવા સત અલ્યા જોતા ન અત, તું અમર અનંત છે કહાવ્યો હો જી,
મૂક્તાના ભોગી તો મુક્ત સંસારથી, શ્યામે એ સાર સમજાવ્યો હો જી ૬



## દાસ દિલમાં દીવા ધરો છો

જે જે કહ્યાં એ કરો છો, કૃપામય જે જે કહ્યાં એ૦
દાસ દિલમાં દીવા ધરો છો, કૃપામય૦ ટેક ૧
શરણુ આવ્યાને શક્તિ આપો, સ્નેહે ઉર ભરો છો
આપ સ્વરૂપ સ્મરાવી એને, અવિચળ શાન્તિ કરો છો ૨
અનિત્ય થકી ઉપરામ કરીને, હા ના એની હરો છો
સર્વાતીત હરિ સગુણ સ્વરૂપે, અંતર આપ વરો છો ૩
બિરદ નથી વિસરતા વ્હાલા, પ્રેમી પ્રિય કરો છો
યોગ ક્ષેમ એનાં નિભાવવા, પદવી પણ વિસરો છો
સર્વસ્વ એના શ્યામ બનો છો, જેના હાથ ધરો છો ૪



## નિજ રૂપી બંગલેથી

બંગલેથી જગલે ને જગનેથી બગને, આવે એ કોયડા અનેરા, હો જી
નિજ રૂપ બગલેથી જગરૂપ જગને, આવે આ જીવો મોંઘેરા હો જી ૧
મુનિઓની જેમ પ્રભુ મનન કરીકરી, આવે કો નિજરૂપ બગને હો જી,
કો તો આવેલ વળી કોળીને બીન રૂપ, રખડી રહેલ જગ જગલે હો જી ૨
જગલેથી બગલે જાતા જિજ્ઞાસુઓ, બગલેથી બગને સુભક્તો હો જી
જગલેથી જગલે જાય વટેમાર્ગું, રાગ દ્વેષે જે અનુરક્ત હો જી ૩
જગલે કે બગલે અંતર આનંદમાં, નિત્યે જીવન મુક્ત રહેતા હો જી,
જગલે એ બગને ને બગને એ જગને, રમતા રહેને ને કહેતા હો જી ૪



## નથી રહેલ

નથી રહેલ સંસારના ધાવ સ્હેવા, નથી રહેલ સૌ ઉરના ભાવ કહેવા.
નથી ભક્તને રહેલ સંસાર રહેવા, નથી રહેલ સંસારીને શ્યામ લ્હેવા. ૧
નથી રહેલ સંસારનાં સુખ લેવાં, નથી રહેલ સંસારના દુઃખ રહેવાં.
નથી રહેલ નિર્ધનને દાન દેવાં, નથી રહેલ સંસારીને માન લેવાં. ૨
નથી રહેલ શરીરના મોહ ખોવા, નથી રહેલ વિષય ને વેરી જોવા.
નથી રહેલ અહંકાર સમૂળ ખોવા, નથી રહેલ જીવે ઉરે શિવ જોવા. ૩
નથી રહેલ વિદ્યા અવિદ્યા વિવેકો, નથી રહેલ સુગ્નાત સંત અતીકો.
નથી રહેલ જગાવવાના અલેકો, નથી રહેલ લ્હેવા હરિ કહે ભલે કો. ૪



## શી રીતે જ્ઞાન આપું

શી રીતે જ્ઞાન હું તે આપું, ગુરૂ કહે શી રીતે૦
જીવ જગના તું જાપ સદા જાપું, ગુરૂ કહે૦ રે, ૧
બંધનકારી જગ બોધું હું તુજને, તો ય દોડે જાણે ત્યાં દાપું.
શ્રવણ કરાવું એ સોંસરવું કાઢવું, મનન માયાનાં મને સ્થાપું. ૨
સાધન સધાવું તો સાધ્યોને ભૂલવું, ઉદ્દેશે ધ્યાન તું ન આપું.
અહોનિશ મન તારૂં માયામાં દોડવું. કર્મનાં ન કહાડયાં તેં માપું. ૩
ઉપરા ઉપરી જગ અધ્યાસો ગોઠવ્યા, કિયે હથિયાર એ કાપું.
આપ જાગ્યા વિના સ્વપ્નું આ ના સમે, તરીજા જો શ્યામને આલાપું. ૪



## જગે જોવા જીવન

જગે જોવા જીવન અને મન, તને જ જગે જોવા.
દે જો દીનબંધુ દિવ્ય દર્શન. તને જ૦ ટેક ૧
માયાવી અંચળે નટવર નર નારમાં, ખેલી રહ્યા રે ત્રિભુવન.
જન જન આનંદ રૂપ આત્મા અનુપ જો,એ તો છે કોયડા ગહન. - ૨

ભાસે જે ભયમાં એ જણાય ભ્રાન્તિમાં, તજવા ન ઇચ્છે કો તન.
દુઃખ મુખે ભાખતાં, સુખ દિલે દાખતાં, નાટક કરે એ નવીન. ૩
જૂઠાં રે બોલવાં ને જૂઠાં રે તોલવાં, એ તો વૃત્તિનાં વહન.
પડદાની પાછળે હસતા એ હોંશથી, ભજવે રે વેષ ભગવન. ૪
આનંદ અંશ ઉર ઉરમાં પથરાયેલા, માયામાં માનવી મગન.
રાખી છુપાવી એ ઉરના આનંદ જન, જગતે દેખાડે રૂદન.
જૂઠાં એ રોણુ અને જૂઠાં એ જોણુ તને, નડતાં નથી રે મોહન. ૫



## બુદ્ધિએ બેઠા બળવીર

બુદ્ધિમાં બેઠા શું બળવીર, પ્રભુ તમે બુદ્ધિમાં બેઠા શું૦
એણે તેન્ને ઝીલ્યાં શું ધરી ધર, પ્રભુ તમે૦ ટેક ૧
તમને દેખીને એ તો ઉછળી રે ઉઠી, બોળે બોલાવ્યા બળવીર.
બોલી ખેલીને એ તો તમને રીઝાવતી, અનુગ્રહને કારણ એ અધીર. ૨
પ્રીતો પેખીને એની આપ ભીંજાયા, ત્યારે થઈ રે એ તો સ્થિર.
બળ રે આપ્યાં ને એ તો બોલી રહી છે, આપે આપ્યાં રે એને હીર. ૩
બોલે ચાલે રે એ તો ચિત રાખી આપમાં, ઘેલી ઘડી ઘડી ગંભીર.
બાળી જાણીને એને નિયમે રે રાખજો, બ્હેંકી ન જાય બળવીર. ૪
લાડ લડાવો તો લક્ષોએ આપજો, લ્હેરી ન થાય એ લકીર.
નાની જાણીને એને નટવર ન મૂકશો, સની સુભદ્રા કેરા વીર. ૫.



## શું અર્પું અખિલેશ ?

શું અર્પું હું અખિલેશ તુજને, શું અર્પું હું અખિલેશ૦
તુજ વિણુ દેખું ન કંઈ અવશેષ. તુજને૦ ૧
તું લેનારો તું દેનારો, તું વસ્તુ ને વેષ
આપી લઈ શું જીવ જણાવું, જ્યાં નહીં દ્વંદ્વો લેશ. ૨

તારો નહીં એવી કો વસ્તુ, નહીં નશ્વરને દેશ.
અનૃતથી તું અસંગ રહે છે, એ જાણ્યા આદેશ. ૩
પૂર્ણ રૂપે તું છે પરમેશ્વર, સંતોના એ સંદેશ.
પૂર્ણ મહીં જે પ્રથગજ ભાસે, એહ જ જીવને વેષ. ૪
એ અળસાવી એક જ રાખો, યાચું એ અખિલેશ.
અર્પું શું હું યાચું ઉલટું, દાતા તું જ દીનેશ. ૫



## કરૂણા કરો કરૂણાનિધિ

કરૂણા કરો કરૂણાનિધિ, મેં કર્મ મર્મ કળ્યા નથી,
કોઇ અમે વાવ્યાં વિભુ, થઇ આમ્ર એ જ ફળ્યાં નહીં ૧
હરિ, બાળભાવે વિશ્વમાં, વિષયો વિષે વળગી રહ્યાં,
ઘડી બે ઘડી બાકી રહી, વિભુ વ્યર્થ આયુ વહી ગયાં, ૨
તેં જગાડ્યા જીવ ઊંઘતા, એ બિરદ બ્હાનાં પાળવા,
તું ના ભૂલ્યો તુજ ભૂલકાં, નિજ પદો માંહે વાળવા. ૩
અધિકાર ઉર જોયા નહીં, જોયા નહીં જીવ દોષ કો,
સર્વસ્ત સ્નેહે રીઝિયા, લાવ્યા નહીં કદી રોષ કો. ૪
શું હોશ હરિ તમને હશે, કે વધે મહિમા માહરો,
અમ સમા જીવો તારવા, ઉદ્દેશ શું એ તાહરો. ૫
પ્રભુ પૂર્ણકામી તું સદા, તો આ તને શી કામના,
વળી મૃષા માયા સર્વદા, તો સત્ય શેની નામના ! ૬
અવિનાશ એ અદ્‌ભુત લીલા, શું જીવથી જાણી જશે !
જીવ ભાવ તો જગમાં વહે, શું પરાની વાણી હશે ! ૭



## રાખ્યાં તન ધન ન રહે

તારાં રાખ્યાં તન ધન ન રહે, સંસારે તારાં રાખ્યાં૦
જીવ જૂઠાં જીવન શું ન લહે, સંસારે૦ ટેક૦ ૧

તું જાણું હું માયા મારું, કિસ્મત જુદાં કહી રહે,
સુખ સારું તું આ સંસારે, આશાએ દુઃખ વહી રહે. ૨
મમતા તું રાખે છે જેની, મૃત્યુ થતાં એ મહિ રહે,
રાગો રાખ્યે ફરી સંસારે, જન્મ મૃત્યુ દુઃખ સહી રહે. ૩
એહ વિવેક તું કરી લે આજે, શીર શીદ ભાર વહો રહે,
સ્મરણુ વિના કંઈ સાથે તારી, અંત સમયમાં નહિ રહે. ૪
તું અવિનાશી અખંડ આપે, બ્રહ્માનંદ મહીં રહે.
અમુલા અવસર આજ મળ્યા છે, અમર આત્મા લહીલે, ૫



## કંઈ કપટ કરો છો

હજી કંઈ કપટ કરો છો, કન્હૈયા, હજી કંઈ કપટ૦
હજી કંઈ ભેદ ધરો છો કન્હૈયા૦ ટેક ૧
બુદ્ધિ સાથ બઝાડી અમને, દેવ શું દૂર કરો છો !
ગાનો ગાતાં ધ્યાનો જાતાં, એમાં શુંજ સરો છો ! ૨
કે પછી એ સૌ એક જ જાણી, વ્હાલે વાત કરો છો.
વાતોનાં વ્યવધાન મૂકાવી, કયારે એક કરો છો ! ૩
કે પછી ભૂલ્યો ભેદ જ માને, એ ઉર ભાન ભરો છો !
કહાન તમારાં કપટે કર્યાં છે, કરજો જેમ કરો છો. ૪



## માયા મણકાને તું સૂત

પ્રભુ તું તાત અમે તવ સુત, માયા મણકા ને તું સૂત.
સાચા ઉપર ઓહીં તૂત, માયા મણકા૦ ટેક૦ ૧
તુજ આધારે સમી સમષ્ટિ, કારણુ તું અદ્ભુત,
જડ જડ જીવન જ્યોતિ રૂપે, અહંકારે જ અછૂત. ૨

ભૂવા રૂપે તું ભુવન ધુણાવે, માનવ તારાં ભૂત,
તદપિ છાયા તું નવ છોડે, સૌમાં તું અનુસ્યૂત ૩



## પ્રદર્શન પ્રેમ તણાં નવ હોય

પ્રદર્શન પ્રેમ તણાં નવ હોય, પ્રદર્શન પ્રેમ૦
જ્ઞાની ઘટ ઘટ ગિરધર જોય, પ્રદર્શન૦ ટેક. ૧
સ્વ પરના ભેદો જ્યાં લગી ભાસે, ત્યાં લગી બંધન સોય,
સ્વરૂપેથી લક્ષો સરી જાતાં, માયા એ જીવ મ્હોય. ૨
દ્વંદ્વ દીઠાં કે અભેદ ભાગ્યા, એ નવ ભૂનો કોય,
બ્રહ્મ સત્ય ને જગ આ મિથ્યા, ન કોય વિષમતા હોય.
પ્રેમી ને પ્રિયમય પરમાર્થે, અવર ન એ વિણ કોય. ૩



## ઓળખાણ લાધી

આજ આત્માની ઓળખાણ લાધી, અમૂલ આજ આત્માની૦
હતી આજ લગણ ભૂલ બાંધી, અમૂલ આજ૦ ટેક ૧
જીવ જગત ને જન્મ મરણની, લાગી અનાદિ ઉપાધિ.
દીનતાને દેવળે દીઠા દયાળ મેં, લક્ષોએ લાગી સમાધિ. ૨
સ્નેહ સરોજ પર દીઠા સત્કારતા, સુહૃદ જોઇને પ્રીત વાધી,
પ્રેમ તણાં પુષ્પ એના પદમાં ધરીને મેં, શમતાએ સાધના સાધી.
સૌમાં સમાયલા દીઠા દેહ દેવળે, આનંદે રહી છુ આરાધી. ૩



## કંઈ બાકી નવ રાખ્યું

હરિ, કંઇ બાકી નવ રાખ્યુ, કૃપાએ કંઈ બાકી૦
અમ અંતર પુરે સાખ્યું. કૃપાએ૦ ટેક ૧

સરલ ચલાવ્યા તેં સંસારો, મન એમાં નવ નાખ્યું,
સુખ દુઃખની કંઈ લ્હેરો આવી, ત્યાં ડહાપણ તેં દાખ્યું. ૨
અદ્ભુ દશાએ તુજ દયાએ, મેં પ્રેમામૃત ચાખ્યું,
જીવ જગત જગજીવન જોવા, અંતર આપી આંખ્યું. ૩
અપગ અમને દીનબંધુ તેં, પ્રેમે આપી પંખ્યું,
માયા એથી મન હરવા તે, અમીની આંખે ઝાંખ્યું. ૪
અમ અપરાધો ઉર નવ આણી, તેં મોટું મન રાખ્યું,
હું તું ભેદ ન ભાળ્યા ભાવે, એ આપ્યું જાય ન ભાખ્યું,
સર્વ કરી વરી હસ્તાં રાખ્યાં, જે નવ જાએ દાખ્યું. ૫



## જીવ ભાવો મનગમતા

ઈશ્વર આત્મ રૂપે ઉર રમતા, અમને જીવ ભાવો મન ગમતા.
દ્વૈતે ભાવ અનેરા સમતા, અમને જીવ૦ ટેક ૧
આત્મ રૂપે કશું કહેવું સુણવું, જીવ ભાવે સહુ ખમતા,
દોષ કરીને માગું દયાઓ, દીન લહીને ક્ષમતા. ૨
માયામય હું ઘડી ઘડી માગું, આપે વર મન ગમતા,
દુઃખ દઈ હું સુખ માગું પણ, નાથ ધરે ન વિષમતા. ૩
જ્યાં લગી દેહો ત્યાં લગી દોષો, સહી ધરે હરિ મમતા,
એકજ ભાગ્ય અમારાં મોટાં, શિવને જીવ જ નમતા.
નમતા જીવ આત્માને ગમતા, ગમતામાં આપે શમતા. ૪



## એના અચંબા વિશાળ

ધન્ય ગણું દાસ કે દયાળ, મારે અંતરે એના અચંબા વિશાળ,
જેણે ઘટમાં રાખ્યા રે, ગોપાળ, મારે અંતરે૦ ટેક ૧

અણુગણુ જગત જેની ઇચ્છાએ ઉપજે, દાસ બનાવે એને બાળ,
બ્રહ્માદિ દેવ જેની ભ્રકુટીએ ભૂપતા, ભક્ત કરાવે પ્રતિપાળ. ૨
શાસન સંભાળે જે સારા સંસારનાં, દાસો કરાવે રખવાળ,
આનંદ રૂપ સદા સહજ સ્વભાવથી, ભક્તોને કાજ ભર્યા ફાળ. ૩
ભક્તો ન હોત ને હોત ભગવાન તો, કોણ બતાવતે કૃપાળ.
આપ નિષ્કામ એ ન અમને જણાવતે, ભક્તોએ આપી ગને ભાળ.
નામ રૂપ ધારી ધરા ધરીઆ અવતાર એ, દાસોના દેહથી દયાળ. ૪



## કોઈ ઉર ઝાંખા

કોઈ કોઈ ઉર પૂર્ણ પ્રકાશ, તમારા કોઈ કોઈ૦
કોઈ ઉર ઝાંખા અજવાસ, તમારા૦ ટેક ૧
કોઈ ઘન ઘેર્યા કાળા વ્યોમે, કવચિત્ વિદ્યુત અવકાશ,
કોઈ કોઈ ઉરમાં આવન જાવન, નિશ્ચલ નહિજ નિવાસ. ૨
કોઈ કોઈ ઉરમાં ધાતા દાતા, અર્થાર્થિ વિશ્વાસ,
કોઈ કોઈ ઉરમાં શાસક રૂપે, દૂર દીપક અજવાસ. ૩
કોઈ કોઈ ઉરથી અથાગ છેટાં, જ્યાં અતિ દેહાધ્યાસ,
કોઈ કોઈ ઉર અઢળક અંધારાં, ધાડા પ્રપંચ પાસ ૪
કોઈ ઉર આ આશ્ચર્યો જોતી, જ્યોતિ અખંડ પ્રકાશ,
આપ જ્યોતિ તો સૌમાં સરખી, તદપિ ત્રિગુણના ત્રાસ.
ઉરે ઉર જ્યોતિ જણાવો જીવન, ચીંધી ચિહ્ન અવિનાશ. ૫



## નામ તણી શક્તિ કોઈ ન્યારી

તારા નામ તણી શક્તિ કોઇ ન્યારી, હો નાથ, તારા નામ૦
નામે નામીની જ્યોત અવધારી, હો નાથ૦ ટેક ૧

જ્ઞાને અજ્ઞાને એ ગાયેલાં નામને, સ્નેહે લીધાં તેં સ્વીકારી.
સ્મરતીતી નામ ને કરતીતી કામ એ, ઓછુ લાવ્યા ન અવિકારી. ૨
લૂખા એ નામથી ભૂખ જાગી શ્યામની, ઊર્મિએ સ્વાદ ભર્યા ભારી,
મૂક્યા મધુર રસ નામોમાં નેહથી, પીતાં પીયૂષ તૃપ્તિ ન્યારી. ૩
નામે નિ શેષ કર્યાં નશ્વરના નેહને, અક્ષરને અંતર ઉતારી,
નામે સમાયલા પરખ્યા પમાયલા, આત્માને રૂપ અવતારી. ૪
આજે મેં ઓળખ્યા આશુતોષ અંતરે, લીધાં શું બિરદો ઉગારી,
આપે તું એકને નામો અનંત ગુણ, અણગણુ ના શકું ઉતારી;
અનુગ્રહ આલેખતા પૂછે રે પ્રેમથી, પાછી શું દંદતા સ્વીકારી. ૫



## જીવશિવનાં અંતર કાપો

જીવશિવના અંતર કાપો, જીવન, જીવશિવનાં૦
મનને આપ સરણમાં સ્થાપો, જીવન૦ ટેક૦ ૧
મન કાંઈ કહેતું, મન કાંઈ કરતું, જૂડા કરી આલાપો,
અહંકારે એ ઉન્મત થાતું, કરતું ક્ષણ ક્ષણ પાપો. ૨
ઉપર ઉપર ઈશ્વર ભજતું, અંતર જૂના જાપો.
છેતરતું એ છત્રપતિને કેમ ખમે નહિ તાપો. ૩
દિવ્ય જ્યોતિ તું દેહ છતાં આ, એને શો અંધાપો,
શિવને જીવ રૂપે એ જોતું તેના આ સંતાપો. ૪
અકળ કળા અલબેલા આપો, ખાપ જુવે એ આપો,
ચિદાભાસમાં પડીયું પોતે, ન્યાળી છેકે છાપો. ૫
આતમ મહીં એ છાપો છાપે, એનાં માપ શું માપો,
મનરુપે મ્હાલો મનમોહન, તોય ન લાગે તાપો;
એહ કળા સમજાવી એનાં, આપે લક્ષ જ સ્થાપો. ૬

## અનુગ્રહ એના થાય

પ્રભુમાં પ્રીતિ રહે જ સદાય, ત્યારે અનુગ્રહ એના થાય૦
અંતર જ્યોતિ જાગી જાય, ત્યારે અનુગ્રહ૦ ટેક. ૧
નશ્વર ભાસે આ સંસારો, દશ્યે દષ્ટિ ન જાય.
અથવા વિશ્વ વિભુમય ભાસે, અણુ અણુ ઈશ જણાય. ૨
નામ રૂપના પડદા પાછળ, પ્રભુ એ નિશ્ચય થાય.
સાન્ત સુખો વિષયોનાં ભાસે, નિત્ય સુખ જ ચિત ચ્હાય. ૩
અલ્પ સુખે આનંદ જ જેના, એ આત્મા ઓળખાય.
સાધન સાધ્યે વિવેક આવે, અંતર ઉન્નત થાય ૪
વિરહ દશા અનુભવતી વૃત્તિ, હરિ હરિ રટે સદાય.
સિદ્ધિ સુખ નવ ઈચ્છે અંતર, અનૃત ના લય થાય. ૫
અનુરાગો ઈશ્વરની સાથે, અવર ન ઈચ્છે કાંય.
ધીર રહે નહીં ધરણીધરને જોતાં એહ દશાય. ૬
કૃપા કરે કરુણા કર વેગે, રાય તણા એ રાય.
અનુગ્રહ માટે રહે ઉજાગર, ઉર આવી કર ગ્રહાય.
પ્રભુપદ પ્રીતિ પૂરી વ્યાપે, પૂર્ણ પ્રાણ સમાય. ૮



## કાં માન ભજનમાં ભંગ

મન કાં માન ભજનમાં ભંગ, સાચાં સુખ તો છે તુજ અંગ.
અંતે તજવા છે સૌ સંગ, સાચાં સુખ તો૦ ૧
આપ્યાં લીધાં ક્યાં લગી ચાલે, કાચા એ તો રંગ
અમર સુખો આત્મે નવ જોતાં, શાને બનવું અપંગ. ૨
વિક્ષેપો વૃત્તિને આવે, એ માયા વ્યાસંગ
શાન્તિ વળે સતસંગે પણ એ, સાધન છે બહિરંગ. ૩
નિદિધ્યાસનમાં રહેવું રંગે, એ સાચા સતસંગ.
સત–સંગોનાં સ્વરૂપો સમજી, સૌથી થાવું અસંગ. ૪

સત સ્વરૂપના અખંડ સંગ એ, સાચા છે સત સંગ
અનંત તૃપ્તિ આત્મ મહીં છે, લઈ લે રાખી ઉમંગ. ૫
હૃદય કમળમાં રમવાં તારે, આત્મ સુખે મન ભ્રંગ
મરતાં લગી નવ નીકળીશ ત્યાંથી, હોય જો સાચા રંગ. ૬
નશ્વર રૂપો મરશે તારાં, જગથી થઈશ અસંગ
પુષ્પે પુષ્પે ભ્રમવાં મટશે, મટશે દેહના સંગ. ૭
સંગો ત્યાં લગી પરોક્ષ રંગો, તજી મન થાતું અસંગ
નિર્ભય આત્મા ભવ-ભય પડીઓ, જૂઠે ,જીવન જંગ. ૮
વ્યવધાનો વૃત્તિનાં છોડી, રાખ્ય સદા સત સંગ
સંગ રંગ ભંગોને ભૂલી, મળી જા આત્મ અસંગ
અભય બની જા સતત સ્મૃતિએ, નથી ભજનમાં ભંગ. ૯



## ભાવે ભીંજ્યા

શું અમ ભાવે ભીંજ્યા સ્વામી, તમારી પૂર્ણ દયા કયમ પામી.
નજરો નવ રાખી કૃતિ સ્હામી, તમારી પૂર્ણ૦ ટેક ૧
વિભુ વિશ્વેશ્વર નિગમે ગાયા, શરણુ રહું શિર નામી.
સહસ્ત્ર મુખેથી શેષ સ્તવે છે, સરસ્વતી સાર ન પામી. ૨
સ્નેહે સામળ સ્મરણ કર્યા પણ, સાધનની અતિ ખામી.
દર્દ હતાં પણ ઔષધ ન કર્યાં, તો ય બિમારી વામી. ૩
આર્દ્ર તમારાં અંતર ઈશ્વર, આર્તિ ના વિશ્રામી.
દીનબંધુનાં બિરદ તમારાં, પૂર્ણ જ પુરણકામી. ૪
અધૂરી આશા પૂરી કરજો, અજાણ ન અંતરયામી.
આપ બળે જ્યમ આ સહુ નિપજ્યું, નિભાવશો ગજગામી. ૫
કોઈ જ ન્હોતું આજ નથી કંઈ, સમર્થ સહાય જ પામી.
હવે નથી હૈયામાં હેલા, હરિ થયા ધનધામી. ૬



## સૌ સુખ મોળાં લાગે

શ્યામ તમારા સ્મરણની આગે, સૌ સુખ મોળાં લાગે રે,
અર્ધ ક્ષણ દૂર ન થાવ દયાળુ, એ દાનો દિલ માગે રે. ૧
કોણ જન્મનાં સુકૃત જાગ્યાં, સાર તમો એ લીધી રે,
આ જન્મે તો સાધન સિદ્ધિ, કાંઈ નથી મેં કીધી રે. ૨
મન બુદ્ધિ એ સાધન સાધ્યે, તમે ન મળતા આવા રે,
સહજ કૃપાળુ બિરદ તમારાં, ખરા કરો શું દાવા રે. ૩
ભક્તિને વશ છો'રે ભૂધર, પણ ક્યાં ભક્તિ અમારી રે,
કર્તુંમકર્તું સમર્થ સામળ, એક જ એ બલિહારી રે. ૪
અથવા સર્વે કલ્પિત જાણી, સત્ય થકી દૂર રાખ્યું રે,
અબાધ તત્વ જે નિત્ય રહ્યું એ, ભરપૂર પૂરૂં દાખ્યું રે. ૫
અઘટિત ઘટના નાથ તમારી, અમથી ના સમઝાતી રે,
જેમ જેમ જોઇએ ગુણ તમારા, તેમ તેમ પ્રીતિ થાતી રે. ૬
જ્યાં લગી દેહો ત્યાં લગી નેહો, અખંડ આવા રાખો રે,
પછી તો સ્વપ્નાં સર્વે, સરતાં, ક્યાં જૂદારા દાખો રે! ૭



## દયા આ તમારી

દીન બંધુ દયા આ તમારી, એને જોઈ મોહી બુદ્ધિ અમારી રે,
દીનબંધુ૦ ટેક
તમે સાધનની વિધિઓ વિસારી, કૃપાનાથ કૃપા ગ્હેમથી પસારી રે. ૧
જેવી તેવી આ ભક્તિ અમારી, મહારાજ તમે સ્નેહથી સ્વીકારી રે.
જન્મ કર્મ તણા દોષને નિવારી, છત્ર બુદ્ધિની ભાવના વિચારી રે. ૨
ધન્ય ક્ષણમાં ગાયા શું ગિરધારી, તેણે લીધા શું શ્યામ આ ઉગારી રે.
મહા મથને યે ના મળો મુરારી, નકી નાથ દયા દૃષ્ટિ એક ધારી રે. ૩

મન બુદ્ધિઓ ન પ્હોંચતી અમારી,એને લક્ષ આપી લગનીઓ તમારી રે
આવી ભાળો લે કોણ રે અમારી, કૃપા એ જ કૃપાનાથ બલિહારી રે
હરિ હાથ એમ લાજ આ અમારી, મૃષા જીવ ભાવ લાજ એ તમારી. ૪



## મન છે અજીત

મનમોહન આ મન છે અજીત, એને જીત્યાની જણવો રીત રે.
મનમોહન૦ ટેક
હારે છે બુદ્ધિ ને વારે છે દેહ તોય, ધાર્યાં કરે એ ખચીત રે. ૧
પામે છે દુઃખ તો ય પાછું ન વળતું, નિર્બળ તો યે છે અભીત રે.
સારામાર એ નથી સમજતું, સમજે ન નિજનું હિત રે. ૨
રજનું કારણ એ રાગો ન છોડતું, જોતું ન સત્ત્વ ભર્યું ચિત્ત રે.
કરવાની ગત એને શાસ્ત્રો શીખવતાં, પ્રેમ ભક્તિની રૂડી રીત રે. ૩
સચિત ને યોગ એ એમાં ન ગોઠતું, છટકી જતું એ અદીઠ રે.
જૂઠું જૂઠામાં મારે બાથોડીઓ, જૂઠાં રે ગાતું એ ગીત રે. ૪
જૂઠાંનો જોર સહુ જૂઠાં જાણીને આપ, એનાથી અળગા શું નિત્ય રે.
મનનું એ કામ ના બુદ્ધિનું કામ ના, આત્મા તો નિત્ય સદ્ચિત રે.
આપો એ જ્ઞાનબળ હારે અજીત એ, શરણે આવે રે એ રીત રે ૫



## માયાએ મન રે છવાયાં

મનોહર માયાએ મન રે છવાયાં, ખરેખર જીવે ન જૂદાં થવાયાં,
પરાત્પર પાસે ન પ્રેમે જવાયાં. મનોહર૦ ટેક ૧
પરાધિન પોતે થયો એ પ્રતાપી, અભ્યાસે અંતર આવરણ સ્થાપી,
જડી નહીં તેથી જ્યોતિ કદાપિ. ૨
ભમી ભવ ભૂલેથી ભ્રાન્તિ વધારી, શક્યો ના અજ્ઞાને ભૂલ સુધારી,
નચાવ્યો વાનર માયા-મદારી. ૩

સંસારી ત્રણે તાપે દાઝયો, વિચારે હું જ અનિત્યે બાઝયો,
પરતાઈ પ્રભુને બોલાવે, લાજ્યો. ૪
દયામય દૂર નહતા એ કદાએ, પરિપલ પૂર્ણમાં હતા રે સદાએ,
ઉઘાડ્યાં આવરણ અંશી અદા એ. ૫
મનોહર માયા મિથ્યા જણાતાં, જગે જીવ ભ્રાન્તિ એ નામ ભણાતાં,
અનુસ્યૂત આપ રૂપે એ વણાતાં. ૬
અનિત્યે નિત્ય હતા જ નિરાળા, માયાએ છાઈ દીધાતાં જાળાં,
વિખેર્યે આત્મ રૂપો મરમાળાં. મનોહર૦ ૭



## અમે તમારાં તમે અમારા

અમે તમારાં તમે અમારા, એમ જાણો તો ય દ્વંદ્વો
એમ તમે નવ રીઝો રસીઆ, અધૂરા એ આનંદો. ૧
તમે અસંગી અમે સસંગી, મન માયા ને ફંદો
રખે રસીઆ એથી રીસાતા, રખે વળી જીવ નિંદો. ૨
મન માયા કાયા સંસારો, એ માયાનો ધંધો
અસંગ શસ્ત્રે કરૂ નિરાળાં, લઈ ભક્તિનો રંદો. ૩
નશ્વર રૂપો કરી નિરાળાં, નિરખું આનંદકંદો
રમા રમણ હૃદયે જ રહેવા, રાખું એથી છંદો. ૪
એ અધિકારો જીવના આજે, શું ગણશો એ દ્વંદ્વો
એથી અદકું જો ઇચ્છો તો, દઈ દ્યો નિજ આનંદો. ૫



## ચિત્ત ચિન્તા તજાવો

ચિત્ત ચિન્તા તજાવો ચિદ્રૂપ, ચિન્તવન ચૂકું નહીં,
રસ રૂપ રહો હૃદયની મ્હાંય, સ્મરણે સૂકું નહીં.

શ્યામ સંચિત લખાયેલ લેખ, સઘ સમેટજો રે,
ક્રિયમાણો એ રહીએ અસંગ, એમ ઉરે ભેટજો રે. ૨
નામ રૂપોના રાગ થાય નાશ, નશ્વર નાણું સહી,
અનુસ્યૂત આપ રૂપ અવિનાશ, અંતર માણું સહી. ૩
મારા અંતરની આરતો એ જ, તાત તમે જાણતા રે,
માત્ર માયાએ ખેંચેલ મન, એ એ પ્રમાણતા રે. ૪
જગ જીવ માત્ર માયા આભાસ, અલિપ્ત આપ છો રે સદા,
ચિત્ત વૃત્તિને વાસ ચિદાભાસ, બ્રહ્મ રૂપ ભાળુ સદા. ૫



## તમારી પરિપૂર્ણ કીર્તિ

પ્રભુ તમારી પરિપૂર્ણ કીર્તિ, સૌંદર્ય સર્વ ભરી આપ મૂર્તિ,
આપો સદા એ સ્મરણે જ સુરતિ, સંસારની જે સ્મૃતિઓ જ હરતી. ૧
અનંત શાસ્ત્રો અવિભક્ત કહે છે, વિશ્વે વિભુ વ્યાપક રૂપ રહે છે,
સુજ્ઞાત સંતો સ્વરૂપે લહે છે, પ્રજ્ઞા પ્રસાદે પરિપૂર્ણ કહે છે. ૨
તથાપિ માયા વશ માનવી છે, જીવે નિવૃત્તિ ન પિછાનવી છે,
અરે લીલા એ નકી દાનવી છે, એ મેઘ છાયા, નભમાં રવિ છે. ૩
દુઃખ શોક હેતુ તજીને વિકલ્પો, જાણી શકે ના જગ જીવ અલ્પો,
મિથ્યા મહીં મહા સુખ કેમ કલ્પો, ઉરે રહ્યો આત્મ ન કેમ તલ્પો. ૪
નકી નથી એ જીવ હાથ બાજી, ઘેરી રહેલા વિષયો જ પાજી,
ત્રિતાપથી એહ રહ્યો જ દાઝી, છૂટે ન માયા વળગી જ બાઝી. ૫
ઉપાય એના હરિ હાથ તારે, દયાળ તું કેમ ન ધાય વ્હારે,
અપંગના હાથ હરિ સહારે, અખંડના ખંડ ઘટે શું ત્હારે! ૬
હરિ દયાળુ દિલમાં હસે છે, મૂરી મને માનવ ક્યાં ધસે છે,
અભિન્ન આપે તદપિ ફસે છે, અંતે રસેન્દુ હૃદયે વસે છે. ૭



## જીવ શિવ રૂપ વિસરાયાં

જીવ શિવ રૂપ વિસરાયાં, શું આજ તમે જીવ શિવ૦
જેથી આમ જગે ફેરમાં ફરાયાં, શું આજ તમે૦ ટેક૦ ૧
દેહ ઇંદ્રિય મન આદિ અનિત્યને, અભ્યાસે દૂર ના કરાયાં,
આપ્યા આધાર ને આપ્યા પ્રકાશ તો, આવી એ આપમાં ભરાયાં. ૨
આવ્યાં અજ્ઞાન ને જોડ્યાં અહંકાર તે, રાગેથી રૂપ વિસરાયાં,
અંગોના સંગ તને વિષયો શું ખેંચતા, વાસનાએ એને વરાયાં, ૩
સંચિતને ભોગ તને સંસારો સાંપડ્યા, શોધી જો સુખ શું સરાયાં,
તું તો અસંગ આત્મ રૂપે અખંડ છે, જીવ નામ મિથ્યા ધરાયાં. ૪
તું તો નિષ્ક્રિય, નિર્ગુણ, નિષ્કામ છે, અનૃતને કેમ ના તરાયાં.
સાક્ષી તું શુદ્ધ આપ અમર અસંગ છે, જાણી લે રૂપ વિસરાયાં. ૫
તોડી અનાત્મ સંગ, જોડીને આત્મરંગ, છોડી દે સર્વ એ પરાયાં,
જાયે અનંત દુઃખ, આવે અખંડ સુખ, ઓળખી લે આપ છેતરાયાં. ૬



## મન મારા અધૂરાં

મહારાજ મુખો તમારાં મધુરાં, કયારે દેખશે મન મારાં અધુરાં.
કળિકાળમાં નાથ એ વ્યર્થ આશા, તોયે કેમ રહેતી હશે એ પિપાસા. ૧
વિભુ વાસના તો બધી છે વિરામી, તોયે નિરખવા આપને શેં ન પામી,
પ્રભુ ભાગ્યશાળી હશે ભક્ત કેવા, મને કોડ કહાના થવા એહ જેવા. ૨
હરિ રંકને રાજની ભૂખ જાગી, ન જાણું કિયું સુખ રહે એજ માગી,
પ્રભુ આપમાં સર્વ શક્તિ ભરી છે, તેણે યાચના આજ આ મેં કરી છે. ૩
નથી નાથ શંકા તમારી જરા યે, પ્રતીતિ થઈ છે પ્રભુ આજ કાયે,
પ્રભુ આ પળે ભાવ જેવા મધુરા, સદાકાળ રહેતા નથી આમ પૂરા. ૪
મારે મન મારા અધુરાં રહે છે, સદાકાળ ભાવો મધુરા ચહે છે,
પ્રભુ હું ન જાણું મને શું જ થાતું, ઉરે જે થતું એ, જતું ના લખાતું. ૫

તમે અંતરે છો છતાં શું જ કહેવું, તમે અંતરે છો છતાં શું જ લેવું,
પ્રભુ દ્વૈત ભાવે સુખો આમ લેવાં, નથી નાચ અદ્વૈતમાં સુખ એવાં.
સદાકાળ સ્મરણો રહેજો અધુરાં, સદા મન ઝંખો સુખો એ મધુરાં. ૬



## હદ છે કરી

હરિ તમે તો હદ છે કરી, મારો હરીને રે મન,
તૃપ્તિ આવી ત્રણે દેહને, અન્ય જમવાં ન અન્ન. ૧
જૂઠ હરીને સત્ય આપીઆં, પ્રભુ માનું શા પાડ,
કયાંથી આ રણ રે વાળ્યાં વળે, ગાળી નાંખ્યે યે હાડ. ૨
આજે તો પ્રીતિ પાંગળી, આ તો પુરાણી પ્રીત,
મન હરીને માગ્યાં આપવાં, એ તો રાગીની રીત. ૩
આદિ અંતે રહેવું એક એ, પ્રભુ પ્રેમીના રાહ.
વચમાં અમે રમ્યાં રાસ એ, માયા રૂપે શું આ. ૪
રસિયા રસિક તમે રાસના, રીઝો જોતાં રે રંગ.
અંગે ઉમંગો આવી જતાં, તમે રમતા એ સંગ ૫
શ્રુતિઓએ એ કૃતિ ના કળી, કેમ જાણે રે મન.
ઉરમાં આનંદ એ અનુભવે, જેને થાવ પ્રસન્ન. ૬
અનુભવ એ આનંદના, લખ્યા જાણ્યા ન કયાંય.
વૃત્તિઓ જ્યાં વિરમી જતી, કહો વર્ણે કો ત્યાંય. ૭
આટલે લગી અમ હદ હરિ, તમ હદ એથી પાર.
હાથ ધરી, હરિ, મન હરી, હરી હદ પારાવાર. ૮



## રામ રામ કહેતાં

રામ રામ કહેતાં રામ રમી જાય, જીવન રામ રામ કહેતાં.
રામ રામ કહેતાં શ્વાસ સમી જાય. જીવન રામ૦ ટેક. ૧

આપ્યું અપાર વળી યાચું આ આટલું, પાડી નથી રે નાથ ના ય.
એ વસમી વેળાએ વ્હાલા ના રે વિસારશો, મન માયામાં જીવ રખે જોય. ૨
સૂક્ષ્મ સંચિતે રહે રખે એ જીવતાં, સચિતની સાથ ક્ષય થાય.
લિંગો ને અંગ સંગ ભંગ કરીને, આપે અસંગ થઈ જાય. ૩
ભાગ્ય યોગે કદી થાય મેઆન તો, ભક્તોને ઘેર ભલે જાય.
ભક્તિના ભંગ ના ધ્યાય ભગવાન એ, યાચું હું વિશ્વના પિતા ય. ૪
અંતે તમારે અમ સંગે રે આવવાં, તેના પેં આમ ભગે થાય.
તમને એ હોય હરિ આવા વ્યાસંગ તો, ધરતાં એ દેહ ધન્ય થાય. ૫
આપ અસંગ કયાં રહેતું અમ સંગમાં, જન્મે જુદારા ન થાય.
વેષોના લેષ નથી અમતમમાં અંતમાં, રામ રામ રામ જો જપાય. ૬



## શી રીતે રાખ્યા ઘેર

ગિરધર શી રીતે રાખ્યા ઘેર, મીરાં તે કહે ગિરધર૦
જરી શીખવી દે અમને એની પેર. મીરાં તે૦ ટેક. ૧
વિષય વિષનાં વ્યસન વિના તેં, શી રીતે જીરવ્યાં, મીરાં, ઝેર.
સ્નેહ સુધાનાં પાન કરી તું, અમ્મર થયેલી ખરે ખેર. ૨
ઝેર પચાવવા ને નટવર નચાવવા, અમ મન નથી રે માહેર.
પ્રભુને પ્રગટાવવાના પ્રેમ નથી જે મીરાં. અવળેવા આવે ભાવભેર. ૩
તું તો કહીશ જે ત્યાગો આ સર્વે, હું હરિને દેખું રે ચોરે મેર.
તું તો બોલે ને બોલાવે પ્રભુને, મુજ મન કરે એ ટૌકા ટેર. ૪
તેં ઘેર રાખ્યા મેં ઘટે રાખ્યા, પ્રીછી પ્રભુ એ તારી પેર.
તારા આદેશો મેં અંતર ઉતારીઆ, કરી કન્હૈયે મીરાં મહેર.
ગુરુ ગણી મેં તને ગિરધરની લાડીલી, આજે અમોલી ઉરે લહેર. ૫



## આપ સ્મૃતિ ન ભુલાય

ઉર આપ સ્મૃતિ ન ભુલાય, જીવન, ઉર આપ૦
જ્યાં લગી છેલ્લી આંખ મીંચાય જીવન ઉર૦ ટેક. ૧
એટલું હું યાચું યદુનંદન, દીનબંધુ કરોને દયાય.
અનુગ્રહ જોતાં એમજ કરશો, મિથ્યા મન મુઝાય. ૨
દુસ્તર માયા માટે મોહન, અમ અંતર અકળાય.
અજ અદિક આવરણે ઘેર્યાં, અમ ગજુ કોણ ગણાય, ૩
રસિક તમારી રંગભુમિ એ, પાત્ર રૂપે જીવ જાય.
ઇચ્છે એવા વેષો આવે, એ માયા મહિમાય. ૪
પરવશ જીવ પ્રારબ્ધે ઘેર્યો, છૂટા ક્યાંથી થાય.
ધણી ધારે ત્યાં ધોખા શેના, જાણુ દોરે જયાંય. ૫
એ સંકલના શ્યામ તમારી, અસંગ કરો ક્રિડાય.
તદપિ શરણ તમારાં રહાતાં, બાપધરો છો બ્હાય. ૬
શાંતિ આપો સ્મૃતિએ આપો, આપો આપ કળાય.
અમ અધિકારો અહીંયાં સુધી, જયાંલગી જીવ છે કાય.
પિંજર છોડયે પ્રભુ ન છોડે, એટલી કરજો કૃપાય. ૭



અભ્યાસે સંસારના પડી ગયા સંસ્કાર
નિર્ગુણ નિષ્ક્રિય જે હતા થઈ પડયા સાકાર. ૫
અવની આકાશ શાં અંતર એ આવીઆં
ત્યારે મેં એહના મૂશે મૂલાવીઆં. ૬
અણુમૂલા એ તત્વનાં કરવાં જીવને મૂલ.
એ અજ્ઞાનો કેટલાં આભ સરીખી ભૂલ. ૭
ચમકીને ચિત્ત એક શરણો રે શોધતાં
શરણે સ્વીકાર કરે શાસ્ત્રો એ બોધતાં. ૮
મૂલ પ્રભુ માગે નહીં, તોય ધરીયાં માયા ફૂલ
ફૂલે હરિ રીઝી ગયા, કરી લીધાંજ કબૂલ. ૯
માયિક હતાં એ ભાવ ચરણે ધરાવીઆં
બાકી રહ્યાં રે એણે બીજાં ન દેખીઆં. ૧૦
નિત્ય હતાં એ નિખરીઆં નામ રૂપને નાશ
વ્યષ્ટિ સમષ્ટિ વીંટીઆં અખંડ જે અવિનાશ. ૧૧
દીઠા સંસાર એક ભરિયા સાકારથી
દીઠા એ દેવ દિલ એવા આકારથી. ૧૨
અદ્‌ભુત આ અખિલેશના ખેલ ખલકની મ્હાંય
વાંક કશા વિરહી તણા, ભૂલે ભ્રમ્યા જ્યાંય. ૧૩
નીરખી હરખીને શિર હરિને નમાવીઆં
પરખીને પ્રેમ નિત્ય નાથે સમાવીઆં. ૧૪



## હજી ખટકા મન ખટકે

હજી ખટકા, હરિ, મન ખટકે, ખલકના હજી ખટકા૦
અણી વેળા અવિદ્યા પટકે. ખલકના૦ ટેક ૧
વિષય ઇંદ્રિય તો નવ પજવે ને, મન પણ ઝાઝું ન ભટકે.
તદપિ આપ્તોને આપદ્ આવ્યે, એહ ઓચિંતુ વટકે. ૨

સમતા ખૂટે ને લક્ષોએ તૂટે, પ્રભુ કેમ પામીશ આ લટકે.
મમત્વ ન મૂકે મન અમારાં, તત્વ તમારાં ત્યાં ન ટકે. ૩
તમે તો ધણીએ રાખી છે ગિરિધર, ખબર મારી ખરે ખટકે.
આટલું નિભવજો નાથ અમારાં શાન્તિ સ્મરણુ ના અટકે. ૪



## નિર્બળના કરજો નિભાવ

પ્રભુ નિર્બળના કરજો નિભાવ, છો અનાથ નાથ, નિર્બળના૦
મારા સરસ્વ શ્યામ તમે થાવ, છો અનાથ નાથ૦ ટેક ૧
જાણું ન પ્રીત'રીત, જાણું હું આપ ચિત્ત, છે કોમળ દયા ભરેલ સાવ.
જીવન જવાબ તમે આપી દીધેલ છે, હવે કહેવું નથી કે આવા થાવ. ૨
શ્યામ કહે કહેવા માથે 'શું હશે' શીંગડાં, બાકી તો કરવાતાં ઠરાવ.
સમજો છો શ્યામ એ શેનાં 'સ્વભાવ છે, અથવા છે શેમાં ઉઠાવ. ૩
સારા સંસાર જો આપે સમાય તો, કેમ ના સમાય જીવ ભાવ.
આજ ભાવ આ ધરે, જીવ શિવને રટે, પ્રભુ પ્રેમથી ઘટે ના પ્રભાવ.
માયાની રીત આ, પ્રીત નવી નિત્ય આ, અહો ભૂનવે એ પલના અભાવ. ૪



## સંસારી કુંજ શું બ્હેલાવું

ગૃહ સંસારી કુંજ શું બ્હેલાવું, ગોપાલ ગૃહ સંસારી૦
મેળે ફાલે એને શું ફેલાવું. ગોપાલ૦ ટેક ૧
વિધ વિધ વિષયને બ્હેલાવે માનવી, એ ભોગોની મ્હાય શું ભેલાવું.
તેજી તોખાર મન દોડી રહેલ ને, ટેવ મસ્તીની મારીને મેલાવું. ૨
મૃગજળને માપવા કોડ કર્યે શું વળે, એ તૃષ્ણાને તીર શું ટેલાવું!
માયાવિ રંગરાગ શીખી જીવ જન્મીઓ, એ નશ્વરને નાદ શું ખેલાવું! ૩
મર્કટ મૂળે ને શીદ મદિરાઓ પાઇયે, પાણીનાં પૂર શું રેલાવું.
મૂષક પકડતાં શું શીખવું મંઝારને, એ સહજ સ્વભાવ શું ફેલાવું! ૪

ઝાકળનાં બિન્દુને મોતી મનાવીને, લોભીને શીદ લલચાવું !
ભાગ્ય આધિન ભોગ જીવો ભોગવતા, એ લેખ શું બ્હેલાવું મેલાવું. ૫
એ તો અક્ષર પડી ચૂકેલા ચોપડે, સંચિતે સર્વને ઠેલાવું.
નશ્વર જગ નાટકે મ્હોયેલા મનના, મોહ વારી, મારી, મેલાવું. ૬
સ્મરણ સુધાનાં સરોવર સંસારમાં કો જીતાસુ જીવ શું રેલાવું.
સારે સંસાર સાર,શ્યામ વિના અન્ય ના,એ જ મારી માન્યતા બ્હેલાવું.
સ્મરતાં એ શ્યામને સાચી સમૃદ્ધિઓ, ખટકા કહાડીને ખેલાવું. ૭



## દેહ તણા છો નિવાસી

દયામય દેહ તણા છો નિવાસી, છતાં ઉર છાની આવી શી ઉદાસી. દયા૦
અધૂરી આવી આપ કૃપા શી ! ત્રુટિયો ટાળો નાથ તપાશી. ૧
પરિપૂર્ણ પ્રેમે રહોને પ્રકાશી. દયામય૦ ૨
મનોહર મૂર્તિ તમારી બતાવો, શરણના જીવને ન નાથ સતાવો,
રહીને પરોક્ષ હવે ના પતાવો. દયામય૦ ૩
દેહીને દર્શનની અભિલાષા, સાક્ષીવત્ શાને જુવો છો તમાશા,
ઘટે નહીં નાથ નેહીને નિરાશા. દયામય૦ ૪
જીવત્વે આપ કદાપિ ન જોયા, મમત્વે આત્મ અનુભવ ખોયા,
શું જાણું કોણ આ કોને મ્હોયા. દયામય૦ ૫
અહંકાર વિષયને હશે મ્હોયા, ત્રિગુણે તત્વ અનુભવ ખોયા,
આવરણે આપ જ્યોતિ ના જોયા. દયામય૦ ૬
દેહી જીવ દ્રષ્ટા માંહિ સમાશે, દ્વૈતોના ભાવ ઉરેથી તજાશે,
ત્યારે ઉર આત્મ રસેથી ન્હાશે. દયામય૦ ૭
પ્રભુ આ પ્રેમ તણા છે પ્રલાપો, જણાયા આમ જાપેથી જાપો,
કરીને આપે આપ આલાપો. દયામય૦ ૮
અનુપમ આપ કૃપાએ પ્રકાસો, હૃદયમાં સ્થાઈ કર્યાં છે નિવાસો,
તથાપિ દેહે ઘટે આ વિલાસો. દયામય૦ ૯

ઉદાસી આવે અનિત્યે જવાતાં, સ્મરણ મૂકી માયામય જો થવાતાં,
જીવન છો જાણુ મુખે ન કવાતાં. દયામય૦ ૧૦
અખંડાનંદે ઘટે ના ઉદાસી, સદાનંદ રૂપે રહ્યા છે ઉલ્લાસી,
પરાએ પ્રિય રહ્યા છો પ્રકાશી. દયામય૦ ૧૧



## મરજી વિના!

તમે મરજી વિના શું હશે સરજી? આ સૃષ્ટિ તમે મરજી૦
પ્રભુ સર્જન વિસર્જનથી પર જી આ સૃષ્ટિ૦ ટેક ૧
એકલું લાગ્યું ને થઈ ઇચ્છા અનંતની, કેમ ગમે વસ્તી વગર જી.
મોટાને કામ કર્યાં કરવાંતાં કર વડે, આજ્ઞા આધીન અનુચર જી. ૨
એષણાએ રૂપ ધર્યાં વિદ્યા વિચિત્ર એ, સરજ્યા સૃષ્ટા ને હરિહર જી.
ઘટ ઘટમાં ઘંટડી એવી ઘડેલ જે, વણુ બોલ્યે પડતી ખબર જી. ૩
ઇચ્છે જો જીવ તો અનુપમ બનાવતો, તો શું ન થાય! આપ મર જી.
બ્રહ્મા કહે કે હવે કરવાનું કેમ છે, અમને ન પડતી ખબર જી. ૪
આપે કહ્યું કે રહો અંતર આનંદમાં, નિષ્ઠામાં આપ નિરંતર જી.
ઉદ્ધવશે જ્ઞાન એનાં આપેથી અંગમાં, કમળભૂ ન કરશો ફીકર જી. ૫
સૃષ્ટા કહે કે થાય સર્જનમેં તોજ કે, આપ જ રહો જો ચરાચર જી.
કહેણુ કબૂલ એ કરવાં પડે જ ને, કાં કે ગમતી હતી એ અરજી. ૬
સમર્થને રહેલ છે સર્વે સરજવું, જે કરી ન શકતું અવર જી.
ભલે કહીને પડયા બ્રહ્મ વિચારમાં, આંખ મીંચી જોયાં અંતર જી. ૭
લાગ્યાં છે ધ્યાન અને કાળ કંઈ વિતીઆ, પ્રગટી ગયાં ભૂનો અક્ષર જી.
ખૂલતાંમાં આંખ એ જોયાં આશ્ચર્યતે, રચિયાં નરનાર ને નગર જી, ૮
રાખી સંકલના એવી સરવની, કોને પડે ન ખરી ખબર જી.
ઇચ્છા થઇ કે રમે ઇચ્છા થઇ કે શમે, ચલવે એ ચક્ર ચરાચર જી. ૯
આપ ઇચ્છાએ સૌ થાય ને થયેલ છે, આખર ચલાતું આપ મરજી.
એ ય કરે મરજી ને હું ય કરૂં મરજી, માનીશ માં, જીવ, તું નોકર જી. ૧૦

એની ઇચ્છાએ થાય આખા બ્રહ્માંડ ને, તું કીડીએ સકતો નસર જી.
માયાએ રંગ એ, કરતા અસંગ એ, સાક્ષી રહીને અંતર જી. ૧૧
નિર્ગુણ નિષ્કામ એ રમતા રે રામને, સંત જુવે સર્વેથી પર જી.
મરજીએ સરજતા મરજીએ વરજતા, એ જ આપ આખ્ખર અમર જી. ૧૨



## એષણા

એષણા તું અંતરે ક્યાં છે છૂપાયલી, એની પરખ નથી પડતી હો જી.
ગર્વિલું મન એમ માને છે મુજને, ઈષણા એકે ય નથી અડતી હો જી. ૧
પલટીને વેષ એને ઉરે પેઠેલ તું, જ્ઞાની દાનીનાં નામ ધરતી હો જી.
પરને ઉપદેશ વણ પૂછયે તું આપતી, આપે ન હોય આચરતી હો જી. ૨
ધનની રે ધંખનાને કર્તવ્યો કહાવતી, ફરજો ફરજ દની બતાવે હો જી.
સર્વેને રૂપ પરમાર્થોનાં આપતી, પતરાજી તારી ના પતાવે હો જી. ૩
થાકે નહીં રે તું ચકવીને જીવને, માગ્યાં મળે ન દૈવ હાથે હો જી.
ધક્કા ખાઈને થતી ઢીલી સુતવિત્તથી, તો ય ઢસડાય સાથ સાથે હો જી. ૪
છેલ્લે વખાણુની ઇચ્છા ન ઓસરે, સર્વેના સ્થાન એ લેતી હો જી.
કેમ કરૂં ને મારી થાય જગે નામના, તેલ કાજ પીલે તું રેતી હો જી. ૫
દ્રવ્યો વેરતી ને ડહાપણ દેખાડતી, રહેણી કહેણીનાં ભાન ભૂલે હો જી.
મૃત્યુ પથારીએ પોઢયે ન મૂકતી, જન્મોના કલેવને કબૂલે હો જી ૬
વાસનાને રૂપ નવા દેહો વસાવતી, ધન્ય તારી ધીર દેહ ધર્યાની હો જી.
સરવાળે સાર શો આવ્યો ન જાણુતી, ગારે ફુલાશ શી ફર્યાની હો જી. ૭
આપે સાબાશી એને શાણા સમજતી, ઓછે તને તો ગણે પાજી હો જી
તારા તલસાટ ત્યાં તત્વો ન પાંગરે, ગર્વિની કીર્તિ મૂળાભાજી હો જી. ૮
એષણાઓ ત્રણ છે આગે ગવાયલી, ચોથી લખવાને કેમ ચૂકયા હો જી.
દેહ તણી ઈષણા જાય ટપી સર્વેને, રાગ ભોગ રહેના ભભૂકયા હો જી. ૯
મૂકી દે મમતા એ મૃગજળની માનવી, મૂકી દે એષણા દિવાની હો જી.
સર્વે સમાવ્ય એક સામળના સ્મરણમાં, નિષ્કામી દાસ બની જાની હો જી. ૧૦



## સાંત્વન એનાં શોધું

પ્રભુ કંઈ કંઈ પ્રેમીને નજરે ન્યાળતાં,મન મારાં મુઝાતાં અપરંપાર જો.
અંતરમાં રહેતાજ હશીજી જાણતા, સાંત્વન એના શોધું નંદ કુમાર જો. ૧
ત્રિકમને દરબારે નવ હો ત્રાજવાં,તોળે ઓછા અદકા અમ અધિકાર જો.
ત્યાંસ્મૃતિઓ આવે અંતર અલબેલડા,અધમ ઉધારોઆપ સદાઅવિકાર જો. ૨
રીઝયા નવ હો તો હૈયે કયાંથી રહો,અમૃતમારાં સ્મરણો કયાંથી થાય જો.
દીનબંધુ બિરદનાં પડિયાં પારખ્યાં,મન એ મહિમા જોતાં રીઝી જાય જો. ૩
પ્રિયતમ તેં પ્રેમેથી અંતર પૂરીઆં,નથી ત્યાં સાધનને રહેવા અવકાશ જો.
અક્ષરમાં આલેખું શાને એ કથા, તમને યે કર્યા છે એના અભિલાષ જો. ૪



## વિસ્તાર આ વૃત્તિના

વિસ્તાર વિભુ આ વૃત્તિના, સુવિચારથી જ શમી જતા.
ઉર આપ ઝાંખી થઇ જતાં, આનંદ એજ ગમી જતા. ૧
મન દેખતાં સુખ દ્રવ્યમાં, એ દ્રષ્ટિઓ નરવી થઇ,
સદેશ સુણુવા આપના, વરી વૃત્તિઓ સરવી થઇ. ૨
જે વહી રહીતી વિષયમાં, એ વ્હેણુ વિભુમાં વાળીઆં.
અનુરાગ થાતાં આપમાં, અમૂલાં સુખો ત્યાં ન્યાળીઆં. ૩
સ્મૃતિએ જરીક સરી જતાં, વિભુ વિરહ બાણો વાગતાં.
મન મનાવું મન મોહના, ત્યાં તુજ રૂપે એ લાગતાં. ૪
વિભુ વિસ્તર્યાં છો વિશ્વમાં, ત્યાં કોણુ કો આધું કરે,
વિધવિધ રૂપે વેષો દીસે, એ વંચના માયા ખરે. ૫
માયા તણા એ તંત્રને, કો તોડવા જ સમર્થ ના.
અગમ્ય છો મન બુદ્ધિને, એ વેદ વાકય જ વ્યર્થ ના. ૬
વળી કઇક જન્મની વાસના, વૃત્તિ રૂપે અહીં અવતરી,
અભ્યાસ એના અનૃતે, અનુરાગથી એને વરી. ૭

જગ સ્નેહનાં સુખ ચાખીઆં, ત્યાં તરત એ ચેતી ગઇ.
પસ્તાઇને પાછી વળી, એ આપમાં વ્હેતી થઈ. ૮
ભંડાર દીઠા ભુવનમાં, ને ભટકવાં છોડી દીધાં.
સ્વસ્વરૂપ મ્હાંય સમી જઇ, એકત્ત્વને જોડી લીધાં. ૯



## મૂર્તિઓ મધુરી

હરિ આખરે આશ રાખી અધૂરી, મને મૂર્તિઓ ના બતાવી મધુરી.
પ્રભુ સૃષ્ટિને સર્જતાં આલ ના'વ્યા, ત્યારે આમ સ્નેહી તમે શું સતાવ્યા. ૧
જ્યારે જીવ એ શિવ આપે થયા છે, ત્યારે આ અભિલાષ શાથી રહ્યા છે.
માયા મન એ આપથી છે અભિન્ન, ભલે થાય ઇચ્છા નિરંતે નવીન. ૨
માટે મુખ જોવા અમે આશ રાખી, તમે એ મુખો ઉપરે આંખ નાખી.
જોવાયાં નહિ નિજનાં મુખ નિજે, હરિ આરશીઓ પડી હાથ બીજે. ૩
હરિ મનને મુખ–માયા ઘણી રે, જતાં બ્હાર જુવે અરીસા ભણીરે.
થરો એ પરે જામીઆ મોહમાયા, જણાતી નથી ઝાંખી એ ત્યાંય છાયા. ૪
નકી મુખ તો આપનાં છે મધુરાં, જુવે કેમ એ પૂન્ય જેનાં અધૂરાં.
તથાપિ ઉરે જો હવે આશ જાગી, લઉં નિર્મળાં દર્પણો કાંક માગી. ૫
અરીસા કરું ઉજળા નામ નીરે, જડાવું મ્હડાવું એને હેત હીરે.
ભૂલ્યે માનિયાં આપનાં મુખ બીજાં,એણે મન શું આપના નાથ ખીજ્યાં. ૬
નકી નિજ મુખો જોવાતાં નથી એ,પડી દર્પણે છાંય જોવી નકી એ.
અમે એમ મુખો તમારાં ન જોયા, નકી આપ છો એ નથી ભાન ખોયાં.
અમે અજ્ઞ, સુજ્ઞ તમે તો રહ્યા છો, બતાવી મુખો દ્વૈત દાખો ન રાજી. ૭



## જેને તેને શું આમ વરતી?

આજ જેને તેને શુ આમ વરતી, ઓ કીર્તિ તું તે જેને તેને૦
જરી જીવી ન જીવી ત્યાં મરતી. ઓ કીર્તિ૦ ટેક ૧

અણુસમણુ જીવ ભલે કરતા એ ઓરતા,અલિ તું ના એ શેરડાએ સરતી.
આગે વડીલ જ્યાં વરાવે ત્યાં તું જતી, આજ આપે આપ સ્હોર કરતી. ૨
થા માં અધીર અવી આવી ઉતાવળી, પાછળ પરતાઈ પાછી ફરતી.
સુખદુઃખના જોગ મળે ભાગ્યે લખાવિયા, એ વિશ્વાસે કાં ન વિચરતી. ૩
સતીઓની પુત્રી તું તે કીર્તિ છે આગની, એ આર્યોના ધર્મ ન વિસરતી.
ઉંચા આદર્શ તારા રખે ઓસરતી, એ કીર્તિ તું સ્થાનથી ન સરતી. ૪



## ધર્મની લગામ

મન વાજીને ધર્મની લગામ, માનવ મન વાજીને૦
નીકર તેજી તેખાર એ નકામ૦ માનવ૦ ટેક ૧
આજ એ લગામ સાવ છૂટી રે રાખવા, સ્હોર કરે કાયર તમામ.
મન માન્યું દોડતાં રાજમાર્ગ છોડતાં, ખાશે ઠોકર ઠામ ઠામ. ૨
છૂટી લગામ ખાડ બેખડ ન ભાળશે, પાડશે એ પંથે બેફામ.
ઘાયલ ઘોડલું ને ઘાયલ સવાર એ, તરફડતાં જાય રમી રામ. ૩
છૂટી શું એ જરી ઢીલી ન રાખતે, જવા આરામે મુકામ.
પશુ પક્ષીયે એ નિયમન સ્વીકારતાં, કરીએ ના બુદ્ધિ ના લીલામ. ૪
શિષ્ટોએ શાસ્ત્રમાં શ્રેયોને ગુંથીયાં, તાર એક તૂટયે તૂટશે તમામ.
તોફાની અશ્વ મન કાબુમાં રાખશે, માનવીને ધર્મની લગામ. ૫



## દોષોના ડોષની ડાયરી

મારા દોષોના ડોષની ડાયરી રે
તમે રાખી હશેજી હજુર રે નાથ એ હવે ના ઉઘાડશો તમે.
મારી કસુરો કેથન કંઈકંઈ હશેરે,તમે દેખીને દિલના બગાડશો રે
નાથ૦ ટેક૦ ૧
વિજ્ઞુ વિષયે વિકારી હશે ઈંદ્રિયો રે, એનો વાપરનાર ગુન્હેગાર રે. નાથ૦
હરિ જાણ્યે અજાણ્યે જે આચર્યા રે,એને માફ કરોને મોરાર રે નાથ. ૨

પ્રભુ પરવશ પડયો પ્રાણી શું કરે રે,એને દોરવનાર ચાલબાજ રે નાથ
ઈંદ્ર બ્રહ્માદિ એથી હારીઆ રે, વિશ્વવ્યાપી આવ્યાં સહુ વાજ રે નાથ. ૩
પ્રભુ જ્ઞાની મુનિને જેણે છેતર્યાં રે, એના કેમ પમાય અમે પાર રે.
અગણિત અપરાધી તમે છોડિયારે, કૃપાસિંધુ તમે પારાવાર રે નાથ. ૪
શરણ આવ્યાને વિશ્વમાં ઉગારવારે,પ્રભુ તમે કર્યા છે પ્રતિબોધરેનાથ.
પ્રભુ પૂરા વિશ્વાસ મને અંતરે રે,મારે હૈયે રહી છે એની નોંધ રે નાથ. ૫
હરિ દોષોના કોષની ચોપડીમાં, નાથ નોંધજો આ એકરાર રે નાથ.
તમે દિલ દરિયાવ દરબાર છોરે, છો સાક્ષીએ સાથ રહેનાર રે નાથ. ૬
વિષ્ણુ વૈરીએ વશ અમને કર્યાં રે,આજ હેઠા પડયા છે હવે હાથ રે નાથ.
અભ્યાસે રમત એ શું રમ્યા રે,આજ આપ શરણોએ સનાથ રે નાથ. ૭



## સૂના આતમ દરબાર

આજ સૂના આતમ દરબાર, રાજવી જડતા નથી.
લીધા દિવાને કારભાર હાથ, કાયદા નડતા નથી. ૧
એને આવ્યાં અમલ અભિમાન, હુકમો હાંકયા નવા.
માંડયાં મરજી મુજબના રાજ, જુના લાગ્યા જવા. ૨
એને શત્રુએ આપીને લાંચ, અંકુશમાં લઈ રે લીધો.
બન્યો દુશ્મનના હાથની દોર, વિચાર તો ના રે કીધો. ૩
લાગી વેરીની વાગવા હાક, ધાર્યું કાંઈ થાતું નથી.
ગઈ સત્તા સ્વતંત્રતા સાથ, એને કોઈ પૂછતું નથી. ૪
જ્યારે શત્રુએ ઘેર્યાં દરબાર, ત્યારે ભાન આવિયું રે.
મને રાજવી છે પૂછનાર, અધેર મેં પ્રસારિયું રે. ૫
એણે શોધી કઢાડયા દરબાર, અંદર એકાન્તે હતા,
સહુ કબૂલ કરી અપરાધ, ગુનેગાર કરીઆ છતા. ૬
એ તો રાજનો રાજ મહારાજ, દરિઆવ દિલે હતો.
ઘડી એકમાં ગુન્હા કરી માફ, શિક્ષાથી કરીયો જતો. ૭

લીધા રાજવીએ હાથ અધિકાર, શત્રુ સૌ નાશી ગયા.
પાછા આવ્યા જૂના કામદાર, દિવાને ડાહ્યા થયા. ૮
ફરી કરવા માંડયા કારભાર, રાજ ભય માથે ધરી.
રાજ હૂકમે કરીને કામ, નિવેદન કરતા વરી. ૯
મૂકયાં અધિકારનાં અભિમાન, રાજા રાજી થયા.
આપ્યાં આપનાં આપે આસન, ભેદભાવ ભાગી ગયા. ૧૦



## ડહાપણ વ્હેંચાયું અંધારે

ડહાપણ વ્હેંચાયું અંધારે, કહેવાય છે, ડહાપણ વ્હેંચાયું૦
બધાં માને મળ્યું મ્હને વધારે; કહેવાય છે૦ ટેક ૧
કેવી કળા એ હરી કામ દીધું ઢાલવી. જે શંકા ન આવતી લગારે.
સ્નેહી સ્વજન અને પાડાપાડોશીને, આપે ઉદાર થઈ વધારે. ૨
કહાડે કસર એની બીજાને આપતાં, કોઈનું તો રાખતા ઉધારે.
બીડી ભંડાર હરી સૂતા સેવક ત્યાં, આવી અધીર કો પોકારે. ૩
બ્હાર પડયું બારદાન દેખાડી બોલીઆ, જે હોય તે તું લઇ જા કરારે
નજરે દીઠેલ ના કાને સુણેલ ના, બારદાન લઈ લીધું બિચારે. ૪
એણે જાણ્યું કે હરી અવા આકારનું, લઈ જઈ દેખાડયું બજારે.
બોલ્યા વ્હેપારીઓ આ કોણે આપિયું, ભોળા રે ભાઈ તું તો ભારે. ૫
અક્કલનું બારદાન આ તો દેખાય છે, સાન ગીરો લાવ્યો કે ઉધારે.
લગીરે ન લાવિયો એમ કેવો આવિયો, લાગે વેરાઇ ગયું અંધારે. ૬
નારે વેરાય શું લાવ્યો છું સાચવી, જે તે જાણશે સ્હવારે.
પાછો પૂછે કે ત્યારે હોયએ તે કેવડું, ત્હારૂં તો દેખાડ ભાઈ ત્યારે. ૭
બોલ્યો ઇજારદાર મ્હેં તો બધે આપિયું, વખાર છે ડહોઇની બજારે.
ત્યાં તો ત્રીજો આવિયો,ચાર બીજા લાવિયો, માને જે મ્હેં ભર્યું ભંડારે ૮
એ કહે કે આપસો સૌ એ સૌ શું જોઈને, એને મળ્યું નથી લગારે
એમ ડોળાડોળમાં થઈ ગયું સ્હવાર ત્યાં, પોતાને ઘેર સૌ પધારે. ૯

વ્હાણું વાયું ને ઉઠ્યા સેવક ભંડારના, બારદાન ના દીઠું બિચારે.
બોલ્યા પરસ્પરે ડાકુ દેહધારીઓ, દેવું ન કોઇને લગારે. ૧૦
ધીરજવાળા તો ગયા ન્હાતારે પ્હોરમાં, આવી ઉભા રાજ દ્વારે.
દેખી દરબાર કરી દર્શન આનંદીઆ,નાથ નજરેથી ધન્ય થયા ધારે.
સહજ ઉદાર સ્વામી સેવકને પાઠવે, ડહાપણુ લઇ જાવ એને દ્વારે ૧૧



## જીવન સંસારી અમારૂં

હો શ્યામ, જીવંન સંસારી, અમારૂં હો શ્યામ૦
તદપિ ન મૂકે તું વિસારી, અમારૂં૦ ટેક ૧
સકામે પે સ્મરતાં સંકટ કાપી, દીનબંધુ પ્રીત વધારી.
સ્વાર્થી અમે માયા મય તદપિ, તુજ નજરો પ્રભુ ન્યારી ૨
શિવ તે શિવ ને જીવ તે જીવ જ, અશરણુ શરણુ અધિકારી.
જ્ઞાની ઘટ છો અભેદ હો પણુ, આ પ્રીત તણી ગત ન્યારી ૩



## લક્ષ્મીનાં રાજ

તારા ભુવનમાં લક્ષ્મીનાં રાજ, જીવન તારા૦
તને આપવું શું આવે લાજ, જીવન૦ ટેક. ૧
લક્ષ્મીને દુર્લભ નહીં કંઇ વસ્તુ, કેમ કસર રાખે સ્વામી કાજ ૨
બાળવિનાં તારાં સૂતાં આંગણીઆં, હું શિશુ થઇને આવું આજ ૩
મા ખોળે લેજો પ્રભુને રીઝવજો, માનું માંડણુ બાળક મા જ. ૪



## આખર ઘડી

મારી આખર ઘડી વર્તી વેળાસર આવજો રે.
મારા કર ધરવા પાર્ષદને સાથે લાવજો રે ૧
ગુણુવશ મન ક્યાં ક્યાં પરવરશે, વધુ જીવવા જીવ વલખાં કરશે,
આત્મે આવરણુ ધરશે, આડ ઉઠાવજો રે મારી૦

એનેમ્હોયે સુખનવ આવે,એ મમતા અશ્રુ વહાવે,ફોગટપણુંફેરા લાવે રે. ૪
મન રહેજે એથી નિરાળું,ઉઘાડી અંતર તાળું,જો પ્રભુનુ રૂપ રસાળું રે. ૫
જેણે માયા રહેતી મૂકી, જગનાથ જણાવે જૂકી, સંતોને સહેજે નૂકી રે. ૬



## વાતનું ઠેકાણું

કહેવા અતર વાત ઠેકાણું, જીવન, મને જગમાં ન કંઈ યે જણાણું.
મન વ્યર્થ શા માટે મુંઝાણું. જીવન મને૦ ટેક ૧
સ્વાર્થ વિના નહિ વરતુ સંસારે, પરમાર્થ લક્ષ ભૂલાણું.
નિજ સુખ સારૂ મથતાં માનવીઓ, પર દિલ ન જુવે દુભાણું. ૨
પરમ પ્રેમાસ્પદ આત્મા જરૂર એ, શાસ્ત્ર પુરાણે લખાણું.
તદપિ એ ઉપર અહંકાર આવરણ, આવું જાડું કાં ઓઢાણું. ૩
આત્મા તો વ્યાપક સરખો સહુમાં, એ તત્ત્વ કાં ન કળાણું.
મારૂં ને તારૂં એ ભૂત ભેદોનું, માની લીધે ભડકાણું. ૪
હું ને મારૂં એ ચિત્ર માયાવી, અજ્ઞાન પટે અળખાણું.
અવર નહીં ત્યાં શા અપવાદો, કલ્પિત ચિત્ર જણાણું. ૫



## શું શોધું સામળીઓ !

શું શોધું સામળીઓ સંસારે રામ્યા,એકોહં બહુ સ્યાસ રૂપે સહુમાં રમ્યા.
શું શોધું૦ ટેક.

સ્યામ વિના સચરાચરબીજું નવદીસે,માયા મોહનઅભિન્ન જોતાં મન હીસે.
ત્રિગુણાતીત એ તરણાનો મેરૂ કરે, એ વિશ્વાસે ભક્તોએ મેરૂ કરે.
રમત રચે ત્યાં ભેરૂના ભાવો ઘણા, સાચા સંત સખાએ સામળીઆ તણા
વિધ વિધ રૂપે વિલસે વિશ્વે વાલમો, એ ભેદોની ભક્તોને ઉર માલમો.



## આપ્યા ઉર ઉજાસ જો

શ્યામ અમે સંદેહો સર્વ સમેટિયા,
અસ છતાં જવ આપ્યા ઉર ઊજાસ જો.
દીનબંધુનાં બિરદ અંતર અનુભવ્યાં,
બાહ્યાભંતર દીઠા તારા વાસ જો. ૧
સાધનના સંદેહો ઉરથી ઓસર્યાં,
તમે તમારા મહિમામાં મહારાજ જો.
અપંગને હાથો આપી ઉડાડતા,
દીઠા મેં આશ્ચર્યો સાથે આજ જો. ૨



## આપ્યા ઉર ઊજાસ જો

સ્યામ અમે સંદેહો સર્વ સમેટિયા. અસ છતાં જવ આપ્યા ઉર ઉજાસ જો,
દીનબંધુનાં બિરદ અંતર અનુભવ્યાં, બાહ્યાભ્યંતર દીઠા તારા વાસ જો. ૧
સાધનના સંદેહો ઉરથી ઓસર્યાં, તમે તમારા મહિમામાં મહારાજ જો,
અપંગને હાથો આપી ઉડાડતા, દીઠા મેં આશ્ચર્યો સાથે આજ જો, ૨
શક્તિઓ મનની મોહન જાણો તમે, થોડે ગાઝાં ગણી લીધાં ઘનસ્યામ જો,
જીવને રે જેવી પ્રીતો આ જગતની, એવી તો નહીં તુજમાં સુંદર સ્યામ જો ૩
તોય તમે તરવાનાં તંત્રો શીખવ્યાં,ગુણ ઓશિંગણુ કેમ થશું ગોપાળ જો.
પળ પળ પાસે રહીને પ્રીતો શીખવી, જેમ માતા શીખવાડે નાનું બાળ જો. ૪

રાગતણા રોગો રમતો એ કહાડીઆ, પ્રીત પડીકી પાઇ તમે પરમેશ જો,
માયામૃગજળ જણાવ્યાં જુક્તિએ કરી, નિત્યાનિત્ય તણા આપ્યા ઉપદેશ જો. ૫
એ આપ્યું તોય અધૂરૂ લાગ્યુ આપને, રાજરીઝયે કયમ રંક રહે રણછોડ જો.
હુંતુના ભેદે ભાવથી ભાગિયા, જણાવ્યા જીવ શિવ રૂપ અજોડ જો. ૬
એ ઉપકારે નાથ તને શુ આપીએ, આપ્યા જેવી કયાં અમ પાસે વસ્ત જો,
મુંઝાયા જીવ આવ્યા શરણે આપને, અશરણશરણ ઉઠાડો ઝાલી હસ્ત જો. ૭
હાથ ધરી હશી હૈયે હરિએ ચાપીઆ, મૂકયા વળી અભયકરો અમ શિર જો,
આનંદે જીવ શુદ્ધિ ભૂલ્યા આપની, કરવાં તાં તે કરી લીધાં રણધીર જો. ૮



## મારાં અંતર શાન્તિ ધરતાં

પ્રભુ તેં અમીની દ્રષ્ટિ કરતાં, મારાં અંતર શાન્તિ ધરતાં. મારાં અંતર૦
નમું નમુ નેહે તુજને સ્મરતાં, મારાં અંતર૦ ટેક ૧
ચિત્તે રહી તું ચાલ બતાવે, એને ઉર અનુસરતાં.
ચિન્તા તેં ચિદ્દ્યન હરી લીધી, અમને નિજનાં કરતાં. ૨
સર્વ સમર્પું ચરણે તારે, અહંકારોને હરતાં.
નિર્ભય નાથ અમે ભવસિન્ધુ, તુજ તરણીએ તરતાં. ૩
સ્મરૂં ત્યાં લગી તો સહજાનંદો, વિમુખ થતાં મન ડરતાં.
જીવન જ્યોતિ ઝાંખી કરીને, જવ મન માયા સરતાં. ૪
ત્યાં સ્મૃતિઓ તું આપે સામળ, ઝટ એ પાછાં ફરતાં.
એ અનુગ્રહ કહો કયાં ઉચરીએ, એ અનુતાપો ધરતાં. ૫
તું પ્રેરક પ્રભુ તું હેરક હરિ, કાં અભિમાનો ધરતાં !
એહ વિડંમ્બન વિભુ નવ જાણું, આમ જ કો છેતરતાં. ૬
અનુભવ આ સૌ દ્વૈત દશાના, તુજ ચરણોમાં ધરતાં.
અખિલેશ્વરમાં અન્ય નથી કો, જોયાં તુજને વરતાં. ૭



## પોપટિયાં જ્ઞાન

પોપટિયાં જ્ઞાન નથી ગમતાં, ગોપાલ મને પોપટિયાં૦
એવાં ઉપલકિયાં ઉર નથી સમતાં. ગોપાલ૦ ટેક. ૧
દેખાડે જ્ઞાન એ જ આપે અજ્ઞાન, એનાં ભેદોએ મન સદા ભમતાં.
વ્યાખ્યા વિવેકની જૂદી છે જેમની, એને સદાય દુઃખ દમતાં ૨
બોલ્યો ચતુર અને ચાલ્યે ફીતુર, અમે એવા તે ખેલ નથી ખમતાં.
આડંબરોએ જેણે માન્યા આનંદ, એનાં આત્માએ મન નથી રમતાં. ૩
ભાગે ન ભૂખ અને જાયે ન દુઃખ, એવાં નિર્બળ અનાજ નથી જમતાં.
ભીતરના ભેખ વિના ભેદુ ન ભીંજતા, રાગે જુવે જો ઉર રમતાં. ૪
અનુભવનાં જ્ઞાન મને આપે આનંદ જે, અજ્ઞાને ના રે આથમતાં.
અનુભવનાં જ્ઞાન નવ રહેતાં અજાણ્યું જે, વૃત્તિને ના રે વિષમતાં. ૫
જ્ઞાન અજ્ઞાન એ તો વૃત્તિ વિલાસ છે, વિજ્ઞાને એ રે વિરમતાં.
વર્તનનાં જ્ઞાન એનાં નોખાં નિશાન, જેને આપેથી ઉર મારાં નમતાં. ૬



## કોણ ગતિ ગિરિધારી ?

કોણ ગતિ ગિરિધારી, અમારી કોણ ગતિ૦
ન સ્વભાવ શકાય સુધારી. અમારી૦ ટેક. ૧
જ્ઞાન ઘણાં પણ પ્રકૃતિ પજવે, નાથ ચકું ન નિવારી.
વૈરી વિષયને જાણ્યા જદપિ, જાય ન પ્રીત પસારી. ૨
શમતા નવ રહેવા દે સંગો, વૃત્તિ વિકળ દુઃખીયારી.
સત્સ સુણ્યાં પણ ના સચવાયાં, ઉતરી નહીં અંધારી. ૩
પળ પળ પલટે રંગ હૃદય આ, શાન્તિ શકે ન સ્વીકારી.
આમ છતાં અભિમાન અમોને, જે થઈ જાણું તમારી. ૪
આ અજ્ઞાનો કો અટકાવે, એ મુંઝવણ મન ભારી.
સાધન સાધ્ય નથી આ આંટી, હાથ ધરો હરિ હારી. ૫
દીન ગણો દીનબંધુ અમોને, એ જ વિનંત અમારી.
અજ્ઞાની અપનાવો છો પ્રભુ, તમારી એ બલિહારી. ૬

દ્વૈત ભૂલું તો આ ન કબૂલું, જાય અમારી તમારી,
એહ કૃપાને યોગ્ય થવા હું, ગાઈ રહી ગિરિધારી. ૭



## ઉર આવાં કોણે ઘડયાં ?

કોણે ઘડયાં રે આવાં કોણે ઘડયાં,
ઓ સ્યામ અમ ઉર આવાં કોણે ઘડયાં ?
એનાં કારણ શોધ્યાં તે મને ના રે જડયાં. ઓ શ્યામ૦ ટેક. ૧
એ તે ક્યિાં આવરણ હશે એને નડયાં,
જીવ જાણે જીવનધન જૂદાં ઘડયાં.
તોય મમતા ને પાશ મન શાથી પડયાં,
જેણે જન્મ મરણને ચક્કર ચડયાં. ૨
વળી વાતો વખત જ્ઞાન ઘોડે ચડયાં,
ત્યારે દુઃખો ને દંડ કેમ પોકે રડયાં.
કૃત કર્મોને ભોગ ભવે જીવન જડયાં,
ત્યારે તમ સંગ કેમ ઘડી ઘડીએ લડયાં. ૩
જરી આવ્યે વિક્ષેપ ચિત્ત ચાકે ચડયાં,
અરે જ્ઞાન ભાન એમ દૂર શાથી દડયાં.
જગે જાણું જરૂર ઉર ભૂલાં પડયાં,
એ તો ઘેલાની જેમ આપે આપને નડયાં. ૪
મૂકી સાક્ષીની શોધ એ તે ક્યાં રે અડયાં,
આજ એ રે વિચારે મારાં ચિત્ત રે ચડયાં.
આત્મ જ્યોત્યો છતાંએ અંધાર કાં પડયાં,
જેણે જીવન લગી જીવ સાથે વઢયાં. ૫
જેનાં વારણ શોધ્યાં તે કોને ના રે જડયાં,
જડે ક્યાંથી જે ઘોર અજ્ઞાને ઘડયાં.
મૃષા માયાને જોર એ તો ભ્રાન્તિમાં પડયાં,
સ્યામ તમમાં સમતા એ જોયાં ના રે જડયાં. ૬



## અંતર તમારા આવાસ

હરિ અંતર તમારા આવાસ, ચોર કોણ પેઠા તહીં,
એને રાખશો નહીં રે હજુર, તમારા મ્હેલો મહી. ૧
આપ નજરો ચૂકાવી એ નાથ, પોટલાં બાંધી જશે,
પણ અંતે એ આપનો ચોર છૂપાઇને જાશે કશે. ૨
એને દેવા રે દેવને જવાબ, આકરા ત્યારે થશે,
ભલે હમણાં ન એને ભાન, તમારા ન્યાયનાં હશે. ૩
માટે હાંકી કહાડોને હદ બ્હાર, ગુન્હાઓ કરતો ટળે,
કાં તો દેખી દયાની ટેવ, શરણમાં આવી મળે. ૪



## અદ્‌ભુત ઈક્ષણ

અદ્‌ભુત ઈક્ષણ સૃષ્ટિ સરજી, નાથ રહ્યા નિર્લેપ,
ચિત્તચિત્ત ચિતિ રૂપ રહ્યા પણ, ચતુર ન લાગ્યા ચેપ. ૧
નથી શિવ જીવ થયો ન થવાનો, સોને ચામ ન હોય,
અનુસ્યૂત રહી આપ્યા આધારો, એણે સૃષ્ટિ સ્હોય. ૨
પાળ વિના પાણી સ્થંભાવ્યાં, સર સાગર સમુદાય,
સૂર્ય શશિ નવ ચાલો ચૂકે, પર્વત ના પથરાય. ૩
અવનિ ઉદરે અનંત જીવો, સજીવ રહેજ સદાય,
આપે આપ રૂપે વર્ષોને, અનંત રૂપે થાય. ૪
તરૂ ફળ ફૂલે ફાળા આપે, ધર્મ ન ચુકે ધાન,
જડ ચેતનમાં જ્યોતિ જોયા, ઠાલું નહીં કો સ્થાન. ૫
વર્ણન કરતાં વેદો થાકે, થાકે સરસ્વતી આપ,
અચિન્ત્ય રચના રસિક તમારી, નાવે મનને માપ. ૬
અમર જીવો જા અમર અમારાં, જ્યાં જગજીવન આપ,
સૃષ્ટિ સરજન ફરજન પ્યારૂં, લાડ લડાવો બાપ. ૭



## અકળ રૂપે આપ રમો છો

અખિલ જગત અવિનાશ, અકળરૂપે આપ રમો છો,
પ્રભુ પ્રેમીને છો રે પ્રકાશ, સંસારીમાં સુપ્ત સમોઈો. ૧
સુંદર સાગર શોભતા, સલીલે સરિતા સાર,
શૃંગે શૃંગે શ્યામ છો અવનિયે ઝીલ્યા ભાર અકળ૦ ૨
શૈત્ર સ્વરૂપે સહી રહ્યા, વળી ભોંય ભર્યા ભંડાર,
પડ પડ પૃથ્વી પાથર્યા, જીવન જનનાં સાર. અકળ૦ ૩
અનંત થાતાં એકનાં, કણ કણ કારણરૂપ,
વનસ્પતિ ભાર અઢારમાં, અમૃત આપ અનૂપઃ અકળ૦ ૪
વાયુ વિણુ પદ વિચરે, વળી વસતા શ્વાસોશ્વાસ,
વણુ દિઠાં વિઘ્નો હરે, વર્તે જે વિણુત્રાસ. અકળ૦ ૫
જગજીવન જાણ્યા જદા, વાયુ વહન ચોપાસ,
પળ પણ પ્રાણી ના ટકે, જોતાં એ જાદુ ખાસ. અકળ૦ ૬
તે જ ભર્યાં બ્રહ્માંડમાં, વળી આપે અવિધાર
એ એક તત્ત્વ જો ના હતે, તો શું કરતે સંસાર. અકળ૦ ૭
અગ્નિરૂપે આપ છો, યજ્ઞે રૂપ પ્રકાશ,
શાક પાક પકવ્યા વિના, જીવનની શી આશ ? અકળ૦ ૮
રસ રૂપે છો થઈ જમો, જીવન જગદાધાર,
પ્રસાદ પ્રભુ પ્રીતે ભરો, પ્રાણીઓને સંસાર. અકળ૦ ૯
એટલું કરી અટકયા નથી, આપ કર્યા જ પ્રવેસ,
સ્થાવર જંગમ પૂરીઆં, લઈને સુંદર વેષ. અકળ૦ ૧૦
મન વાણી વળી ઇંદ્રિયો, કરી રહ્યા જ પ્રકાશ,
જ્ઞાન ભાન આપી વળી, અવધિ કરી અવિનાશ. અકળ૦ ૧૧
શેમાં તમે શોભો નહીં, પૂરણુ બ્રહ્મ પવિત્ર,
તમ વિણુ તરણું ના ટકે, અદ્‌ભુત એહ ચરિત્ર. અકળ૦ ૧૨
શાસ્ત્રે સન્મતિ આપીને, બોધી રહ્યા સંસાર,
અનુભવિયા અધિકારીએ, લીલાના વ્યવહાર. અકળ૦ ૧૩

આપ તાપ ટાળો સદા, સુખ આપો સંસાર,
લીલામાં લક્ષી રહો, એહ સંસારે સાર. અકળ૦ ૧૪
સદ્ચિદ્ આનંદ શોભતા, જગત જુવે શું જીવ,
જગજીવન રમતા જહીં, જીવ ન એ તો શિવ. અકળ૦ ૧૫
અખિલ જગતને આપીઆ, આપે આ અવકાશ,
પ્રકૃતિ રૂપે ખેલતા, આપ જ પુરૂષ પ્રકાશ. અકળ૦ ૧૬
અભુત સૃષ્ટિ આ રચી, બ્રહ્મા રૂપે સાર,
શિવ રૂપે સંહારતા, વિષ્ણુ વહનના ભાર. અકળ૦ ૧૭
પ્રભુ તમારા પારને, કો પામે નરનાર,
અંતરયામી આપને, વંદન વારંવાર. અકળ૦ ૧૮



## અનુપમ શાન્તિ

અનુપમ શાન્તિ આપી અંતર, કૃપા કરી અવિનાશ,
પદારવિંદે પ્રીતિ આપી, પૂર્ણ ભર્યા જ પ્રકાશ. ૧
શબ્દ બ્રહ્મ ભળે ભાવામાં, અંતર તંત્રી વગાડી,
વિરમે ઊર્મિ અનંતમાંહિ, એવી જ્યોત જગાડી. ૨
કલમ ઝલાવી કંટાળ્યા ના, કેવી કૃતિ એ કહાન,
અદેય શું અલબેલા તમને, આપો અમૂલાં દાન. ૩
જે જે ઈચ્છયું એ એ આપ્યું, એ અનુગ્રહને સ્મરતાં,
કેમ કરી ઓશીંગણ થાશું એમ અજંપા કરતાં. ૪
મેં જાણ્યુ જે લેવું દેવું એ જગના વ્યવહાર,
પણ એ પ્હોંચ્યું પ્રભુ સુધી, મેં એના ન લહ્યા પાર. ૫
એહ અજંપા અમર કરે એ અદ્ભુત જોતાં જાત,
વિયોગે વૃત્તિ વિરમે વ્હાલે, વિરહી જાણે વાત. ૬
સ્નેહી સમજે સમસ્યામાંહિ, અભેદ અંતર જ્યાંય.
એ વેશીમાં વૃત્તિ વિરમે, વિમળ વિભુની મ્હાંય. ૭



# અંજલિ બીજી

## બોધાત્મક કાવ્યો



कर्माकर्मविकर्मेति वेदवादो न लौकिकः ।
वेदस्य चेश्वरात्मत्वात् तत्र मुह्यन्ति सूरयः ॥
કર્મ, વિકર્મ, અકર્મ, સમસ્યા વેદવાદની:
વેદ તો વિભુની શ્વાસા, ત્યાં સુરો મોહ પામતા. ૧

नाचरेद्यस्तु वेदोक्तं स्वयमज्ञोऽजितेन्द्रियः ।
विकर्मणा ह्यधर्मेण मृत्योर्मृत्युमुपैति सः ॥
અજ્ઞાની ઈન્દ્રિય-પ્રેમી કર્મ વેદોક્ત ના કરે
વાળો વિકર્મે વિધર્મે, મૃત્યુથી મૃત્યુમાં સરે. ૨

यत्कर्म कुर्वतोऽस्य स्यात्परितोषोन्तरात्मनः ।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥
જે કર્મો કરતાં થાયે સંતોષ નિજ આત્મને
તે તે પ્રયત્ને કરવાં, વર્જવાં વિપરીત જે. ૩

नानारूपात्मनो बुद्धिः स्वैरिणीव गुणान्विता ।
तन्निष्ठामगतस्येह किमसत्कर्मभिर्भवेत् ॥
જુજવાં ધરતી રૂપો બુદ્ધિ છે સ્વૈરિણી સમી
તેની નિષ્ઠા વિના જાણ્યે અસત્ કર્મોથી શું વળે ? ૪

सात्त्विकान्येव सेवेत पुमान्सत्त्वविवृद्धये ।
ततो धर्मस्ततो ज्ञानं यावत्स्मृतिरपोहनम् ॥—भागवतम्
મનુષ્યે સત્ત્વ વૃદ્ધ્યર્થે સત્ત્વો સાત્ત્વિક સેવવાં
તેણે ધર્મ તથા જ્ઞાન તથા સ્મૃતિ પ્રકાશતાં. ૫

# આધ્યાત્મિક કાવ્યો

## પ્રભુ વિનાનાં જીવન

પ્રભુને જાણ્યા વિણુ એવાં જીવન, જેવાં લૂણુ વિનાનાં અન્ન;
ભાગે ન ભૂખ અને જાએ ન દુઃખ, એવાં ભોગીનાં રે ભોજન. ૧
વિજ્ઞાન વિનાનાં વપુએ એવાં, જેવાં દીપ વિનાનાં સદન,
અંતર જ્ઞાન આચારે ન ઉતરે, એ જેવાં લોભીનાં ધન. ૨
પ્રેમ વિનાનાં પૂજન એવાં, જેવાં ખેલોનાં રે વદન;
જીવ જીવ જીવન જોયા વિનાતો, પ્રભુ નવ થાય પ્રસન્ન. ૩
મમત્વ ગયા વિણુ દાને એવાં, જેવાં વેપારીનાં ધન,
ધૈર્ય વિનાનાં ધ્યાને એવાં, જેવી વીજળી ચમકે ગગન. ૪
સમત્વ વિનાનાં જ્ઞાને એવાં, જેવાં કાગની કોટે રતન,
સ્નેહ વિનાનાં સ્મરણુ એવાં, જેવાં સ્વાર્પણુ વિનાનાં લગન. ૫
અભિમાન ભરેલી દક્ષતા એવી, જેવાં પાખંડી વચન,
અહંત્વ ભરેલી પંડિતાઈ એવી, રોગીને મિષ્ટ ભોજન. ૬
જોજે રે જીવ તને માયાઓ કરશે, મનને છળીને વિઘન,
જ્ઞાની મુનિ જેણુ મૂક્યા નથી એવી, ગતિઓ છે એની ગહન. ૭
પૂજન ન કર્યે તો પરવા નહી પણુ, પાપ ન કરવું વહન,
દાન ન કર્યં તો દોષ નથી પણુ, દૂભવીશ નહીં કો જન. ૮
પ્રાણી દૂભાતાં પ્રભુએ દૂભાશે, ભોગ એ કરશે દહન,
આત્મ થકી અન્ય અવર ગણીને, કરવું ન કો વર્તન. ૯
ડરી ડરી ડગલાં ધરજે તું ધરણી, વસમાં વૈતરણી વહન;
દુર્ગુણુ તારા તું દેખીશ નહીં તો, નિશ્ચે થવાનાં પતન. ૧૦
મોટા મોટા રે માયામાં મુંઝાયા, પહોંચ્યા નહીં રે વતન,
માની લીધે નથી મુક્ત થવાતું, નિઃષ્પાપ જોઈએ જીવન. ૧૧
અખિલ જગે જે અનુસ્યૂત રહે છે, એ અંતરમાં ચેતન,
માયામાંથી મન વાળી લઈને, એનાં રે કરવાં મનન. ૧૨

વિશ્વે વ્યાપક જેણે વિભુને જોયા, એનાં જીવન માનું ધન,
જડ ચૈતન જેણે જગદીશ જોયા, એની અધ્યાત્મે લગન. ૧૩
જગ નાટક જેણે માયા જાણ્યાં એ ન રીઝે કે ન કરે રૂદન
અલિપ્ત રહી એના આનંદ લે છે, વિવેકે કરીને વહન. ૧૪
અખંડ આનંદે એ આયુ વિતાવે, કરી રાગ દ્વેષ દહન,
જેને જોતાં જનને આનંદ આવે, એને પ્રભુ છે પ્રસન્ન. ૧૫
જેને જોતાં મનને કલેષ વધે; એનાં દોષ ભરેલાં જીવન,
દિલ દિલ રહ્યા - દેવ એકે દુભાતાં, દુભાય જગના જીવન. ૧૬
જગ બંધનથી મુક્ત થવા જીવ, જ્ઞાનનાં કરવાં મનન,
વર્તન કરવાં એવાં વિવેકે, જેમ ન થાય પતન. ૧૭
આત્મ રતી એને અવિરત શાન્તિ, વિહિત એનાં વહન,
સમતા સરવમાં ને અન્વય આત્મે, એનાં જીવન ધનધન. ૧૮
અલ્પ બુદ્ધિનાં માનવ મનને, જ્ઞાન હરિનાં ગહન,
અનુગ્રહ માટે તું એને વિનવજે, કરીને પ્રેમેથી પ્રસન્ન. ૧૯



## જીવ જંજાળી

જીવ જંજાળી આવાં શાં અધારાં તારી આંખમાં
ઉડ્ય ઉંચે માં આકાશે નહીં આવે તારી પાંખમાં. ૧
અતિ અલ્પ છતાં તું અભિમાની, મતિમંદ તણી એ નિશાની,
કૃતિ કર્તાથી કે નથી છાની. જીવ જંજાળી૦ ૨
પઢી પંડિતાઈ તું બહુ કરતે, નથી એહ પ્રમાણે અનુસરતે,
સુખ સમતાનાં તું નથી વરતે. જીવ જંજાળી૦ ૩
ઉર ઉડી ઈચ્છા માનોની, વધી ગઈ છે અહંતા જ્ઞાનોની,
વળી એજ દશા તુજ દાનોની. જીવ જંજાળી૦ ૪
તું વક્રવચન વદતો મુખથી, પરઆત્મ દુભાશે જો દુઃખથી,
તું વંચિત રહીશ ખરા સુખથી. જીવ જંજાળી૦ ૫

જાણી જોઈ પર તું સંતાપે,કયમ નવ જાણે એ તું આપે,
ઉર શાન્તિ જતી જીવ એ પાપે. જીવ જંજાળી૦ ૬
પર દોષ તને ઘડી ઘડી જડતા, નિજ દોષ નજરમાં ના ચડતા.
એ અવગુણ તુજમાં હડહડતા. જીવ જંજાળી૦ ૭
સાક્ષી ઉર સોંસરવાં જોતો, ભૂલી ભાન તું એ જ્ઞાને ખોતો,
તુજ તરફથી એ નથી ર્‌હોતો. જીવ જંજાળી૦ ૮
જવ જ્ઞાન ખરાં તુજને થાશે,તવ ઈચ્છા સર્વ શમી જાશે.
ઘટ ઘટમાં ગિરધર દેખાશે. જીવ જંજાળી૦ ૯
કોઈ અન્ત નહીં લાગે જ્ઞાને, એ સહુ માયા છે વિજ્ઞાને,
અભિમાન જશે પ્રભુ પિછાને. જીવ જંજાળી૦ ૧૦
હરિ લીલા નિત્ય નવી ભાસે, ત્રણ ગુણથી તું પછી નહીં ત્રાસે,
વિભુ વિશ્વ રૂપે જ્ઞાને વાસે. જીવ જંજાળી૦ ૧૧
અથવા કરજે સહુ ઉપેક્ષા, ગુણ દોષ બધું માયિક કક્ષા,
કરી લેજે આત્માની રક્ષા. જીવ જંજાળી૦ ૧૨



## મારી–તારીમાં જીવન

મારી તારીમાં જીવન ખોયાં, મોંઘાં મારી તારીમાં૦
મહામોહના મૂળીઆં રોયાં. મોંઘાં મારી૦
એના એ ભોગો ને એના એ યોગો, એમાં શું મન તમે મ્હોયાં.
અવનવી આશા આપે નિરાશા, તદપિ પાછાં ના જોયાં.
નશ્વર કાયા ને નશ્વર માયા, કાળ કરી જશે ઓહીયાં.
સુતવિત સ્નેહે આ રે સંસારે, કોણ એવાં જે ન રોયાં.
માનવ જન્મ આપી જગદીશે, બુદ્ધિ તણાં બી બોયાં.
રાગ દ્વેષે એને રગદોળી નાખ્યાં, અમર ફળો નવ જોયાં.
સત્વર શોધો હવે હરિ અંતર, શુદ્ધ સ્વરૂપ જે સ્હોયાં.



## સહજ નથી પ્રભુને પ્રિય થાવું

પ્રિય જનની વ્યથા ન ખમાતી, પ્રભુથી પ્રિય જનની૦
એની આદિ અનાદિ એ ખ્યાતિ. પ્રભુથી૦ ૧
ભયમાં એ ભકત સભારે પ્રભુને, જેની દયા ઉભરાતી.
આર્તને અંતર દુઃખ દેખે ત્યાં, પીગળે પ્રભુની છાતી. ૨
ચિન્તવન કરતાંમાં ચમકીને ઉઠે, ધાય પ્રભુ ત્યાં પદાતિ.
ત્યાં તો ત્રિભુવન ડોલી ઉઠે જયાં, આંખ કરે હરિ રાતી. ૩
અવનવાં રૂપ ધરે અલબેલો, દૃષ્ય બને એ દેહાતી.
અણગણ્ય આગે દૃષ્ટાન્તો એનાં, યુગ યુગ કીર્તિ ગવાતી. ૪
એ અનુગ્રહ નવ અવર પિછાને. જાણે જેની દાસમાં ખ્યાતિ.
અંતર ચક્ષુ ઉઘાડે એનાં જેને સમતા અંતરમાં સમાતી. ૫
પ્રેમીને પૂર્ણ પ્રતીતિ પ્રભુની, અંતર અનુભવાતી.
પર દુઃખે દિલ જેનાં દ્રવતાં નથી, એણે એહ કૃપા ન પમાતી. ૬
સહજ નથી પ્રભુને પ્રિય થાવું, ભૂલવી પડે જીવ જાતિ.
અનન્ય પ્રેમીને અનુભવ એના, અન્યે નથી એ વ્હેવાતી.
અમર એ કીર્તિ ને કૃતિઓ પ્રભુની, લેખીનીએ ન લવાતી. ૭



## માયિકમાં મોહ

માયિકમાં મન મોહ કદી કરશો નહિ.
મૃગજળથી મુખ ભીનાંએ નહીં થાય જો,
તૃષાઓ ટળવાનાં ટાણાં ઘેર છે,
આત્માનંદે ઉર તૃષાઓ જાય જો. માયિકમાં. ૧
વિષય સુખો પહેલાં તો મીઠાં લાગતાં,
પણ એ પચવ્યે રાગ રોગનાં મૂળ જો,
ભટકારા કરશે જીવ ભોગો પામવા,
હાથે કરીને પેદા કરશે શૂળ જો. ૨

સુતવિતના સ્નેહો યે સ્વારથ પૂરતા,
સંધ્યાના રંગો સમ એ સરી જાય જો ૨
મૂકીને જાવા એ મન ન કબુલતાં,
નશ્વરમાં સુખ માન્યાં, મિથ્યા થાય જો. ૩
શાણાઓ સંસારે સ્નેહ કરે નહીં,
પરિણામો પેખે, પ્હેલેથી સદાય જો,
બંધન ને દુઃખનાં મૂળ માયિક માનતા,
વિવેક રાખી ફસતા નહીં જ કદાય જો. ૪
પ્રેમ વિના તો ચેતનને ચાલે નહી,
પણ એ યોગ્યાયોગ્યે ભૂનો ખાય જો,
પસ્તાવાને પાયે પ્રેમો આદરે,
સ્વરૂપમાં બાંધે તો શાન્તિ થાય જો. ૫
સ્નેહ સદા કરજો મન સત્વર શ્યામમાં,
જેના સ્નેહે સંસૃતિઓ જળી જાય જો,
દુઃખના લેશ નથીરે જેના દેશમાં,
અખંડ સુખ જેનાં ઓછાં નવ થાય જો. ૬
નિત્યાનિત્ય વિવેકો મન સમજી જજો,
મિથ્યામાં મોહેથી સ્નેહ બંધાય જો,
એ સ્નેહે સંસારે શરીરો ધારવાં,
મુક્ત થવા સ્નેહ સામળમાં સધાય જો, ૭



## માન ભૂખ્યો માનવ

માન ભૂખ્યો શું માનવ ત્યારે, શું રાજા કે રાંક જો,
સુર સિદ્ધો પણ માનજ ઈચ્છે, શું માનવના વાંક જો. ૧
કંઈક કરી હું કરું નામના, પૈસે પણ જો થાય જો.
ગુણ વિના એ ગુણી ગણાવું, એ તે ક્યાંના ન્યાય જો. ૨

દંભ કરે દાતા હોવાના, ઉરમાં લોભ અપાર જો.
માન મળે ને પરભવ પામું, એના એ આચાર જો. ૩
આપ્યું મૂક્યું એ નવ રથાયી, એ ઈશ્વરના ન્યાય જો.
ધર્મ ગણી જો ધર્મ કરે તો, કોઈ દુઃખી ન જણાય જો. ૪
ખરી દયા ગઈ જગથી બહુધા, સંતોષી નહીં કોઈ જો.
કોઈ એક કરતા જોઈએ જગમાં, એ એ માને મોહી જો. ૫
બાળક વૃદ્ધ યુવા પશુ પક્ષી, મનમાં ઈચ્છે માન જો.
એ અવગુણ કયમ ગુણ ગણાયો, સમજાવો ભગવાન જો. ૬
માન યોગ્ય છે દેનારો કે લેનારો, જગ મ્હાંય જો.
એ સમજે તો કાંઈક જ સુઝે, જાય ન એની છાંય જો. ૭
રાજ્યો તજતા જોયા જગમાં, કંઈ કંઈ પૃથ્વીપાલ જો.
એ પણ માનો માટે નિશ્ચે, થઈ ગયા કંગાલ જો. ૮
માન યોગ્ય નવ માગે માનો, અલિપ્ત રહે સંસાર જો.
હરિ મળે તો કેટલાં માનો, પામે એ નિરધાર જો. ૯
માટે એ નવ મળતા કોઈને, જોઈ જનના આચાર જો.
માનો લેતાં મન મુઝાતાં, જાણે જગદાધાર જો. ૧૦
અભિમાનનાં લક્ષણ એ છે, તજવા યોગ્ય જ સાવ જો.
એ અભિમાને આ સંસારો, સમજી શાણા જાવ જો. ૧૧
એ અહંકાર ગયા વિણ કોને, થાય ન નિજનાં જ્ઞાન જો.
તું મિથ્યા તો માનો શાનાં, તજી દે માનવ માન જો. ૧૨



## કયાં કયાં જશો

જગ-રાગે રંગાઈ જીવરાજ, કહોને તમે કયાં કયાં જશો.
એના કરજો વિવેકથી વિચાર, નીકર દુઃખ જયાંજયાં જશો. કહોને૦ ટેક૧
વણ માગી વાસના વ્યાપી રહેલ છે, ચેતીને ચાલજો ચતુર,
માયાઓ મારગે કરશે મેળાપ એ તો, નાણી લેવાને તમ નૂર. ૨

જાણુ અજાણુ હરી હળવી એ કામના, નક્કી એ દુઃખ દેનાર,
રાખી ઉપરામ, ભોગ કરજો અકામ, જેમ, જળમાં કમળ રહેનાર. ૩
ભોળા ભાવે એ તમે ભજશો ભગવાન તો, તમને ન એ ભૂલનાર,
સાથે છે શ્યામ એ મારગ બતાવશે, હાકે દેશે રે હોંકાર ૪
મનના વિશ્વાસ માં કરશો કદીય એ, દોરી જશે જગમ્હાંય
ઝાઝા જનમ જેની જાળે થયેલ એ, દેશે ન જંપવા ક્યાંય ૫
આખર તો જીવ તમે શિવ છો જરૂર એ, નિશ્ચય ન છોડશો લગીર,
થાશો નિષ્કામ ત્યારે લેશો આરામ એ, ઓકી ગયા છે અમીર. ૬
નિત્ય અનિત્યના આણી વિવેકને, વળજો વિભુની મ્હાંય,
વાટ જુવે છે વડવા એ આપની, વ્હેલા પધારજો ત્યાંય. ૭
આજે ઉતાવળા ન થાશો જવાને, યોગ્યતા એ જ્યારે જવાય,
હો તો અધિર આજ થાવ અસંગ એ, અમર થવાના ઉપાય. ૮
બાળક છો જીવ જોર જરીએ ન આપમાં, મૂકી દેજો અભિમાન,
અનુગ્રહ માગો તો એ આપે આતુર છે, દેવા સ્વરૂપનાં દાન. ૯



## કરી લે આત્માની ઓળખાણ

જીવ તું રખ્યે રહે જ અજાણ, કરી લે આત્માની ઓળખાણ. ૧
પળમાં પોઢી જશે પ્રાણ. કરી લે૦ ટેક
સાવધ રહેજે આરે આવ્યાં, હુએ નહીં ત્યમ વ્હાણુ,
ઘેલા થઈ રખ્યે ઘર ભૂલે, મૂળ તારાં રહેઠાણ. ૨
માનવ બુદ્ધે મોહે ફસતાં, હરતાં અંતે હાણ,
ખાઈ ખેલીને જગથી જાતાં, ખરેખર પડવું ખાણ. ૩
વાવ્યાં લણીને ઘરમાં ઘાલ્યે, નિશ્ચે ભરવાં દાણ,
દાણ દાન દીનોને દઈને, પછી તું પૂરજે પ્રાણ. ૪
સંસારોનાં સગપણ તારાં, કરતાં સુધી છે કાણ,
જીવનમાં જો જંપ નથી તો, નિશ્ચે થઈ છે હાણ. ૫

શોધી જો સુખ શાં શાં લીધાં, શી શી લીધી લાણ.
યમ દરબારે પૂછશે તુજને, જન્મ કર્યાં શું પ્રમાણ? ૬
કાંઈ ન કરતો મૃત્યુ પહેલાં, હરિ નામ લે વાણ.
શિવ શિવ જપતાં જીવ શિવ જોશે, શિવ નામે કલ્યાણ. ૭
નામે નિર્મળ થતાં પ્રગટશે, અંધારે ઉર ભાણ,
બગડી બાજી હજી સુધરશે, શિવ કરશે કલ્યાણ. ૮
પળમાં આરે પ્હોંચી જવાશે, પરમ પદે નિર્વાણ.
પ્રાણ જશે પણ તું પરમાત્મા, કરી લે એ ઓળખાણ. ૯



## આછાં જીવન અને ઓછા આનંદ

આછાં જીવન અને ઓછા આનંદ,
એના શું જીવ તને આવા રે છંદ.
સાચે સ્વરૂપ આ ખોટા શા ઢોળ,
નાખો ઉતારી મન માયાની ખોળ. ૧
જૂઠાં જીવન-ધન જોતામાં જાય,
તેમાંથી તો ય રાગ કેમ ના તજાય.
અંતે એ દુઃખ અને બંધનનાં ઠામ,
જાણી વીણીને એમાં ધસવું શું કામ! ૨
સુખ દુઃખના યોગ એ તો સંચિતને હાથ,
રાખ્યાં રહે ન એ તો ભરતાં એ બાથ.
આવે ને જાય એ સાચું શું હોય,
ખોટાંથી સુખ નથી પામ્યા રે કોય. ૩
પડતાં રે પિંડ જીવ થાતા અલોપ,
પરખી લે કોણ તને આપે છે ઓપ.
દુઃખમાંએ સુખ જે માણે જરૂર,
કાંતો ઘેલો ને કાંતો જ્ઞાની ભરપૂર. ૪

ગાંડાને સુખ જીવ જગતે તમામ,
તોયે ન જાય એની ડાહ્યાની મામ.
જેવા રે જીવ અને જેવાં જગત,
એવી વળી રે આ સુખ દુઃખની ગત. ૫
જેના લેશે થી આવા આવ્યા આનંદ,
કેવા હશે રે એ તે આનંદકંદ.
જૂઠું અને દુઃખ રૂપ જે જરૂર,
એમાં એ સુખ જે માન્યું છે પૂર. ૬
એ રે દેનાર કોઇ જૂદો જરૂર,
જાણી જોઇને એથી રહેવું શું દૂર.
જૂઠા આભાસ જીવ બુદ્ધિ ને મન,
જૂઠા સંસાર અને જૂઠા આ તન. ૭
એમાં અમર તત્વ વ્યાપ્યું જે એક,
એને અન્વય આના થાય વ્યતિરેક.
નિત્ય અનિત્યના આણી વિવેક,
જીવ જગત ના મૂકી દે ટેક. ૮
માનવને દેહ પશુ-બુદ્ધિ શું હોય।
સુજ્ઞો તો નિત્ય એક આત્માને જોય.
અખંડ આનંદ જેને લાધ્યાં રે ધન,
તુચ્છ સુખે ન એનાં માને રે મન. ૯
મનના વ્યાપાર બધી જૂઠું રે સર્વ,
સત્ય જોવાય ત્યારે જાએ એ ગર્વ.
જીવના ઉપાય સૌ જોવું અનિત્ય,
તજવા સૌ રાગ એ ભક્તોની રીત્ય. ૧૦
તજતાં અનિત્ય નિત્ય આપે પ્રકાશ,
આત્મ ઉજાસ જીવ ભાસે આભાસ.
જેને આધારે જૂઠું સત્ય જણાય,
એના રે ગુણ કેમ ગણતાં ગણાય. ૧૧

જીવ–જગતના જેમાં આભાસ,
એ તો અવિદ્યાના જાણો અધ્યાસ.
એમાં આવ્યા રે જે ચેતનના ધર્મ,
એ તો અખંડ આત્મ વિદ્યાનો મર્મ. ૧૨
સદ્ ચિદ્ આનંદ રૂપ આપ એ જરૂર,
પર ધર્મ વાળાં ને જોવાં રે દૂર.
એ આત્માનાં જ્ઞાન નવ આપ્યાં અપાય,
કોના વિષય એ કદીયે ન થાય.
જોનાર જાણનાર જૂદો લહે,
ત્યારે એ આપ કહો કોને કહે! ૧૩



## અગણીત રૂપ અનંતનાં

પરિપૂર્ણ છો પ્રભુ સૃષ્ટિમાં, અણુ આપ વિણુ દીઠું નહીં
અગણિત રૂપ અનંતનાં, આશ્ચર્ય એ જ દીઠું અહીં. ૧
જડને જીવન આપી રહ્યા, વળી આપ તોય અસંગ છો.
જન્મે મરે જડ રૂપ એ, અવિનાશ આપ અભંગ છો. ૨
એક ભાવ અધૂરો ના રહે, એમ છે કળાઓ પાથરી,
અદ્રશ્ય આપ દિસો નહિ, એમ દ્રષ્ટિઓ વળી આવરી. ૩
ઉર જ્ઞાન ભાનો આવરી, રમતે રમાડયાં રંગમાં.
પરિપૂર્ણ પ્રેમે ન્યાળતાં, આનંદ ઈશ્વિર અંગમાં. ૪
અવિચ્છિન્ન અંશે અનુસરી, જીવ આત્મભાવ ભૂલ્યો નહીં,
વચમાં વળી જીવ વચિયો, પણ અંતમાં ડૂલ્યો નહીં. ૫
જડ ચેતને અનુસ્યૂત છો, નવનવાં નામ ભલે ધરો,
આસક્તિ નહીં જો અંતરે, માયા વરીને શું કરો. ૬
તમ સાથ પામી નાથ એ, મસ્તીભરી મોહો કરે,
નિર્ગુણ તમે ન સ્વીકારતા, નવ જાણતી દ્રોહો કરે. ૭

તોય શકિત એ તો આપની, જીવે કળી તો ના જતી,
મહત્તત્ત્વની એ માત છે, સત્તાભરી એ તો અતિ. ૮
તમ ચરણુ શરણે આવતાં, એ જોર જણાવી ના શકે,
દીનબન્ધુ દાસ વટાવતા, વિભુ વંશ અંશ તણે હકે. ૯
જ્યાં લગી જગે જીવભાવમાં, ત્યાં લગી ડરવું એ થકી,
તમ ચરણુ શરણે આવતાં, વિદ્યા વિભુ જણુવે નકી. ૧૦
એ માય છાયા આપની, આશ્ચર્ય રૂપ અનંત રે,
પ્રભુ આપમાં લાગી ગઈ, એ તરી ગયા સૌ સંત રે. ૧૧



## શ્યામ ક્યારે ભજશે !

સદા સર્વદા શ્યામ ક્યારે ભજાશે ! પ્રપંચે થતા પ્રેમ ક્યારે તજાશે !
મહારાજ મેળાપ થાશે જ ક્યારે, અનિત્યે જતા જીવ કાં'રોજ ક્યારે.
ન નીરો વલોવ્યે નવનીત લાધ્યાં, ન જાણું જીવે કેટલાં કર્મ બાંધ્યાં,
જોતાં આ દશા માહરાં મન ધ્રુજે, પડ્યા પાશ એ જીવ ક્યાં આપ સુજે.
ઉરે આપ જોવા અભિલાષ જાગી, તમારી દયાએ નથી આશ લાગી,
નથી નાથ જોતા અધિકાર આપ, પ્રીતિના પ્રભુ પારખો છો પ્રલાપ.
અહોહો હજી આપ શાને રહો છો, હરિ અંતરે આપ લાવો લહો છો.
જીવે નિજ જોરે પ્રભુ ના પમાયા, કરે શું બિચારા વિંટ્યા જોગમાયા,
હજી સાવ સસારને ના જ ખોયા, પરિગ્રહમાં પ્રાણુ પુરા ન પ્રોયા.
તોયે આપની આશ ઉરે ભરી છે, તમે સર્વની આશ પૂરી કરી છે,
પરિત્રાણુ માટે પ્રભુ આપ ઘેલા, જરા આપતાં હાથ રહાતા જ વ્હેલા.
પ્રભુ બાળ જાણી બળે પાર લેતા, નથી દાસથી દૂર લગીર રહેતા,
પરિગ્રહ છો પૂર્ણપ્રેમી તમે તો, તમારી દયા ઓળખી ના અમે તો.
તથાપિ તમે મનનાં માપ જાણો, ભર્યે હાંડલે ચાપતા એક દાણો.
જગે ત્રિગુણના તાપથી જીવ પાકે, આવે આપની પાસ અંતે જ થાકે.
પરિતૃપ્ત એ જીવને આપ છોટા, નથી આપ માંહે અભિમાન કોટા,
દયા દ્રષ્ટિ જેના પરે થઈ પ્રભુની, એને અંતરે ઓળખ્યો છે વિભુની.

દયાદર્શને દાસ વેચાઈ જાતા, તજી તર્ક એ ભૂપના સાર રહાતા,
પ્રભુ ધન્ય જેને કૃપા એ તમારી, એવા ભક્ત જોવાની ઈચ્છા અમારી.
પ્રભુભક્ત રૂપે ભવે આપ રહેતા, ભર્યા જીવ માયા નથી એહ દહેતા,
તમે તો જગે જ્યોત રૂપે રહો છો, હું છુ સંત રૂપે સ્વમુખે કહો છો.
હૃદે જાગીઆં તો હવે રોધ જાગે, રવિ રૂપ આપે ઉરે બોધ થાશે.
પરિપૂર્ણ પિંડે પ્રભુ તો પ્રકાશો, અણુએ અણુએ અવિનાશ વાસો.
પરિચ્છિન્ન હો તો હું મેળાપ માગુ, અવિચ્છિન્ન હો તો દ્વિધા ભાવ ત્યાગું.



## વૃત્તિ આપમાં

અખિલેશ વૃત્તિ આપમાં, અવિચ્છિન્ન તો રહેતી નથી,
અનુરક્ત એહ અનિત્યમાં, અવિનાશને લહેતી નથી. ૧
મન જાણતી માયા મૃષા, તોય છેક છોય ન છોડતી,
પ્રારબ્ધ પાસા છે પડયા, તે અણગમ્યે એ જોડતી. ૨
જે જીવન મુક્ત થઈ ગયા, એ જળકમળવત્ રહી શકયા,
ઉર આવરણો આઘાં કરી, નિર્લેપ આત્મ લહી શકયા. ૩
અધૂરા અમારાં જ્ઞાન આ, અપરોક્ષતા નવ અનુભવે,
આત્મા છતાં અજ્ઞાન આ, જાણ્યું ન જાય કિયે ભવે. ૪
તોય તત્ત્વ એ તો તારવ્યાં, કે ત્રિકમા તમને ભજું,
અધ્યાસ છોડી અનિત્યનાં, અમરત્વ ભાવોને સજું. ૫
વૃત્તિ વિમુખ વિભુથી થતાં, માયા કદી લટકાં કરે,
મેં ઓળખી એ ના ખરી, મિથ્યા ભલે મટકાં કરે. ૬
અનુબંધ એ સૌ આપમાં, માટે જ એ સાંખી જતાં,
અમૃત હવે અમ હાથમાં, ઉર આત્મની ઝાંખી થતાં. ૭
પ્રભુ ભાવ :આ સૌ ભેદમાં, અદ્વૈતમાં આંટી નથી,
એ કળા આપો આપ તો, આ દ્વૈતની ઘાંટી નથી. ૮

તમ ચરણ શરણે આવતાં, ઉર દાસ એ તો અનુભવે,
અનરથૃત ભાવો આવતાં, અનુરૂપ આપ રૂપે નવે. ૯



## માનવ ઉર માનશે

મન મત્ત થયે મોક્ષ થયા મારા માનવ મન માનશે.
લહી કૃતિઓને અન્યજનો અંતર એના પિછાનશે. ૧
મનમાન્યે મોક્ષ નથી મળતા, હરિ સાક્ષી સદાએ ઉર કળતા,
ભક્તિ વિણુ વિભુ તો નથી ફળતા. મનમત્ત૦ ૨
મન માયાને મિથ્યા લ્હેજે, સસારે રાગ ન રહે રહેજે,
એમ અસગ થઈ પ્રભુમાં રહેજે. મનમત્ત૦ ૩
દીનતાથી તું શરણે રહેશે, તો ઉર આદેશો એ દેશે,
પરિતાપ પછી નહી રહે લેશે. મનમત્ત૦ ૪
ભરતે હરણુના દેહ લીધા, રહુગણુ રાયે રખવાળ કીધા,
જેણે રાજ તજી વનવાસ લીધા. મનમત્ત૦ ૫
મન માયા પાર ન કો પામ્યુ, દુઃખ આપ બળે કો ના વામ્યુ,
પ્રભુપદ શિર જેણે ના નામ્યુ. મનમત્ત૦ ૬
સંસારે સ્નેહ રહેજે રહેશે, તો નિશ્ચે દેહો એ દેશે
હરિ ભજતાં ક્લેશ ન રહે લેશે. મનમત્ત૦ ૭
મન ઘાવ પડયે તું નથી મરતું ભવ ભમતાં થાકી નથી ઠરતું
મન કર્ણાં કદાપિ ના કરતું મનમત્ત૦ ૮
અંતરને ઊર્મિ જ્યાં લગી છે, ત્યાં લગી તો હરિથી છેટાં છે.
નથી મોક્ષ થતા જ્યાં લગી બે છે મનમત્ત૦ ૯
મન ભેદ અભિમાન મૂકી દેજે, સૌ દ્રષ્ટિમાં સામળા દેખજે.
પ્રભુમય થા મોક્ષ થશે રહેજે. મનમત્ત૦ ૧૦



## જીવ યાચી શિવને કહે

જીવ યાચી શિવને કહે, નિરંતર અનુગ્રહ આવા રહે.
જદપિ જન્મુ જે જે ગૃહે, નિરંતર અનુગ્રહ૦ ટેક. ૧
પિંડે પિંડે પૂર્ણ તમે ત્યાં, જીવ જુદા કર્યા રહે.
ભય દેખાડે ભાગ્ય કદી તો, ના એને કો કહે. ૨
કર્મ ગતિ છે ગહન કન્હૈયા, એના તો ભય રહે,
અમલ કરે એના યમરાજા, શરીરી એને સહે. ૩
એ તરખડમાં તને ન નાખું, એમજ અંતર ચહે,
તદપિ જ્યાં જાઉં ત્યાં જોઉં તુજને, એવા લક્ષો રહે. ૪
શંકાનો આ પ્રશ્ન નથી પણ, માયાના ભય રહે,
અભિમાનોએ કંઈ અટવાયા, સંસૃતિઓને સહે. ૫
માટે માગું મનમોહન હું, અખંડ સ્નેહ તમ રહે.
અનેક જન્મે તમ પદ પ્રીતિ, આપ અનુગ્રહ રહે. ૬
ઘેલો ગણજો આજે જીવને, આપે આપને કહે,
અમે ઘેલાં તમ પાછળ ગિરધર, રહીએ એ જીવ ચહે. ૭
જીવભાવે આ અહોભાગ્ય છે, એમ અમરોયે કહે,
યાચું માટે અન્ય ન ગણશો, પ્રેરો એ જીવ વહે. ૮
તુજ અનુગ્રહે ઘટ ગ્રંથી તૂટે, સંતો એમજ કહે,
અનુગ્રહ જોતાં ન ધરે કહેવું, લાગું એ તું લહે. ૯



## દેહનો મ્હેમાન

માનવ દેહનો મ્હેમાન, જાગે જીવ માનવ દેહનો૦
અસાવધ કાળ પકડશે કાન; જાગે જીવ૦ ટેક.
દેહ ઇંદ્રિય મન મારાં માની, પ્રપંચ કર્યા પરિધાન.
ભોગાસક્ત કરીને એણે, હરી લીધાં સહુ ભાન.

વિષય રસોમાં વધી વાસના, ભટકયો અતિ બેભાન.
રાગદ્વેષ ને મોહ મમત્વે, થઈ રહ્યો હેરાન.
સ્વજનો સર્વે સ્વારથ સુધી, નીકર ગણે નાદાન.
સુતવિત સ્નેહ બંધનની બેડી, તૂટે નહીં બળવાન.
લેવા દેવા પતતાં પળતું, બાળક વૃદ્ધ યુવાન.
મારૂં તારૂં કરતાં કરતાં, આવી જશે અવસાન.
વિદાય થતાં સ્વજનો સોંપીને, બળવું જઈ શમશાન.
તન ધન સ્વજનો સાથ ન આવે કર્મ ભૂલે ન પિછાન.
અન્ય શરીરે ન રહે શુદ્ધિ, ભજવાની ભગવાન.
પતંગ પશુ પક્ષીને દેહે, એક ખાન પાનનાં ભાન.
કર્મ ભોગ ભોગવવા એમાં, વિપતો વેઠી મહાન.
સારાસાર સમજવા બુદ્ધિ, આપી આજ નિદાન.
નશ્વર ઈશ્વર ઓળખ્ય આજે, ઓળખ્ય તારાં સ્થાન.
અક્ષરધામ તણો તું નિવાસી, જીવ બન્યો અજ્ઞાન.
દેહ ઇંદ્રિય મન માયા સર્વે, આત્માનાં વ્યવધાન.
અળગાં ગણી હરિ વરી લે આજે, તો તું ખરો ગુણવાન.
શ્વાસોશ્વાસે શ્યામ સ્મરી લે, કાયા પીપળ પાન.
પરા ભક્તિએ પ્રભુ પદ જડશે, પડશે એની પિછાન.
જીવ તું હું એ શિવ છું માની, કરીશ કદી ન ગુમાન.
એ અભિમાને માયા હરખી, હરી લેશે સહુ જ્ઞાન.
જીવ તું પામર પ્રભુ પરાત્પર, એ નવ ભૂલીશ ભાન.
અધિકારી તું એને ભજવા, સ્મરી લે રહી સાવધાન
શરણુ થઇ જા સત્વર એને, એ છે અનુગ્રહવાન.
રીઝશે તો નહીં અંતર રાખે, કરશે આપ સમાન.
એના સ્નેહે જીવ જગતનાં, થાશે સાચાં જ્ઞાન.
ઇંદ્ર જાળ આ અળગી થાશે, જડી જાશે અધિષ્ઠાન.
કલ્પિત કાયા કલ્પિત માયા, કલ્પિત જીવ અભિમાન.

એ સર્વેથી અસંગ આત્મા, એ જ વિશુ વિજ્ઞાન.
શુષ્ક જ્ઞાને નહીં શાન્તિ આવે, ન રહે અનુસંધાન.
પરમ પ્રેમે પ્રભુના ગુણ ગાજે, રહી એમાં રમમાન.
આજે તારા એ અધિકારો, ભલે હો જ્ઞાન નિધાન.



## વ્હેલું વળી જા શરણમાં

મન શ્યામને સમર્યા વિના, શાન્તિ નથી સંસારમાં
જાણ્યું નથી સુખ આવિયું, કો અમીરને ય અસારમાં. ૧
જન જીવન જરજર છે જગે, જોતાં જણાશે એ તને,
પ્રભુપ્રિય પાંડવ પરવરે, એ વિષમ ગતિ એથી વને. ૨
ધરી જ્ઞાનથી ગુણ ધર્મ એ, મન માન્ય એ કલ્પિત છે,
પણ ખરી વેળાએ ખસે, એ સૂજન જૂની તું રીત છે. ૩
અભ્યાસ કાળ અનંતના, દેહાત્મબુદ્ધિ થઈ ગઈ,
પરિણામને પ્રીછ્યાં નહિ, એથી દશા આવી થઈ. ૪
નિશદિન તને નજરે પડે, કે કર્મ આધીન સર્વ છે,
તદપિ વિવેક સરી જતા, એ અવિદ્યાનાં પર્વ છે. ૫
સુખ દુઃખ વિષે હું ના ડરું, એ માન્યતા તુજ દંભ છે,
છે અકળ બળ માયા તણું, અહંકાર જેના સ્થંભ છે. ૬
ભલભલા જેણે ભુલવ્યા ને મુંઝવ્યા મહાજ્ઞાનીને,
તો તાહરું મન શું ગજું, તું જાણી લે હિતહાનિને. ૭
છે અમર શાંતિ સ્મરણમાં, ને માત્ર પ્રભુનાં ચરણમાં,
સહુ વિષમ ભાવો વિરમવા, વ્હેલું વળી જા શરણમાં. ૮
ઉપાય એકજ એહ છે, એ વિણુ શાંતિ નથી બીજે,
પ્રભુને નથી કો પારકું, જરી ભાવ જોતાં એ બીજે. ૯
આ સવેળાની શીખ તું, માની સ્મરણ મૂકીશ માં,
અંતર ભર્યાં અમી આત્મનાં, અવલોકવાં ચૂકીશ માં. ૧૦



## અહીં તહીં અમથું આથડતું

કયમ કરી રોકી રખાતુ, માનવ મન કયમ કરી૦
એને રોકવાનું રાચ ન જડતું, માનવ મન. ટેક ૧
ખારા સ્વાદો એ ખાતું રે આવ્યું, ભોગમાં રાગે રવડતું,
લેવા આનંદ એ ઈચ્છે વિષયમા, અહીં તહી અમથું આથડતું. ૨
શોધે એ શાન્તિ ન આવે તથાપિ, પાગલ પાછું ન પડતું,
દીશા ભુલેલું એ ભટકે આ ભવમાં, ભાવી એ કર્મ કનડતું. ૩
સુત વિત સારૂ એ ફાળેથી ફરતું, હારી ગયે હરખડતું,
મૃત્યુ સુધી એ મમતા ન છૂટે, ફરી ફરી ઘટને ઘડતું. ૪
મૃગજળ સાચાં માનીને દોડે, તૃષિત રહે તરફડતું.
નશ્વરમાં એ શોધી રહ્યું સુખ, જે ન જીવનભર જડતું. ૫
શેમાં શું સુખ આવ્યું ન આવ્યું, એ નજરે નવ ચડતું.
ભાગ્ય ભોગે એ અધિર બનીને, દેહીને જ કરડતું. ૬
માનવ જન્મે શું મેળવવું, એ અનુમાને ન અડતું.
યુગ યુગના અભ્યાસજ એવા, તેથી ન શાન્તિ પકડતું. ૭
સંચિત ધૈર્યું શમતા ન શીખ્યું, સમજ્યું ન સુધર્યું બગડતું.
જેને હાથે છે દોર જીવનની, એના આશ્રય ના ધરતું. ૮
કર્તાઅકર્તા સામળ સમજી, શરણુ ન એનું પકડતું.
પ્રભુ અનુગ્રહ વિણુ આંખ ન ઉઘડે, માયાનું બળ એને નડતું. ૯
તે સારૂ શાસ્ત્રો સ્મરણુ બતાવે, જે રાચે મટે એ રખડતું
પછી તો પ્રભુ સૌ સંભાળી લેતા, એને ન કરવું પડતું. ૧૦



## મોહ આધા ન થાય

જોયાં ન જાય દુઃખ જોયાં ન જાય, આ જીવનાં રે દુઃખ જગે જોયાં ન જાય,
મોટા મોટા મુંઝાય મોહ આધા ન થાય, હરિ હાથ ધરે તો એના ભેદો કળાય।

માયા ઘેરાઈ જીવ તાપે તવાય, આ આત્માનાં જ્ઞાન એને ક્યાથી રે થાય,
ઊંડા અધ્યાસ એના જગના ન જાય, માયાનાં જોર નવ રોક્યાં રોકાય.
સચિતની દોર એને ખેંચી રે જાય, રાગે કરેલ ભોગ મિથ્યા ન થાય,
દેખે રે દુઃખ તો ય ડાહ્યા વ્હવાય, વૃત્તિનાં વ્હેણ નવ ખાળ્યાં ખળાય.
લેવાં છે સુખ એને દુઃખનારે દ્વેષ, ભાગ્યો ને ભોગ એને થાતા રે ક્લેષ,
બુદ્ધિ આપી રે તોય ન કર્યો વિવેક, મનનો ગુલામ જીવ બનિયો રે છેક.
પાણી વલોવ્યે નવ માખણ પમાય, માખણનાં રૂપ એણે જાણ્યાં ન જાય,
શોધે છે સુખ અને આવે છે દુઃખ, ભાગે નહીં રે એની અંતરની ભૂખ.
વિષયોને દેહ દશ્ય જાણ્યાં જરૂર, આવે ને જાય જેમ પાણીનાં પૂર,
એમાંથી સુખ એને ક્યાંથી મળે, એ ખોટે વેપાર ધન ક્યાંથી રળે.
એને જૂઠાં જાણીને જે શોધે રે સત, મૂકી દે મન જે માયાની લત,
તો તો સંતાપ એના સર્વે રે જાય, મનના માનેલ ભ્રમ સર્વે વિલાય.
જેના ઊપર આ જગના આરોપ, એને જોતાં રે થાય માયાના લોપ,
આદિને અંતે જે આત્મા અખંડ, એજ એક સત્ય બીજાં માયાનાં બંડ.
બ્રહ્માંડે બ્રહ્મ વિશ્વ જોતાં વિવર્ત, થાતાં વિવેક બ્રહ્મ ભાસે રે તર્ત,
એવે વિવેક જ્યારે વસ્તુ જણાય, ત્યારે તે જીવ તારી જાત્યો રે જાય.
અમ્મર આનંદ જવ આત્મે જણાય, ત્યારે તું અન્ય સુખે ના રે લોભાય,
મળતાં અમૃત નવ વિષ ભણી જાય, સાચાં સ્વરૂપ જ્યારે એનાં જણાય.
થાવા એ જ્ઞાન જીવ તારાં ન જોર, શરણે જજે રે જેને હાથે છે દોર,
વિશ્વ વિલાસ જેના આવા અનુપ, કેવાં હશે રે એનાં પોતાનાં રૂપ.
મૂળ મૂકીને જળ ડાળે રેડાય, ત્યારે એ ઝાડ કેમ મોટાં રે થાય,
મોહન મૂકીને તું માયા ને સ્હાય, તો તો કલ્યાણ તારાં ક્યાંથીરે થાય.
અંતર રહીને જે આપે પ્રકાશ, એને છોડીને તું આઘો ન ન્હાશ,
નિત્ય આનંદ નથી જગમાં વિચાર્ય, મિથ્યાના મોહ તું મનથી નિવાર્ય.
કરજે આ જીવ તારી ભૂલો કબૂલ, સોંપી દે સર્વ એના દ્દડાને મૂલ,

પ્રીતિ કરે તો નવ થાય પ્રતિકૂળ, માગી લે માવ આપ માયાનાં ફુલ.
ચાતાં એ રૂપ જગ થાશે રે ડુલ, નાનો નથી જે હવે ઓળીએ શુલ.



## અમલ

હરિ અમલ માયાઓ તણા, તુજ ઓળખ્યે ઉતરી ગયા
વળી વ્યસન વિષયોનાં તજ્યે, ભુલ્યા જીવે સુધરી ગયા. ૧
ખેહાલ ખેલાને હતો, એ આજ લજ્જા આવતી,
જીવ જોત્ય ભૂલ્યો શુ કરે, મન મોહ માયા લાવતી, ૨
નબીરો અમીર માબાપનો, પિડે હવે પસ્તાય છે,
મ્હાનાર તેં ચેતાવિયો, ચાકર થવા એ મ્હાય છે. ૩
સંગી મળ્યાતા શઠ ઘણા, એણે દશા એવી કરી,
અજ્ઞાનમાં જાણ્યું નહી, જે એ રહ્યા છે છેતરી. ૪
એ દિવાની માયા યુવા, પરિણામને પેખે નહીં,
બુદ્ધિ બિચારી શું કરે, પ્રારબ્ધ ઉવેખે નહીં. ૫
સંદેશ તેં શાસ્ત્રો વિષે, અવ્યક્ત રૂપે આપીઆ,
સુવિચારથી શરણે રહ્યા, સ્નેહી જનોને માપીઆ, ૬
બાજી ઉઘાડી તાહરી, પણ અજ્ઞ જીવ સમજે નહી,
અદ્દભુત માયા તાહરી, મહાજ્ઞાનીઓ મુઝે મહીં. ૭
હરિ તેં કૃપા જેને કરી, એ આવરણો ભેદી ગયા,
અનુરયુત જોઈ જગતમાં, અજ્ઞાનને છેદી ગયા. ૮
હરિ એ કૃપાને પામતાં કંઈ વખત તો વિતી જશે,
પણ આખરે જીવ આપનો, પ્રેમી થતાં જીતી જશે. ૯
પ્રભુ પ્રેમ એ પ્રગટાવજો, હું પાઘડી મુકું નહીં,
ઉર આત્મ જ્યોતિ અખંડ છે, માયા મહીં મૂકું નહીં. ૧૦
રહીસહી અસરો એહની, અંતર રહો જ ઉખેડજો,
ઉગતા અમારા પ્રેમને, પ્રભુ જ્ઞાન વારી રેડજો. ૧૧

અદ્વૈત જ્ઞાની અનુભવે, પરિબ્રહ્મ વિણુ બીજું નથી,
પ્રભુ પ્રેમીના એ રાહમાં, પ્રિયતમ વિના ત્રીજું નથી. ૧૨
ઘટમાં રહ્યા ને એ ઘટે, આપે કહ્યું છે છેવટે,
છો સાગરે લ્હેરી થતી, ' ઉછળ્યા થકી કહેવી ઘટે. ૧૩
પણ જળ થકી જુદી ન એ, એમ આખરે તું તેજ છે,
વળી વ્યક્ત વીંધી વિચાર્યું તું, હરિ વિના બીજું શૂંજ છે. ૧૪
જીવ જીવન મુક્તિ ભોગવે, એ કારણે આ જગ કર્યાં,
સહુ જન્મનાં દુઃખ ફ્લ છે, જવ એ રૂપો ઉર ઉતર્યાં, ૧૫



## વિલાસી રહ્યા છો

વિલાસી રહ્યા છો વિભુ વિશ્વ આખે, તથાપિ ન આનંદ એ જીવ ચાખે,
પ્રભુ, જીવ તો વ્યક્તમાં રક્ત રહેશે, એને આપના મર્મ તે કોણ કહેશે.
તમે મોકલ્યો વિશ્વ લીલા જ લ્હેવા, ભૂલ્યો ભાન એ દોષ કોનેજ દેવા,
જગે અંશ આનંદના પાથર્યા છે, એણે આપ આનંદ એ વિસર્યા છે.
હરિ, સુજ્ઞ તો સાર એના લહે છે, વળી અજ્ઞ માયામહીં મસ્ત રહે છે.
તથાપિ મુમુક્ષુ મને ત્રાસ રહે છે, પરિત્રાણ માટે તમોને કહે છે.
એના દોષ જોશો નહીં દીન જાણી, પરાધીન પ્રાણી શકે ના પિછાની,
તમે ભાવ ભૂખ્યા સદા એ જ જાણે, રીઝયા રંકને પ્રીતિ એ એ પ્રમાણે.
માટે દાસ તું પાસ એ આશ આવે, પૂરા પ્રેમથી તું પ્રભુ એ વધાવે.
આવ્યા શરણ એ ધરણ તેં ના જ નાંખ્યા, ફરી માતને ઉદરે નાજ રાખ્યા.
ભૂલ્યા બાળને રાહ રસ્તા બતાવી, લીધા બાપ તેં આપ હાથે બચાવી.
વળી છેક અદ્વૈતમાં યે ન રાખ્યા, કરી વાદ સંવાદના સ્વાદ ચાખ્યા.
હરિ એ દયા દાસનાં ઉર જાણે, લખું કેમ હું જો ન આવે જ વાણે.
કહું એ કૃપા કેમ હું કાગળે રે, જો જો ઉર જે છે તમો આગળે રે.



## જીવે ચોરીઓ કરી

હરિ કઈ કંઇ ચોરિયો કરી, જીવે હરિ૦
બુદ્ધિ અવિદ્યાએ આવરી, જીવે હરિ કઇ કંઈ૦ ટેક ૧
મનમાં કંઈ ને મુખે કંઈ કહી, રહો જીવજીવ છેતરી,
પોતે પોતાને છેતરતો, સાક્ષીને સાવ વિસરી. ૨
માયા માટે મનથી મારી, કઇને છાની છરી,
ભોગવવાના ભય નવ ધરિયા, પરભવ ભીતિ હરી. ૩
આસુર સંપત્તિના યોગે, નવ રહો નજરો નરી,
ચતુર હતો પણ ચોર થયો તો, એકે આશ ન સરી. ૪
આવે ઢગે જાય જીવન તો, નિશ્ચે જન્મવુ ફરી,
અવિદ્યા આવરણ ઓઢ્યાં ભૂલી, કાં અજ્ઞાને સરી. ૫
ચોર્યાં આટયાં ચિત્તને સોપી, સોપી દે નીઝરી,
ગુન્હા કબૂલી જા શિવશરણે, તો તો જા તું તરી. ૬
વરી અવિદ્યા પરી કરીને, તરી જા માયા સરી,
જીવ ભાવો તું જણવે માટે, શિવ કરે મશ્કરી,
વિદ્યા વરે તો આત્મ રૂપે તું, કરી લે નજરો નરી. ૭



## કર્મ શરમ નવ રાખે

કર્મ શરમ નવ રાખે, કોઇની કર્મ શરમ.
જીવ વાવ્યાં એ ફળ ચાખે, કોઈની કર્મ. કોઈની૦ ૧
દશરથ સ્હાય કરે દેવોને, રામ સરીખા સુત,
શ્રાપ શ્રવણના શિર પર ધારી, દેવ ગતિઓ દાખે. કોઈની૦ ૨
પૂર્ણ પ્રભુએ કૃષ્ણ સ્વરૂપે, ભૂમિ ભાર ઉતાર્યો,
વાળીના ઋણમાં છે માટે, બાણે મૃત્યુ સાંખે. કોઈની૦ ૩
પતિ આજ્ઞા લોપીને સતીએ, રામ પરીક્ષા કીધી,
એજ રીતે વળી પિયર જાતાં, દંડે દેહ ન રાખે. કોઇની૦ ૪

કર્તુંમકર્તું સમર્થ તે પણ, કર્મ ગતિ નવ લોપે,
વિવિધ દશા ભોગવતા જન આ,નજર પડે જગ આખે. કોઈની૦ ૫
કોઈ રાજા કોઈ રંક દીસે છે, કોઈ સુખી કોઈ દુઃખી,
એ અકસ્માત રખે કોઈ જાણો, કર્મગતિ જ એ નાખે. કોઈની૦ ૬
આત્મલક્ષી તો અસંગ છે પણ, અહંકારે જીવ ભોગે,
ઈશ્વર વિણ એ દશા ન કોની, રખે જીવ ભ્રાંતિ રાખે. કોઈની૦ ૭
જરૂર જરૂર ભોગવવાં પડશે, સારાં ખોટાં કરિયાં,
માટે ડરીને ડગલાં ભરજો, એ સંતો સાચું ભાખે. કોઈની૦ ૮



## સુખદ સ્મરણ એ

પ્રભુ સ્મરણ સમું સુખ કો નથી, એહ જાણતાં દુઃખ કો નથી.
સુખદ સ્મરણ એ આપજો પ્રભુ, શરણમાં મને સ્થાપજો વિભુ. ૧
અભય ચરણ એ આપનાં સ્મરી, ભવ સમુદ્રને જઈશ હું તરી.
અતુલ તેં હરિ આપીયું ખરે, તદપિ પારખી ના શક્યાં અરે. ૨
કર્મ સુત્રથી શરીર સાંધીયાં, મોહ પાશથી સજ્જડ બાંધીયાં.
ગહન ગ્રંથી એ સમૂળ કાપજો, વાસના ઉરે ન કોઈ વ્યાપજો. ૩
વિષય ના કદી વૃત્તિ માગજો, લક્ષ આપને ચરણુ લાગજો.
તમ વિના હરિ ફુલ ના ફરે, તદપિ જીવ હું હું કર્યા કરે. ૪
તમ કૃપા વિના કોઈ ના તરે, એ કૃપા કરો પ્રભુ અમો પરે.
અટલ આવરણો નાથ ખોલજો, દીન જીવના ન દોષ તોલજો. ૫
સ્ખલન સૌ તમે નાથ સાંખીઆં, સ્નેહનાં સદા સ્મરણ રાખીઆં.
જન્મ જન્મ એ સ્મૃતિ મને રહે, અચળ પ્રેમ આ આપના લહે. ૬
એટલી હરિ યાચના કરૂં, તમ અનુગ્રહે આશ એ ધરૂં.
તમ વિના જગે ન કોઈ જોઇએ, તમ વિના જગે ન ક્યાંય મોહિયે. ૭
આત્મ-જ્યોતિને સતત જોઇયે, દ્વૈત-ભાવના નાથ ખોઇયે.
અસદ્ ભાવમાં ન રમીએ હરિ, સતત આપમાં વિરમીએ વરી. ૮

પર અવર નથી આપમાં પ્રભુ, ચર અચર સહુ આપમાં વિભુ.
અખંડ શાન્તિ છે સ્મરણમાં હરિ, ચરણમાં રહું એ સદા સ્મરી. ૯



## અંતર ઉપરામ તમે મૂળથી કર્યાં

હરિ અંતર ઉપરામ તમે મૂળથી કર્યાં, મ્હારાં સુખીનાં વિઘ્ન સહુ સોયથી સર્યાં.
હરી અંતર રહીને આજ્ઞા આપી તમે, કૃપા એવી કરી જે અનુસરીયાં અમે.
જ્યોત એવી રાખી જે માયા વિઘ્ન રહ્યાં, પરા અપરાનાં મૂળ ના ઊંડાં ગયાં.
પાસા અવળા હરી એ તમે સવળા કર્યા, પ્રેમે પતિતપાવન શું સાથે ફર્યા?
ઉપકાર એ અમાપ કેમ વાળીયે અમે, રહે ભાનો એ જ્ઞાન પ્રભુ આપો તમે.
અહો નાથ આવા ભાવ સદા કાળરે વહો, હરિ જેમ રે રહ્યા છો એમ ભવભવ રહો.
ઈશ અદ્વૈતે એક આપ બીજું નહિ, તત્વ ભક્તિએ એક મેં તો જોયું સહિ.
જીવન ધન્ય થયાં જો કૃપા ઉતરી હરિ, એને અભય મળ્યાં ને ગયા માયા તરી.
હરિ સંસારી જીવમાં શક્તિ નથી, એ તો અમૃત મૂકીને વિષ રહે છે મથી.
પ્રભુ અમૃતની અંજલિ ભક્તિ ખરી, તમે કરૂણા કરીને એને પાજો ભરી.
આપ આપે બોલો તો નથી હરકત કશી, જીવ ભાવે બોલે તો એને ટાળજો હસી.



## જીવન હવે જાગજે રે

પ્રિય પ્હોડયા છો પ્હોરના પ્હોર, જીવન હવે જાગજે રે
અરે અંતરને આપના વિયોગ, એ હવે ભાગજે રે. ૧
શ્યામ સંસાર સાસરા મ્હાંય, અમે તો કામમાં રે,
નથી વેળા ઘડીનાં નાથ, નથી આરામમાં રે. ૨
સહુ સંચિત સાસરીયાં સવાર, લાજ લોપાતી નથી,
અભ્યાસો અમારાં બાળ, માયા મૂકાતી નથી. ૩
પ્રિય પ્રીતેથી લેજો સંભાળ, સગા સતી ટેકના રે,
મારે શમવું તમારી મ્હાંય, આ કારભાર વેકના રે. ૪

જરા જાગી જુવોને જગનાથ, અમીની આંખથી રે,
ચિત ચાતક નજર ચંદ્ર મ્હાય, ઉડે ભલે પાંખથી રે. ૫
શ્યામ સોળ કળાના ચંદ્ર, અમી વરસાવ જો રે,
સત્ ચિદ્દ આનંદ અખંડ ઉરે દરશાવજો રે. ૬
જાગ્યા જાગ્યા જશોદાનંદ, ફંદ જીવ ભૂલી ગયા,
થયા એક સ્વરૂપ અવિનાશ, દ્વૈત ભાવ હુલી ગયા. ૭



## મન મર્કટ

ભ્રમત જીવે જગ ભણી જોવું ઘટીયે ના ઘટે રે,
વૃત્તિ અંતર્મુખ રાખ્યા વિણ વિકૃતિ ના મટે રે. ટેક

મન મર્કટ માયા મહીં ભમતું વિણુ વિરામ
અસ્થિર સુખમાં આથડે, કયમ આવે આરામ.
મૃગજળ માયાનાં જાણ્યાં કોણે ભરિયાં ઘટે રે. ૧

મહા ચતુર ચૂકી ગયા, કે સુખ સાચું કયાંય
ઇચ્છયાં તો આવે નહિં, તદપિ ઝૂઝે ત્યાંય
ઇંદ્રિય આધીન મન વાર્યાં હાર્યાં એ ના હઠે રે, ૨

અવિદ્યા આવરણું ઓઢીઆં માન્યાં દુઃખ ને સુખ,
પરિણામે પરિતાપ ત્યાં પામ્યે, બદલે રૂખ,
જગનાં જોખમ જોતાં અંતે એ હરિને રટે રે. ૩

શાન્તિ મળે સ્મરવા થકી, તદપિ ટેવ ન જાય,
વ્હેણુ વિષય ભણી વૃત્તિનાં, રોકયાં નવ રોકાય.
મનને માયાથી વાળી લે તવ મમતા મટે રે. ૪

લેવાં દેવાં આપવા આવ્યાં આજ જીવન,
કર્મ કાળ પૂરો થતાં થવું અંતક આધીન,
શાણા શાન્તિએ સંચિત રહેતા, પ્રભુને રટે રે. ૫

આપ બળે ત્યાં નવ વળે એ દોરી હરિ હાથ,
અનુગ્રહ એના થાય તો, મૂકે માયા બાથ,
જ્યારે જાગીને જીવ અવિરત આત્માને રટે રે. ૬

અણમુલા આનંદ એ અનુભવતા હરિદાસ,
જીવન મુક્ત થઈ રહ્યા, ગયા જગત અધ્યાસ,
અખંડ આત્માના અન્વય એ જ્ઞાનીને ધરે રે. ૭

પ્રભુ પદ પ્રીતિ પ્રગટતાં, આત્મ કળા ઓળખાય,
શાશ્વત સુખ સંસારમાં, કર્યાં છે એ સમજાય,
જાગ્યા જીવે જીવન જોયા જગમાં ને ધરે રે. ૮

ભવ સિન્ધુ ક્ષ્યામે ભર્યાં, આયા શુદ્ધ શુદ્ધ જીવ,
અનિલ અવકાશે એ હવા, પણ એ અંતે શિવ,
સંતો આ અનુગ્રહ કારણ અવિરત એને રટે રે. ૯

તત્ પદ ત્વં પદ ત્યાગતાં, અસીપદમાં અવિનાશ,
નિમગ્ન પરમાનંદમાં રહેતા હૃદયાકાશ.
જાગ્રત્ જીવે એવા જ્ઞાની ગુરૂ કરવા ધરે રે. ૧૦



## હરિમાં ક્યારે અનુરાગે?

મન જેવી રે મોઠી વાતો લાગે જગતની, મન જેવી રે૦
એવું હરિમાં ક્યારે અનુરાગે? જગતની૦ ટેક ૧

કોઈનાં રે સુખ દુઃખ કહેતાં સાંભળતાં, ભૂખ તરસ તું તો ત્યાગે.
ઘરની ને પરની શું સારા જગતની, વાતે ન ભૂખ તારી લાગે. ૨

ચાવેલું ચાવે ને ભવમાં ભમાવે, હવે થાક તને ક્યારે લાગે?
રાત દિવસ તું શેમાં રસળતું, એના તો પાર ન લાગે. ૩

કર્મ બંધન જન્મ હેતુ એ જાણે, તદપિ એ ટેવ ન ત્યાગે.
આખી આવરદા તેં શેમાં વીતાવી, એના જવાબ જમ માગે. ૪

કંટક વેરેલાને વેરે જે આજે, એ વાગે આજે ને વાગે આગે.
ઘડી હરિ ભજીને તો કેમ જાણે એને, ન્યાલ કરી મુક્તિ માગે. ૫
આપે તું અલ્પ ને અણગણુ માગે, નિત્યે નવાં તૂનો જાગે,
વિષવેલી શોધે ભમી ભવ અટવી, આમ્ર ફળોને તજી ભાગે ૬
ઇંદ્રિના ઘોડાના વેગ તું આગે, થાકેલા હારેલા લાગે.
મન–મૃગ નિર્માયું મૃગજળે ભમવા, ભૂલી કસ્તુરી ઉર આગે. ૭
આ તો લક્ષણ તારાં આયુષે ઉન્હાળાં, અંતરના ચાહ ન લાગે,
સરજ્યું, તું તુજને સત્વ સમજવા, તત્વ જે અંતર આગે.
રાહ ભૂલેલું તું આવી જા રસ્તે, જો પ્રભુમાં અનુરાગે. ૮



## કર્મો કેડો ન મૂકશે

હરિ હું શું જાણું જે કર્મો કેડો ન મૂકશે,
આ કર્તવ્યો આવી તારા મારગ રૂંધશે. ટેક ૧
આશાઓ છોડી રે મેં તો સ્વર્ગે જવાની,
પૂજાઓ છોડી રે મેં તો પૂનીત થવાની. ૨
માયાઓ ઉતારી મેં તો સ્નેહી સ્વજનની,
મીઠી દીઠી અટવીએ કેડી ભજનની. ૩
તારે રે વરાસે મેં તો વિશ્વ વિસાર્યાં,
તેં એ મારાં તર્પણ નથી કયાં સ્વીકાર્યાં. ૫
ઉર અભિલાષા ન તારી અજાણી,
જાણે તું જીવન હું શેનાથી મુંઝાણી. ૫
હરિ તેં તો હળવાં કર્યાં મારાં સર્વે

શીખવો કળાઓ હરિ અલિપ્ત રહ્યાની,
શીખવો કળાઓ વરી કદી સહ્યાની. ૯



## ખૂજ ન જાણી

તારા અનુગ્રહની ખૂજ ન જાણી, જીવન તારા૦
તારી માયા પૂરી ન મુલાણી, જીવન તારા૦ ટેક૦ ૧
અનેક અનિષ્ટો તેં અટકાવ્યાં, અનુકંપા અંતર આણી,
પગલે પગલે રક્ષણ કરિયાં, દેખી શક્યા ન દૂભાણી. ૨
તારાં તો દાનો ગુપ્ત બધાં એ, જીવ ન શકે જેને જાણી,
તારી દયાની દ્રષ્ટિ વિના પ્રભુ, ઉતરે નહિ ગળે પાણી. ૩
કરવા કૃપામાં તેં કસર ન રાખી, અમથી ન એ ઓળખાણી,
સમસ્ત જગતના જીવના જીવનની, ક્ષણ નહિ તારી અજાણી. ૪
તારી એ શક્તિના પાર કો પામે, વેદોયે વિરમ્યા વખાણી.
મર્મ વચન મારાં અલ્પ મતિનાં સુહૃદ સહ્યાં ક્ષમા આણી. ૫
કોણે કોને કેવે ભાવે કહ્યાં એ, હું જાણું છું તો અજાણી.
સર્વે ક્ષતિની આપી ક્ષમા એ, અનુગ્રહ ન શકી પિછાણી. ૬
એ અનુતાપના ઉપાય પૂછું, ઉત્તર ઘો મનજાણી.
અનુત્તર પ્રશ્ન રહ્યા નથી એક, એણે આ કીર્તિ ગવાણી.
અદ્વૈતે સર્વે ન દેશો ઉરાડી, આવે ન કો ઉઘરાણી. ૭



## નોછાવર કરજો જીવન

હજી યે હરિ ન જો ભજાય, સદૈવ મન હજી યે૦
તો તો નિશ્ચે કૃતઘ્ની તું ગણાય. સદૈવ મન હજી યે૦ ટેક.
શાંતિ એ સ્મરવા વિપદ્ વિદારવા, વિનવ્યા તે વિશ્વના પિતાય.
એણે અમોલ એ આશા પૂરી કરી, દાખવી અનુપમ દયાય. ૨

એ આશાઓ પૂરવા ક્યાં ક્યાં શું શું કર્યું, એ નહિ તારાથી કળાય.
સંચિતની કેડીઓના કાંટા વળાવીઆ, હોય હૈયું તો કેમ જીરવાય. ૩
એણે તો બિરદો બદલ્યાં ન જાણીઆં, કલ્પવૃક્ષ એ તો કહેવાય.
સતત સ્મરણ તેં કરવા કબુલીધું, પણ એ પૂરાં શું પળાય. ૪
એના ઉપકાર કો વાળ્યા ન વળશે, સ્મરણે તો રાખજે સદાય.
નોછાવર કરજે તું જીવન એના પરે, માગજે ક્ષતિની ક્ષમાય.
ભૂલો એ ભૂલશે ભક્તિ કબૂલશે, સ્નેહે સદૈવ જો સ્મરાય. ૫



## વિશ્વાસે જા તું શરણે

મન તેં હરિનાં યે વચને વિશ્વાસ ધર્યો નહિ રે,
તેણે ભવ સાગર તરવાનો અર્થ સર્યો નહિ રે. મન તેં૦ ૧
એહ કહે હું અધમ ઉધારણ, તેં ન ગણ્યું તુજ પાપ નિવારણ,
થઇને શરણે તારણ હાથ ધર્યો નહિ રે. મન તે૦ ૨
હરિ કહે હું સ્મરણે રીઝું, તે એ સ્મરણે માગ્યું બીજું,
એ ખૂટતાં અંતર ખીજ્યું, લેખ ફર્યો નહિ રે મન તેં૦ ૩
શાસ્ત્ર કહે જગ જૂઠી બાજી, તારી પ્રીતિ એમાં ઝાઝી,
એ જન્મ મરણ જડ બાઝી, કલેશ હર્યો નહિ રે. મન તેં૦ ૪
જરી દુઃખે તેં શંકા કીધી, અસંભાવના ઓઢી લીધી,
પ્રભુએ સાર ન લીધી, વિવેક ધર્યો નહિ રે. મન તેં૦ ૫
વિશ્વાસે પ્રભુ સ્થંભે પ્રગટ્યા, નરસિંહના અવસર નવ અટક્યા,
વિશ્વાસ વિનાના ભટક્યા. પ્રેમ કર્યો નાહ રે. મન તેં૦ ૬
સંચિત સુખ દુઃખ આત્મે ઓઢ્યાં, ચિદ્ શક્તિ આવરણે પોઢ્યાં.
સૈન્ય વિષયનાં સોંઢ્યાં, મોહ મર્યો નહિ રે. મન તેં૦ ૭
પૂર્ણ વિશ્વાસે જા તું શરણે. ચિર શાંતિ છે એને ચરણે,
તર્યા સંત કંઇ સ્મરણે સ્નેહ સર્યો નહિ રે. મન તેં૦ ૮
અનુસ્યૂત ઈશ્વર જોતાં જીવમાં. સકળ સૃષ્ટિ જોવાતી શિવમાં,
હરિભક્તે જીવ ને શિવમાં ભેદ ધર્યો નાહ રે. મન તેં૦ ૯



## સ્વાર્થે અમે સાવધાન

નથી નાથ તારાં પૂરાં જ્ઞાન, મને નથી૦
નથી દાન પૂજન અનુષ્ઠાન. મને નથી૦ ટેક. ૧
નથી એવું સાધન જે શરમાવી, પાડ ચડાવું ભગવાન.
થયું હશે એ ય સકામ થયેલું સ્વાર્થે અમે સાવધાન. ૨
તદપિ અનુગ્રહ શેના આવા, એનાં નાથ નથી સમાધાન.
બિરદ બચાવવા અનુગ્રહ આવા, મોંઘા પડશે મહાન. ૩
અમે અર્થાથી ઘડી ઘડી પ્રાર્થી, આપીશું શ્રમ ભૂલી ભાન.
તદપિ તું તારાં વ્રત નહી છોડે, શરણવત્સલનાં નિદાન. ૪



## કહો કોની કોની ચિન્તાઓ

કહો કોની કોની ચિન્તાઓ કરીએ, કૃપાળુ, કહો૦
કહો કોનાં કોનાં દુઃખ ઉર ધરીએ, કૃપાળુ૦ ટેક. ૧
જગ દુઃખ દેખી મારૂં દિલ રે દુભાતું, એ એકત્વ કેમ વિસરીએ.
આપે રમો ને આ શાં રુદન રેલાયાં, એ મૃગજળને કયમ તરીએ. ૨
નરી રે નજરે તો તારી લીલાઓ લાગે, પણ પ્રકૃતિને શું કરીએ.
ઈષ્ટ અનિષ્ટ એ જ્હોર્યો વિકલ્પો, ઓઢયા અંચળને કયાં ધરીએ.
આછાં એ વ્યવધાનો વ્હાલા સૌને ઉતારી, સતચિદ્ આનંદે સરીએ. ૩



## જીવું છું તારી નજર પર

હું તો જીવું છું તારી નજર પર, સીયાવર, હું તો૦
નથી કહેવા એ ભાષા જગતપર. સીયાવર૦ ટેક ૧
એ કહીને શું કરવું કોની કને કહેવું, જીવ પામર ને તું પરાત્પર.
દીઠા અદીઠા ગુણ તારા ગિરધર, આલેખાયા છે અંતર પર. ૨

ક્યાં મારી ભક્તિ ને ક્યાં તારી શક્તિ, ક્યાં બિન્દુ ને ક્યાં સરવર.
માયાવી આશા ને માયાવી ભાષા, નાટક કરવાં નશ્વર પર.
સંભ્રમ નાટક અમારાં અનોખાં, અમી આંખે જોજે જીવનભર. ૩



## શાન્તિના રાહુ

ઓ શાન્તિ સંસારમાં ક્યાં છે છૂપાઈ તું, અથવા શુ વિશ્વથી રિસાણી હો જી
શોધી રહ્યા છે તને આજે સંસારીઓ, તારી એંધાણી ના કળાણી હો જી.
શોધે છે રાય અને શોધે છે રંક તને, શોધે માલીક ને મજુરો હો જી
શોધે છે સાક્ષરો શોધે નિરક્ષરો, શોધે ચિન્તાએ ચતુરો હો જી
શોધે છે દેશમાં શોધે વિદેશમાં, શોધે વિદ્વાન્ વિજ્ઞાને હો જી
શોધે છે ભોગમાં શોધે સહયોગમાં, શોધે છે ખાન પાન માને હો જી
વિધ વિધ પ્રકારથી પોકારે તુજને, સંભ્રમથી શોધ કરે તારી હો જી
શાથી તું આવતી, ક્યાંથી તું આવતી, એથી અજાણ નર નારી હો જી
શાન્તિ કહે કે તમે બોલો છે ભુલતાં, આજે ન કોઈ મને ઇચ્છે હો જી
આજે તો માનવી માયાને ઇચ્છતાં, મુજને ન આજ કોઈ પ્રીછે હો જી
મારે ઓથાર સૌ અશાન્તિને ન્હોતરે, આવી લઈ એ એની ટોળી હો જી
વ્યાપી રહી રે એ વિશ્વે નરનારમાં, પાય ધીરાં ઝેર ઘોળી ઘોળી હો જી
હું એ આ વિશ્વમાં વસવાનું શોધતી, જ્યાં ત્યાંથી મળતો જાકારો હો જી
હું મારી મંડળીની સાથે રે આવતી, એના ન થાતા સ્વીકારો હો જી
સંયમ સંતોષ ને ધર્મ સદાચાર વળી, પ્રેમ પરમાર્થ ત્યાગ સંગે હો જી
સમતા ક્ષમા ને દયા નીતિ ભક્તિ વળી, શ્રદ્ધા તિતીક્ષા ઉમંગે હો જી
એ સૌ સહોદરોની સંગે રહું સદા, એ વિણ હું ક્યાં ય નથી જાતી હો જી
આજે તો સંતોને ઉરે આનંદમાં, સ્નેહે સદૈવ હું સમાતી હો જી
મારાં સહોદરને આદરે હું આવતી, વિખૂટાં અમે ન કદી પડતાં હો જી
શાસ્ત્રે સંતાઈ મને શોધે ન ઓળખે, તેને ન ધામ મારાં જડતાં હો જી



## વિશ્વાસ શું ન આવ્યો !

ઉજીએ વિશ્વાસ શું ન આવ્યો, ગોપાલનો ઉજીએ૦
ખૂટી શ્રદ્ધા કે ભાવીએ ભૂલાવ્યો. ગોપાલનો૦ ટેક. ૧
સૂળીનાં વિઘ્ન જેણે સોયે સરાવીને, પળ પળ પડછો બતાવ્યો
કોરે કાગળ એણે સહીઓ કરી દીધી, વંચાવાનો લેખ તેં લખાવ્યો ૨
શોધજે તવારીખ તું તારા જીવનની, અનુગ્રહ શેણે તે લજાવ્યો.
દુઃખ દાખે તો હવે દોષ કોનો માનવો, નિશ્ચે વિશ્વાસ તેં ગુમાવ્યો. ૩
સાચા વિશ્વાસીને ચિન્તા ન સંભવે, એ સંતોએ શેરો કરાવ્યો
જેવો વિશ્વાસ જેણે રાખ્યો એના પરે, એવો એણે ભાવ ભજાવ્યો. ૪



## જરી જરી તો

જરી જરી તો તું નવરો થાજે, માનવ, જરી જરી૦
ઘડી ઘડી તો તું ગિરિધર ગાજે. માનવ૦ટેક ૧
અહર્નિંશ તું અર્થીને શોધે, જરી ધીરો ધીરો ધાજે
જાગ્રત સ્વપ્ને છે ધનનાં રે ધ્યાનો, નવ મળે ભાગ્ય વિના જે ૨
મારાં મારાં માને છે તું એ, તજતાં તને નહિ લાજે.
સ્વારથ સરતાં સ્નેહીએ સરશે, ખટકા ખમે તું જે કાજે. ૩
પ્રતિકુળ થાતાં સૌ પર હરશે, અર્થે અનુકુળ આજે
આયુ વિતાવે અજંપમાંહે તું. શિર પર મૃત્યુ ગાજે ૪
વિભુ વિણ કો નહિં વિપદ્ વિદારે, કશું ન કરે જેને કાજે.
સર્વસ્વ સોંપી દે તું શરણુમાં, એ ઉગારશે એની લાજે. ૫



## સ્વજનો યે સ્વાર્થી જણાયાં

સ્વજનો એ સ્વારથી જણાયાં, જીવન, જગે સ્વજનોએ૦
વૃથા મમતા એ ત્યાં અમે તણાયાં. જીવન૦ ટેક
જાતો ઘશીને અમે જીવનને વેરીઆં, તોયે ન કરતાં ગણાયાં.
માયિક આપીને એ માગે અમોલ ભોગ, ન્યાય ન કોઇયે નણાયાં.
આપીને અલ્પ એ અપાર ઉર ઇચ્છતાં, બદલાના બેલી સૌ જણાયાં.
જીવનભર જાગ્યાં સાખે ન સ્હેજ ભૂલ, વેળાએ ન ગુણી ગણાયાં.
ચડતી વેળાએ સ્નેહ મમપણુ બનાવતાં, પડતીયે પારકા ભણાયાં.
ભુલ્યાં ઉપકાર ને ભાવોને ભુલીઆં, છાનાં એ દુઃખ ના છણાયાં.
સ્નેહ તણી સાંકળ એ તોડી રે નાખતાં, પાડતાં શી વાર જે ચણાયાં
આપ આનંદ ભોગ આપ્યા જે કારણે, આપતાં અજંપ એ જણાયાં.
તનના એ તાપ કોની આગે હું ઠાલવું, ભેદુ તું આગળે ભણાયાં.
ધેરે છે કોણ મને કહોને એ કર્મ તે, જાણુ છતાં જ્ઞાન ના અણાયાં
અંતર આશ્વાસને સામળ સંબોધતા, એ માયાનાં મૂળ ના ખણાયાં.
લેણુ દેણુ લેવા એ રણુ સબંધ સાંપડયાં, લક્ષ ભુલ્યે સુખના લણાયાં.
ભાગ્યોના ભોગ નકી ભોગવવા આ ભવે, જાણી સંચિતથી વણાયાં.
વેપાર સ્વાર્થના અપાર અહીં વિશ્વમાં, રળતાં કહો કોણુ રે જણાયાં.
વાંક નથી રે એના જોતાં વિવેકથી, વાવ્યાં હશે એ જ રે લણાયાં.
જીવન જંજાળ જીવ સાથે સમેટી લ્યો, ગુણીમાં હો જો ગણાયાં.
સુણી એ સંદેશ મ્હારાં અંતર આનંદીઆં, એ સ્નેહિનાં વચનો સુણાયાં.
નકી એ નાથ તમે ગોઠવ્યાં વિરાગ કાજ, ભેદુ એ કારણો જણાયાં.
સંસારી સ્નેહ આમ ઉતર્યા સમજ શ્યામ, માયિકમાં સુખ ના મણાયાં.
માયાવી મન અને માયાવી માનવી, એથી અસંગ એ જણાયાં.
પરવા નહિં રે હવે પરની પંપાળની, મોહનમાં મન રે વણાયાં.

## વિલાસે વ્યર્થ વખત

વ્યર્થ વખત નવ ગાળો, વિલાસે, વ્યર્થ વખત૦
આ વિખરાશે વ્હાલો માળો, વિલાસે૦ ટેક
જન્મ મરણના નિત્ય નિયમને, નજર કરીને ન્યાળો. ૨
યમ રાજાનાં અજાણ આવન, ભીતર ભયને ભાળો. ૩
કંઈ કંઈ ચૂકે ચક્કર ચડવું, એ ચોરાશીની જાળો. ૪
સારાસાર વિવેક વિના શું વાસના વ્યર્થ વીંટાળો. ૫
વિષયો વૈરી વિષમ દગાઓ કરતા એને ખાળો. ૬
ગાફેલ રહી ના ગજબ ગુજારો, એ ગુન્હેગાર ન પાળો. ૭
એ ચોરોને ચતુર થઈને, ચિદ્દથી નોખા ન્યાળો. ૮
ઉત્તમ કર્મે ઉત્તમ ધર્મે, ઉર અધાર ઉજાળો. ૯
સાધન સાધી સુગ્ન હવે તો, સત્-સંગે મન વાળો. ૧૦
કરણી તેવી પાર ઉતરણી, ઉર અભિમાનો ટાળો. ૧૧
બુદ્ધિ આપી રિદ્ધિ આપી, એ એળે ના ગાળો. ૧૨
મદભર માયા મન નચાવે, ત્યાંથી પાછાં વાળો. ૧૩
અમૃતસરનો વિલાસી આત્મા, આવરણે ના ઢાળો. ૧૪
માનવ દેહના મર્મ વિચારી, દિવ્ય દેહીને ભાળો. ૧૫
તન ધન યૌવન નશ્વર જાણી, ઓળખો આતમ નિરાળો. ૧૬



## ખોટાં ન બોલ

ખોટાં ન બોલ જીવ ખોટાં ન બોલ, ત્હારાં સ્વરૂપ તું મનમાં રે તોલ,
સૂંઠને ગાંગડે તું ગાંધી થયો, હળવો હતો તે તું તો ભારે થયો.
જાણે જરા ને તું તો જ્ઞાની ગણે, આવ્યો અભિમાનને જાડાં વણે.
જાણે જે જાણ એ અજાણ્યા સહી, જ્ઞાનીને મન એનાં સ્ફુરણા નહિ.
સારાં ખોટાં એ તો મનના રે ભેદ, આપે માન્યાં એ તો આપે રે ખેદ.
તારો આત્મા તે તો સાચો લહો, બીજો સંસાર તેં તો ખોટો કહો.

જગમાં જોવા જગદીશને સહી, મોકલીયો જીવ આ ઈશ્વરે અહીં.
એ રે કસોટીયે તુ કાચો પડે, તો આત્માનાં ધામ તને કયાંથી જડે.
કર રે ઓ જીવ તું તો નજરો નરી, બ્રહ્માંડે બ્રહ્મ જો ભ્રાન્તિ હરી.
આપ સમાન તુ સૌને લહે, ત્યારે સતો તે તને સાચો કહે.



## આ જગ સિન્ધુ ખારા

આ જગ સિન્ધુ ખારા કહેવાતા આ જગ સિન્ધુ૦
દેખાય નહિ એના આરા, કહેવાતા૦ ટેક ૧
સાગર તો સબ રસથી ભરિયા અવિવેક કે લાગ્યા ખારા.
એ રે સાગરમાં મંથન માંડયાં, દોરી સંચાર તમારા. ૨
મથતાં મથતાં વિષ પ્રગટિયાં, ઉડયા ઝેર ફુવારા.
શિવ નહીં ને જીવે પ્રીતે પીધાં, જીરવવાના ઉધારા. ૩
વિષ વ્યાપ્યાં ને વિકળ થયા તોય, મથન કરે એકધારા.
રત્ને રીઝયા એ રાજી થયા કંઈ, પામ્યા નથી એના પારા. ૪
આશા ભરેલા તો પે ઉલેચે, ખેલાડીના ખેલ ન્યારા.
મીઠા મ્હેરામણુ કયાંથી માણે જે જાણે ન નંદ દુલારા. ૫
કોઈ દેવાશી અમૃત ઝંખે, સફળ થવા જન્મારા,
એ રે સાગરમાં મીઠી વિરડીઓ, ભકિતની અમીધારા. ૬
યત્ન કરે તો અમૃત મળતાં, રહાય જો સરજનહારા.
એ રે સુભાગી શોધી રે કહાડે, જણુવે જો જુગદાધારા. ૭
અમૃત મળતાં અમર થતા એ, કદીયે નહીં મરનારા.
અમીમય સિન્ધુ એને થાતા, જુવે જગ સરજનહારા. ૮
મીઠા મ્હેરામણુ એરે માણે, કરે કૃપા જો કરૂણાગારા.
ખારા મીઠા મનના ધર્મો. સંતો સાક્ષીવત્ ન્યારા. ૯



## ભૂલ્યાં તમારાં ભાન

ભૂલ્યાં ભૂલ્યાં તમારાં ભાન, પ્રભુ રે, અમે ભૂલ્યાં૦
ભૂલ્યાં ભૂલ્યાં તમારાં એંધાન, પ્રભુ રે અમે૦ ટેક ૧
સાચા મારગ તો નારે સૂઝયા ને, અંતરમાં આવ્યાં અજ્ઞાન. ૨
કળિયુગના જીવ અમે માયામાં મ્હોયા, કરિયાં કાયાનાં ગુમાન. ૩
ધર્મ ધ્યાન ભૂલ્યાં ને દેવ દાન ભૂલ્યાં, ભૂલ્યાં કથામૃત પાન. ૪
સંયમ ભૂલ્યાં ને નિયમે ભૂલ્યાં, ભૂલ્યાં વ્રતોના વિધાન. ૫
સત્ય સંતોષ ને શાન્તિ રે ભૂલ્યા, ભૂલ્યાં ભૂલ્યાં મોટાંના માન ૬
આચાર ભૂલ્યાં ને વિચાર ભૂલ્યાં, ભૂલ્યાં વૈરાગ્યનાં ભાન. ૭
લોકલાજ ભૂલ્યાં ને દેશદાઝ ભૂલ્યાં, ભૂલ્યાં સ્વધર્મનાં જ્ઞાન, ૮
આપ ભાન ભૂલ્યાં ને તાપભાન ભૂલ્યાં, ભૂલ્યાં આવ્યાં અભિમાન. ૯
શાસ્ત્ર જ્ઞાન ભૂલ્યાંને સતસંગ ભૂલ્યાં, ભૂલ્યાં જીવ શિવનાં જ્ઞાન. ૧૦
સ્વારથે ભૂલ્યાં ને પરમાર્થે ભૂલ્યાં, ભૂલ્યાં સારાસાર ભાન. ૧૧
જાણી જોઈને ભાન ભુલવ્યાં રે હોય તો, ક્ષમા કરો ભગવાન. ૧૨
કલ્પિત કર્તા ને કલ્પિત કર્મો, એવા વેદોનાં વિધાન ૧૩
ભાન અભાનનાં ભોગી આ જીવનાં, ટાળો હરિ અજ્ઞાન ૧૪
દયા રે નિધાન તમે દયા કરીને, આપો એને જ્ઞાનનાં દાન. ૧૫



## મૂકયા લૂખા લોકાચાર

મેં તો મૂકયા લૂખા લોકાચાર, જીવન, મેં તો મૂકયા૦
જેમાં પાખંડી કંઈ કંઈ પ્રચાર, જીવન૦ ટેક
અંતર જૂદું ને ઉપર જૂદું, જુદા વર્તનના પ્રકાર.
કાચો એ પારો અધરો જીરવવો, કર્મ ફળે ફુટનાર
મનથીકે મુખથી કહેતાં સાંભળતા, મન ઘોડા ધડતું અપાર.
આડી કે ઊંડી છાપ પડે એ, લેવરાવે અવતાર.

સ્વજનોનાં સુખદુઃખ દિલને ડોલાવે, ભરતાં હૃદયમાં ભાર
એ રે અભ્યાસે અધ્યાસો વધતા, અજાણે વધે ખાર પ્યાર
ઉર મારૂં એને માને ઉપાધિ, સરતાં સ્મૃતિનાં તાર.
એવી સાબાશી હું શું રે કરૂં જે, ભક્તિને ભૂલવનાર.
એથી ભલું મારે ભુંડાં લેખાવું, કોણે જીત્યા છે સંસાર.
આજ લગી યથાશક્તિ આચારીઆં, પૂજી લીધા શું સાકાર.
માગું ક્ષમા હવે સર્વે સ્વજનની, દેજો થઈને દાતાર.
આત્મ તૃપ્તિ તો અનેરી એકાન્તે, નિકટમાં નંદકુમાર.
સ્મરણ સુધાએ ઉર સર ભરિયાં, ડુબી ગયા લોકો ચાર.



## આપ બળે ન પમાય

પ્રભુ આપ બળે ન પમાય, કદિ પ્રભુ આપ.
કરે કરૂણા તો આપે કળાય, કદિ પ્રભુ૦ ટેક ૧
જે ઉર ઓળખ આપવી ધારે, એ પર અનુગ્રહ થાય,
હાથે ઘડે હરિ હૈયાં રે એનાં આગવી કરી રચનાય. ૨
એ ઉરે અહંતા મમતા કે માયા, પ્રભુ વિણુના પથરાય.
એક ટકોરે રાગો વિરામે, મૃત અમૃત ઓળખાય. ૩
સાત્વિક શ્રદ્ધા બીજ પ્રથમથી, એ અંતરમાં ઓરાય.
નવ થશો અંતર કોઇ ઉદાસો, અનુપમ એની દયાય.
એકજ નાદે કર એ કબૂલે, સ્નેહે જો શરણે જવાય. ૪



## કોઇનો કાજી

કોઇના મનની તું ન કહીશ, કોઇનો કાજી બની ન જઈશ.
ડગલાં ડરી ડરી સર્વ ભરીશ, કોઈનો કાજી૦ ટેક ૧
હું તારી ત્રુટીઓ નવ દેખે, પરની ક્યાંથી લહીશ
પ્હેલાં શીખ તું તારૂં જોતાં, જ્યાં કંઇ લોચા લહીશ. ૨

પરનાં તારે નથી પાલવવાં, નિજનાં નક્કી સહીશ,
તું અવગુણ તારા નહિ પ્રીછે, ત્યાં લગી પાછ રહીશ. ૩
મન છેતરતાં જન છેતરતાં, જવાબ જઈ શો દઈશ,
ચિત્રગુપ્તને અનંત આંખો, ત્યાં ક્યાં ઢાંકયો રહીશ. ૪
પળપળનાં લેખાંએ લેશે, એહ ભૂલી ન જઈશ.
ન્યાયી નિયામક નક્કી છે કો, એથી સાવધ રહીશ. ૫
સૌમાં સમતા રાખીશ ત્યારે, સત્ય સમજતો થઈશ
નિરંતર પ્રભુને પાસે પેખી. સ્વપરમાં એહ લહીશ. ૬
ત્યારે અનુગ્રહપાત્ર થઈને, પરમ પદે તું જઈશ,
અખિલ જગે જગદીશ્વર જોતાં, તું એ રૂપ હઈશ. ૭



## મન તો ભૂલ્યાં રે

મનમોહન મન તો ભુલ્યાં રે, ફુલ્યાં રે એ તો દેહ ધરી
તરવાનાં નાવ ડૂબે છે રે, ચતુરાઈઓ એવી એણે કરી. મન૦ ૧
બુદ્ધિ રૂપી તમે બારણાં આપ્યાં, વિષયો ન પેસે મ્હાંય.
મને બુદ્ધિને આઘી કરીને, પેસાડયા વિષયો ત્યાંય,
ઇંદ્રિયે આદર આપ્યા રે, સંતોષ્યા એને મમત ધરી. ૨
એ આવ્યે પ્હેરાણે આદર દેખી, મનને નાંખ્યા ફંદ,
ભાન ભૂલ્યાં મન કરવા લાગ્યાં, વિષયો શું આનંદ.
જૂઠામાં જીવના જંપ્યા રે, તૃપ્તિ તો એને નહીં રે જરી. ૩
સુખ દેખાડે ને દુઃખ પમાડે, મિત્રો યે મારી થાપ,
ભાન નથી એને સાચા ખોટાનાં, મોહે ભુલાયાં આપ.
*સરવસ સાવ ફડિયાં રે, ત્યારે તો જોયાં પાછાં ફરી.* ૪
બુદ્ધિની એણે સહાયો લીધી ને, વિષયોને કહાડયા બ્હાર,
ઇંદ્રિયો અંતરમુખી કરી ત્યારે, દીઠાં આનંદ બજાર,
સત વસ્તુ શોધી કહાડી રે, નજરો તો એની થઈ છે નરી. ૫

અખંડાનંદે શાન્તિ થઈ ને, વિષયના ભાગ્યા ફૂંદ,
ઇંદ્રિયોને અમર ફળ લાધ્યાં, આવ્યા સાચા આનંદ,
આત્માએ પ્રીતો બાંધી રે, ત્યારે તો ગયાં તાપો તરી. ૬
બુદ્ધિએ મનને આપી શોખામણુ, શત્રુ વિષય નિરધાર,
એ શુ પ્રીતો રે તમે રાખો રખે, એ લઈ જાય દુઃખ બજાર,
અખિલાનંદ વરીનેરે, અખંડ પ્રીતિએ રહેજો ઠરી. ૭
એ મન બુદ્ધિનો પ્રેરક તું પ્રભુ તુંજ પ્હોંચાડે પાર
તુંજ વિણુ એને કોણુ બચાવે, અજીત રીપુથી આ વાર,
નાવિકે નજરો ઠારી રે, હવે તો હોડી જાશે તરી. ૮



## ટાળો દ્વંદ્વ

રઘુનંદ, ટાળો દ્વંદ્વ, માયા ફંદ, જીવ બંધે જડયા,
નવ ઓળખ્યા સુખકંદ, દશરથનંદ આવરણે પડયા. ૧
અટપટી ઘાંટી અંબની, એ વટી કોએ ના શકયા,
કરી આણુ વેદ અજાણુ, મુની મન જાણુ પણુ જોતાં થકયા. ૨
સહુ લીલા ન્હીલા ભાળતા, ઢીલા શીલા એ થઈ રહ્યા,
જ્યાં મતિ ગતિ રતી નહીં, ત્યાં મનનશીલ મુંઝાઈ ગયા. ૩
અઘટિત મીટ શું માંડીએ, અદીઠ દૃષ્ટ પડતા નથી,
આવરણુ ઉર અજીત એ, અનંત અંત જડતા નથી. ૪
ભરપૂર બ્રહ્માંડે ભર્યા તો, ભેદ ભય કયમ ભાસતા,
અદ્વૈત આપે એક છો, તો કયમ જગે જીવ ત્રાસતા. ૫
સુખ રૂપ છો દુઃખ રૂપ છો, અરૂપ ને પણ રૂપ છો,
એ વિંડમ્બન બ્રહ્માંડમાં, આપે જ એક અનુપ છો. ૬
જે દૃષ્ટ પડતાં સૃષ્ટ તે, કષ્ટે ય દૃષ્ટે જો પડે,
તો જીવ માયાવિષ્ટ, માયાતીત મર્મે કયાં જડે. ૭

છે ધૃતે દૂધ કે દૂધે ધૃત, એ કહ્યું કથ્યું ના જાય રે,
પણ પુષ્ટ થાવા પુરૂષ એ, પ્રયત્નપૂર્વક ખાય રે. ૮
અધિકારી રોગી દૂધનો, એ ભલે દૂધ તો ખાય રે,
પણ ધૃત જઠર પાચન કરે, બલિષ્ટ તે તો થાય રે. ૯
એમ ભેદ બ્રહ્માંડે ભર્યાં, પણ બ્રહ્મ તો ભરપૂર છે,
એ ભેદ એ પણ બ્રહ્મ છે તો કયાં જવાનું દૂર છે. ૧૦
અદ્દભુત અધરા આપ એ, સૌ અતરેજ અખંડ છો,
અવલોકવા ઇચ્છા થતાં, પ્રભુ, પ્રગટ પિંડે પિંડ છો. ૧૧
ત્રસરેણુ તમ વિણ ના ટકે, એમ ઓતપ્રોત વસંત છો,
જીવ ના જુવે એ ભૂલના ચે, ભોગી આપે બ્રહ્મ છો. ૧૨
સમ રૂપ ભૂપ અરૂપ છો, અનુપ આપ જ છેક છો,
વ્યતિરેક અન્વય આવડે તો, આપ આપે છેક છો. ૧૩



## ના ઇચ્છો આ સંસાર

જીવ ના ઇચ્છો આ સંસાર, પણ કયાં જાવું એથી બ્હાર
જ્યાં જાશો ત્યાં વ્યાપક તત્વે, ભર્યો સભર સંસાર. ૧
જીવ રૂપે તો સાક્ષી પોતે, અસંગ એ અવિકાર,
અહંકાર ઉન્મત્ત થાયે તો શિક્ષાના વ્યવહાર. ૨
રાજા હોય ને રંક બને તો એમાં કોના વાંક,
રાજરોગ રાગોના લાગ્યા, મને જ માન્યા રંક. ૩
ભાગ્યયોગ એ ભૂલ જ રોગે, પણ એ નિશ્ચે રાય,
સંત સારા ઔષધીઓ આપે, ભવભીષણ ભય જાય. ૪
નથી રંક જીવ રાજા નિશ્ચે, ઘડી એક ઘેલો થાય,
પણ ઔષધીઓ સેવ્યા વિણ, એ રોગ ન નિશ્ચે જાય. ૫
અમર ઔષધીઓ કરી કિરતારે મૂકી માનવ કાજ,
ખરી ખાંતથી ખાવી એને, જોયતાં હોય જો રાજ. ૬

રાજા થઈને રાજ કરે તો, રૈયતના શા ભાર,
નિર્ભય રાજા નિજ રૂપે એ, લહે પ્રજા પરિવાર. ૭



## મોંઘી મઝા

પ્રભુ પ્રેમની આ જગતમાં, મોંઘી મઝાઓ માણવા
જન્મો ધર્યા જે જે જીવે, એ ધન્ય જન્મો જાણવા ૧
બાકી બધા બીજા જીવો, છે વ્યર્થ વેઠ જ તાણતા,
સુખ સત્યના એ લેશને, જીવન સુધી નવ જાણતા ૨
વૈભવ મળ્યા કીર્તિ મળી, વાડી મળી, ગાડી મળી,
માડી મળી, લાડી મળી, ચાડી મળી, લાગી ગળી ૩
જીવ જીવન આપ્યાં એમ રખે, રમતમાં તું ગાળતો,
ચિન્તામણિ આવ્યો અરે, જાશે વૃથા, શું ન ભાળતો ? ૪
સ્નેહી સગાંઓ શું, અરે, આ દેહ પણ તારો નથી,
એ માત્ર બંધન આપશે, જે કાજ તું રહેતો મથી. ૫
લાખોપતિ ચાલ્યા ગયા, ધન ધામ અહીંયાં રહી ગયાં,
અણુ માત્ર સાથે ના ગયું, કોઈ સ્નેહી સાથે ના થયાં. ૬
પર કાજ એહ વિટમ્બણા, જીવ અર્થ એમાં શું સર્યો
દુઃખ માત્ર એમાંથી મળ્યું કલ્યાણને રે વિસર્યો . ૭
સુખ માનિયુ જે વિષયમાં, એ વિષય તો શ-

સંસારનાં સુખ દુઃખ વિનાનાં, કહીયે શું ભાળીઆં,
એ ઝાંઝવાં જળ ના મળે ને, વૃથા શું મન વાળીઆં. ૧૨
એ મૃષા મૃગજળ જાણીને, અંતર થકી અળગું થવું,
ના લુબ્ધ થાવું રે ઘટે, દિન એક સૌ છોડી જવું. ૧૩
સત્ ચિત્ તું સુખ રૂપ છે, આ વિષય સંગો છોડીને,
સુખ રૂપ સહુ તું લે કરી, રઘુનાથમાં મન જોડીને. ૧૪
ભવ રોગને સંહારવા, છે અમરવેલી નામ રે,
કરી પાન અમૃત નામનાં, તું ઓળખી લે રામ રે. ૧૫
એ અખિલ નાયક નિરખતાં, તૃપ્તિ થશે સૌ અંગમાં,
અળગો પછી નહિં થા અણુ, ચિત ચોટશે એ રંગમાં. ૧૬
હરિ વિણુ અવર કંઈ નજરમાં, સંસારમાં ચડશે નહિ,
પ્રભુ પ્રેમની દ્રષ્ટિ થતાં, માયા નજર પડશે નહિ. ૧૭
સંસાર સુખ દુઃખ ત્યાં લગી, હરિ વિમુખ મન રહે જ્યાં સુધી,
પ્રભુમય જીવન જીવી જતાં, નવ આવડે રે ત્યાં સુધી. ૧૮
એ અમર જીવન જીવવા, ઉપાય પ્રભુનાં નામ છે,
એ નામ નામી નિરખતાં, તું આપ આત્મારામ છે. ૧૯
પ્રભુપદ વિષે કરી પ્રેમને, સાર્થક કરી લે જીવનનું,
ચૈતન્ય દીપો ચેતવી, તું પદ ગ્રહી લે અવિચળનું. ૨૦
એ જીવન જ્યોતિ જાગતાં, જીવ એહમાં લય થઈ જશે,
પરિછિન્ન પૂર્ણ જ પેખતાં, અવશેષ એ વિણુ નહિં હશે. ૨૧



## છોડવાં આ રૂહને

જીવ જાણજે એક દિન તારે છોડવાં આ રૂહને,
માટે ચરણ શરણ થઈ જજે, જે મળી ગયાંનાં ગૂહને. ૧
સાંપ્રત સમયમાં દેહને જીવ લડાવે બહુ લાડને,
પરતંત્ર એ છોડી જશે, જેમ પક્ષી છોડે ઝાડને. ૨

જે કાજ તું મિથ્યા મથે, ને સ્વાર્થને સમજે નહીં,
હોંકાર એ પુરશે નહીં, તું જાણજે, જમને તહીં. ૩
તને સ્વપ્નથી સમઝવીઓ, જે સ્વપ્ન આ સસાર છે,
પ્રત્યક્ષ તું સહુ પેખતો, પણ કયાં તને જ વિચાર છે. ૪
તું છેક છોરૂ ના થતો, તને બુદ્ધિના અધિકાર છે,
જગનાથ લેખાં પૂછશે, તુજ પૂછળ એના ચાર છે. ૫
કંઈ હૂકમસર તું ચાલશે, તો બંધનોએ નહીં પડે,
પણ કાયદા જો તોડશે, તો શૃંખલાએ એ જડે. ૫
જો બંધનેથી તું બ્હીએ, ને ભય ધરે જો દંડના,
તો નિયમ એના પાળજે, કરતો કદીએ બંડ ના. ૬
નથી કઠણ એના કાયદા, પણ માત્ર એના માન છે,
તું ચરણ શરણ થઈ જજે, એ દયાનો જ નિધાન છે. ૭
સમર્થ પાસે છે જવું, અધિકાર કંઈ તું આણજે,
છે દિલનો દરિયાવ એ, શરણે જઈ સુખ માણજે. ૯
એણે શરણ આપ્યાં શત્રુને, અધિરાજ એ નિર્દય નથી,
જો અંતરે આધો નથી, એ પૂર્ણ જે પરમારથી. ૧૦



## આવડાં શાં જોર

આવાં શાં જોરતારાં આવાં શાં જોર, કહે રે અહંકાર તારા આવાં શાં જોર. '
આદર વિનાયે તારા આવા શા શોર, દેખું નહીં ને તારા આવા શા દોર,
મનને મુકામ તેં તો અફુ કર્યાં, ગુણો બ્હો બ્હીને ત્યાંથી પાછા ફર્યાં.
બુદ્ધિની આણ તુ તો માને નહીં, તારી સત્તાઓ તેં તો માની તહીં,
કહાડું કહાડુંને તુ તો પાછો ફરે, કિયે રે ઉપાય તુ તે જડથી મરે.
જીવની સંગે શું તારે લખતો થયાં, બધાયો જીવ તારાં માને કહ્યાં,
બાધી રૂંધીને તેં તો દુઃખીઓ કર્યો, એમાં અરથ તારો શું રે સર્યો.
બુદ્ધિ એ જીવનાં જોયાં એ દુઃખ, તને દબાવવાની ધારી રે રૂખ,

બુજને દાંકીને એ તો ચોકી કરે, જે રખે એ ચોર હવે પાછો ફરે.
અખંડ પેરા તો એણે થાતા નથી, બદલ્યા તેં વેષ એ ઓળખતી નથી.
પલટીને રૂપ તેં તો બુદ્ધિ જીતી, એ રે હંકાર તેં તો અવધિ કીધી.
તારે સંગે રે એની બુદ્ધિ ગઈ, જોર ગયું ને એ તો ઝાંખી થઈ,
દુઃખીઆ રે જીવ બુદ્ધિ ઝાંખી થઈ, એની ખબરો રે એ તો ચિત્તને ગઈ.
ચિત રે જાગ્યાં જગ્યા ચેતન દીપ, કબજે લઈને તને મારી રે ટીપ,
ગુણને કહ્યું જે એની ચોકી કરો, અખંડ પેરા તે એની ઉપર ભરો.
કેદે પડયો રે તોય હેરાં કરે, લાંબા જીવન એનાં ક્યાંથી મરે,
ગુણે તે શાન્તિનાં સ્થાપ્યાં રે રાજ, જીવબુદ્ધિને જંપ આવ્યા રે આજ.
બુદ્ધિએ શાન્તિ શું બાંધી રે પ્રીત, આવ્યાં રે તેજ એની ભાગી રે ભીત.
શાન્તિ ને બુદ્ધિની જ્યોતો થઈ, એ જ્યોતિમાં જ્યોતિ સમાઈ ગઈ.



## સિંહ વનમાં

એક સિંહ વનમાં વશી રહ્યો રે, એ તો મૃગલાં શિયાળની સાથ,
સંગ એવા રંગ લાગીઆ રે, ભૂલ્યો જાતિ એ વનનો નાથ.
ઝાઝાં જનાવરે ઘેરીઓ રે, એ તો ભૂલ્યો પોતાનાં નૂર,
પરવશ પડયો એ તો પ્રાણીને રે, ભમે સાથે નજીક ને દૂર.
શિકારી શિકારને વશ થયો રે, એ તો ખાવાને લાગ્યો ખડ,
પશુઓ લાગ્યાં પછી તો પીડવા રે, દીન દુઃખી થયો એ ભડ.
કોઈ સદ્ગુરૂ સિંહ મળી ગયા રે, એણે જાણી પોતાની જાત,
પાસે તેડીને રૂપ ચેતવ્યાં રે, ભાઈ સાંભળ મારી વાત.
આપણ તો જાતના એક જ રે, આપણ રાજ, એ આપણાં ખાજ,
જાતભાત ભાઈ તું ભૂલી ગયો રે, આ તો ખોટો લીધો તેં સાજ.
રૂપ ઓળખ્યાં ને આપ સાંભર્યાં રે, ગઈ બ્હીક ને જાગ્યાં છે શૂર,
ત્રાડ પાડી પશુ નાશી ગયાં રે, આપ ઓળખ્યેથી વાધ્યાં છે નૂર.



## જગતમાં જગદીશ

જીવતું જગતમાં જગદીશ જો જે, થયા ઈશ માયા રૂપે એ તો મોજે
એના વિણુ ઉત્પત્તિ સ્થિતિ ક્યાંથી, સમાતું એમાં થયું જે જેમાંથી.
અચેતન ચેતન થાતું જેનાથી...જીવ તું૦ ટેક. ૧
જીવનમાં ભોગ ભોગવવા એવા, લખાવ્યા જે તે લખાવાય જેવા,
એમાં નહીં હારિને લેવા કે દેવા. જીવ તું૦ ૨
કર્મોનાં ફળ તો તું નજરે ધરે છે, શાસ્ત્રો પણ સાક્ષી એની પુરે છે,
રહેજે સાવધ તું શું શું કરે છે, જીવ તું૦ ૩
હૃદયમાં રામ રમે છે અમૂલો, પિંડે પિંડ એહજ એ નવ ભૂલો,
ભાસે જે અવર એ અનુભવ લૂલો. જીવ તું૦ ૪
સર્વમાં પ્રગટ પ્રભુ તો વસે છે, માયાનાં આવરણુ રાગે રસે છે,
લીલાઓ લેખી એ અંતર હસે છે. જીવ તું૦ ૫



## ન જાણ્યા સાર અસાર

જીવન ગાળ્યું મેં બાળાપણે, ન જાણ્યા સાર અસાર,
ઘડપણ આવી ઉભું રહ્યું, ત્યારે પડ્યા રે વિચાર.
દીઠો સ્વારથીઓ સંસારને, મન ભાગ્યું લગાર,
અભ્યાસ તો યે છૂટે નહીં, વળી વળી કરે રે લાચાર.
સુખ શોધ્યું ને દુઃખ આવતું, ત્યારે ચમક્યું રે ચિત્ત,
અજાણ્યાં કારણુ એ ઉકેલતાં, થાક્યું મન અજીત.
રહી થોડી વેળા ને ઘણું ગોતવું, પડી પેટમાં ફાળ,
તરશ લાગ્યે કૂવો ખોદવો, એ તો બુદ્ધિ રે બાળ.
અંતે બાળક જીવ શિવનો ક્યમ છોડ્યો રે જાય,
બાપ ગ્રહે નહીં બાળને, તો તો કાયદા ભુંસાય

જાગી દયા ને કળા પાંગરી, સંગે આવ્યો રે યોગ.
તાતે અધિકાર આપીઆ, ભાગ્યા ભવના રે રોગ,
અકથ આનંદ એ આગવા, નહીં સુખ દુઃખ યોગ,
અનુભવતાં નહીં આપદા, ગયા અજ્ઞાનના રોગ.



## જીવનમાં સાર

જીવ જીવનમાંહિ સાર શું, એ અંતરે જ વિચારજે,
ભવ બંધનોમાં નાંખતો, શિર તેં ઉપાડયો ભાર જે. ૧
કર્તવ્ય એને માનતો, પણ સમજ એ તુજ મોહ છે,
એ વંચના માયાતણી, ને નિજ સ્વરૂપનો દ્રોહ છે. ૨
એ બંધનો તુજને ગણે, જે માનતો તું માહરાં,
સુખ દુઃખ વિષે તું એકલો, એ ભોગવે નહીં તાહરાં. ૩
તું એકલો અહીં આવીઓ ને એકલાં જાવું ખરે,
એ દૂર રહેશે તાહરાં, કોઈ સાથ તારી ના ભરે. ૪
યમરાજ લેખાં પૂછશે, તું સાથ શું શું લાવીઓ,
ચતુરાઈ ત્યાં ચાલે નહીં, જો જહર-કોલ ન પાળીઓ. ૫
અહીં સ્વરૂપ જોવા આવીઓ, એ રખે તું ભૂલી જતો,
સાવધ થઈ જો શોધશે, તો અંતરે જ થશે છતો. ૬



## અસાધ્ય માયા રોગ

ક્યમ કરી સાધન સાધે જીવ, હરિ અસાધ્ય માયા રોગ,
શાથી વિષયે વીંટી લીધો, શાથી જાગ્યા ભોગ. ૧
આવડાં બંધન ન ધરે નટવર, એ તો છે તમ જોગ,
વિકૃત રૂપો શાથી થયાં એ, કોની લાગી ચોટ. ૨

પંચ વિષય ના પાશે પડીઓ, ક્યારે પાશો છૂટશે,
અમર આશા તારે બાંધ્યો, કેમ કરી એ ટૂટશે. ૩
કેવાં સુખને શોધે છે, ને કેવાં સુખથી રાચે,
અંધાર પછેડા શા એ પડીઆ, ખોલોને, જીવ જાચે. ૪
શું દેખું ને શું થ ઇશે એ અગમ્ય લીલા તારી,
અણઉકેલ્યાં આજ લગી એ, મતિ કયમ પ્હોંચે મારી. ૫
અવિદ્યા ભાને વિદ્યાજ્ઞાને, ભાસે જીવ શિવ ભેદો.
મમતા આવરણ અળગાં કરતાં, છૂટી ગઈ એ કેદો. ૬



## ગિરિરાજધરણ ઘો જ્ઞાન

ગિરિરાજધરણ ઘો જ્ઞાન મને, ગિરિરાજધરણ૦
પ્રભુ પ્રેમ કૃપામૃત પાન, મને ગિરિરાજધરણ૦ ટેક ૧
સંસારે સરીએ ને સુખ દુઃખ તરીએ, ઉર રહે તમ ધ્યાન,
તનધનમાં મન રચી પચી રહેતાં, તજીએ એ ઉર અજ્ઞાન ૨
કામક્રોધાદિ મારા મોટા, રહીએ એથી સાવધાન,
શત્રુ મિત્ર અમારે નવ હો, સૌમાં રહે વૃત્તિ સમાન ૩
અવિદ્યા વિદ્યા માયા છાયા, જીવ શિવનાં જ વિધાન,
વિધિએ વળીએ નિષેધો તજીએ, વિવેક તણાં ઘો દાન ૪
સંસૃતિઓ દેનારાં જે જે, એ સ્નેહનાં ભૂલવો ભાન,
મારૂં તારૂં ભ્રમણા ભાગે, ભાગે ઉરનાં અભિમાન. ૫
અખંડ હરિ આ વિશ્વે વિલસે, એહ કરાવો જ્ઞાન,
પ્રભુમય જીવન જીવી રહીએ, હો સુખ દુઃખ સર્વ સમાન ૬
સત ચિત આનંદ સભર ભરેલા, દરસાવો ભગવાન.
અંખડ શાન્તિ રહે જેમ અંતર, ઘો એ અધ્યાત્મ જ્ઞાન ૭
ગુરૂ ગોવિંદ અમારે આપજ, આપે મન રમમાન,
એ કરવાના આજ ઉપાયો, ભગવાન તમારાં ગાન. ૮



## જીવનના ઉદ્દેશ

જીવ જીવનના શા રે ઉદ્દેશ, એ તું આજ જાણી જ લે
કરી આત્માની ઉર ઓળખાણ, એની સંગ માણી જ લે. ૧
સંદેશા ઉર શ્યામના જે સંકેલો જ તમામ,
આજ કાલ તેડાં આવશે, જાવાને જ મુકામ. ૨
પરદેશે રે આ તો વિશ્રામ, સ્નેહ અહીં કરશો નહીં,
મન માયા તણી મોહ જાળમહીં તમે ફરશો નહીં. ૩
હલકારા એ આવશે ઘડી ખોટી નહીં થાય,
પળ વિપળનો વાયદો, એને નહીં જ કરાય. ૪
જીવ જાવું જો હોય નિજ દેશ, સંગ કાંઈ લેશો નહીં,
આ છોડી માયાના વેષ, અસંગ થઈ રહેશો સદા. ૫
આ દેશે જે આદર્યાં એ કદી પૂરાં નહીં થાય,
અધૂરી આશા એ જશે, તો ફેરા ફોગટ થાય. ૬
જીવ શોધી ખોધી લે શ્યામ, અમર અંશ મરવું નહીં,
જાય આજથી આપદા તમામ, અવર કાંઈ કરવું નહીં. ૭
આ ભવસિન્ધુ ડૂબતાં, તરણે ના જ તરાય,
તરણી કે તારા વિના, નિશ્ચે ડૂબી મરાય. ૮
તરણીને તારાના વિવેક, સદ્‌ગુરૂ શોધી જ દે,
તને પ્હોંચાડે તારે દેશ, એ શરણું શોધી જ લે. ૯
જે આપે અમર રહ્યા ને ન ડૂબ્યા માયામાંય
એવા સમરથ શોધીને, પકડી લેજે બ્હાંય. ૧૦
હરિ ને હરિનાં જન, વિશ્વાસ એમાં કરજો સદા,
જે આપે ડૂબે એવા હોય, સંગ એના કરશો નહીં. ૧૧
નિજ દેશોને નિરખવા, તત્પર રહેજ સદાય,
હલકારા આવે જદા, ઉમંગ અંતર થાય. ૧૨

એ વિમળ હરિને ધામ જવા શ્યામ સ્નેહે સ્મરો,
જે ધ્યાનો એ કાળ ફાળ જાય, નિર્ભય આપે ફરો. ૧૩



## વારે વારે વસવાટ

મારે વારે વારે ધામ ઠામ, હરિ, બદલવાં પડે,
એતે કોણે કરણીના લેખ કારણ એનાં ના રે જડે,
હરિ તારાને ફરવું શું હોય, બિરદ બ્હાનાં ઉરે ધરો,
આપો અચળ વસ્યાના ઠામ ઉપેક્ષા નારે કરો. ૧
હરિ આવાગમનનાં દુઃખ ઉપાધિ બહુ રે કરે,
જીવને રે ફર્યાની ટેવ, અનુતાપ નારે ધરે
એ લઈને લખાયા સંગ આનંદે ફરતો ફરે,
પુન્ય પાપનાં પોટલાં સાથ પ્હરાણે સ્હેતો ફરે ૨
એને નવનવા વેશે ઉમંગ, પાછળ પસ્તાવા રે કરે,
તોય વળી વળી વિસરી એ દુઃખ, નવાની ઇચ્છા કરે.
એમ વિચર્યો વારંવાર, હવે તો હદ રે થઈ,
જોઈ જ્યાં ત્યાં ઉપાધિ એજ ઉત્કંઠા શમી રે ગઈ ૩
હવે અચળ થવાને કાજ, હરિ તમને રે સ્મરે,
તમ વિણુ ત્રિભુવન નાથ, એ ભયને કોણુ રે હરે
દીનબંધુ આવે તારે દ્વાર, પાછું એ ના રે ફરે,
એવાં અચળ અનુપમ ધામ, હરિ મારાં મન રે સ્મરે ૪



## સદ્ગુરૂ સમજાવે શાનમાં

શાણાને સદ્ગુરૂ સમજાવે શાનમાં,માયાની મદિરા પીધી અજ્ઞાનમાં. શાણાને.
જાદુગરની જાળો જગ આ જાણુજો, ખેલણહારાની કરી લ્યો ઓળખાણુ જો

અધિષ્ઠાનમાં આ સૌ અદ્દભુત ભાસતું, દિવ્ય દ્રષ્ટિવિના ના તત્વ પ્રકાશતું.
એક સુવર્ણ તણા આ સૌ શણગાર જો, ધારે મોહ ન પામે સુવર્ણકાર જો,
નામ રૂપ એ મિથ્યા માયા ઘાટ જો, સત્ચિત્ આનંદે સમશે ઉચાટ જો.
જળમાં રે મુઠડીઓ મન ભરશો નહી, માયા જળ નહીં રહે મૂઠી જાશે વહી.
જગત અને જન્મો જુક્તિએ જાણુવા, દેહ દીધા છે પૂરણ બ્રહ્મ પ્રમાણુવા.
લેવાને આવ્યો છે લાભ અમૂલ તું, ભાન ભૂલ્યો એ ઉરની ભૂલ કબૂલ તું.
નિરમળ નયને નારાયણુ નિરખો ઉરે, એ બોધી ગુરૂ પૂરી પારાયણુ કરે.



## કયમ કરી પ્રસન્ન થાય

કયમ કરી પ્રસન્ન જ થાય, પ્રભુ તે કયમ કરી૦
જીવ જયમ ત્યમ જોવા જાય. પ્રભુ તે૦ ટેક ૧

એ હું હંકારની સાથ સિધાવે, કયાંથી દર્શન થાય,
છે રાજરાજેશ્વર પાસ જવુ ત્યાં એકાકી જ જવાય. ૨

રાજસભાની રીત જ જાણી, પછી ભલે તું જાય,
નજરાણાં કંઈ એ નવ માગે, ભક્તિ ભાવની ભેટ ધરાય. ૩

અકિંચન જો તું આપ હશે તો, સભર ભરે એ રાય,
અધિકારીને યોગ્ય જ આપે, જેના રાજ્યે ન્યાય. ૪

લોભ લાલચ જો કરીને જાતો, તારો ભાર જ જાય,
આપ્યું એ અનુગ્રહ માને તો, રાજી રમાપતિ થાય. ૫

ભક્ત ગયા ત્યમ જો તું જાતો, પ્રસન્ન પ્રભુ થઈ જાય.
સદ્દગુરૂ શોધી પૂછી જાજે, અફળ ફેરા નવ થાય.
પૂર્ણ પ્રેમ ધરી જો જાતો, પ્રગટ દીનબંધુ જણાય. ૬



એ સાચા શોધ્યા ક્યાં જડે, જે ચાલે જગની ચાલ.
આદેશ આપ્યા ઇશ્વરે, એ ભોગવતા ધરી વ્હાલ.
હીરા ધુળે ઢકાયા રે, પ્રગટ એ તો પડતા નથી. સાચાને૦ ૩
સત વ્રત જેણે આચર્યાં, એને સત વસ્તુ સ્હેલ.
જુઠાની જંજાળ ન રાખે, વસતા છૂપે મ્હેલ.
સતમાં જેહ સમાયા રે, એ જૂઠી દષ્ટે જડતા નથી. સાચાને૦ ૪
સાચે જૂઠ ને જૂઠે સાચ, મેં અદ્‌ભુત ભાળ્યાં એહ.
એહ જૂઠાં જે કરી બતાવે, સાચા સંતો તેહ.
સાચાને શાને શોધું રે, વરસ્યાં મેહ ગગડતા નથી. સાચાને૦ ૫



## હૈયાં રહ્યાં છે સૂનાં

હરિ, હૈયાં રહ્યાં છે સાવ સૂનાં રે શ્યામ, કોણ મને કૃષ્ણ ત્યાં બતાવે.
પ્રાણ પિંજર થયાં છે સાવ જૂનાં રે શ્યામ કોણ મને૦ ટેક ૧
સગાં સ્નેહી ન કોઈ સહાય આવે, પ્રિય પૈસાએ એ ન પરખાએ રે
મન મૃત્યુનો ભય રે સતાવે, કર્મ બંધન કોણ આ પતાવે રે. ૨
ભક્તિ કરતાં એ કોણ મને તાવે, રઘુનાથ વિના કોઈ ન બચાવે રે.
ક્રિયા સાધનથી કૃષ્ણ ઉર આવે, લહું આત્મ એજ કૃષ્ણને બતાવે રે. ૩



## તમારી કળાઓ ન્યારી

તમારી કળાઓ ન્યારી રે, જીવન, દીસે તમારી કળાઓ૦ ટેક.
જીવે જીવે જૂદી માયા, જીવે જીવે જૂદી કાયા, જીવે જીવે જૂદી જાયા રે.
જીવે જીવે જૂદા રંગો, જીવે જીવે જુદા સંગો, માંહે રમી વાળ્યા ખંગો રે.
સ્નેહપાશ કેવા બાંધ્યા, તૂટે નહીં એમ સાંધ્યા, સુખે દુઃખે જીવ રાંધ્યા રે.

ચિન્તા એની રાખી ખરી, ફળફુલે વાડી ભરી, ખામી નથી રાખી જરી રે.
સામગ્રીઓ સજ કરી, જીવની આગળ ધરી, છોડો એમ કહે તો વળી રે.
ક્યાંથી છૂટે જુઓ હરિ, વાસનાઓ એને વરી, છૂટે છોડો કૃપા કરી રે.
રમો તમે જીવ સંગે, દાખો દયા દેખે અંગે, રહો નહીં હરિ વ્યંગે રે.
તમે પ્રભુ ક્યાં રે પ્હોડયા, માયામાંહિ જીવ જોડયા, ક્યાં લગી એ જગે દોડયા રે.
તમે તો નિર્ગુણ હરિ, પ્રકૃતિ શું આવી વરી, એણે આવી લીલા કરી રે.
લહી લીલા વ્હાલે વહી, એને તમે દૂર નહીં, દ્રષ્ટિ દ્યો એ દિશે રહી રે.



## ખોળ્યા મેં દેહને દેશ

હરિ ખોળ્યા મેં દેહને દેશ રે, જોયતાં જડીઆ નથી. ૧
એ તે ક્યાંથી જડે જે વણવેષ રે, જોયતાં જડીઆં નથી. ટેક
જગે જે જે જોયું તે જોયું જૂઠું રે, એને જોનારૂં જૂઠું જણાય રે. ૨
હરિ ક્યાંથી શોધું ને ક્યારે મળે રે, જોતાં જોનાર આપ ના જણાય રે.
હરિ થાક્યાં હાર્યાં ને દેવા આશરા રે, તમે પ્રગટી ધર્યાં શું અવતાર રે. ૩
હરિ એ રે અવલંબને થોભીઆં રે, એની પાર ના નથી અધિકાર રે.
હરિ એ રે વિસામે વાસા રાખજો રે, રખે દેતા, જીવન, જાકાર રે. ૪
હરિ અવ્યક્ત દેખવા દોહ્યલાં રે, જીવનાતો વિશ્રામ સાકાર રે.
અપરોક્ષ અનુભવ જે કહ્યા રે, એનાં મૂળીઆં પરોક્ષે જણાય રે
એ આણો લગી જીવની ગતિ રે, એ આરપાર જોયતાં જણાય રે. ૫



## અનંત આશા

અનંત આશા ઉરમાં ભરી રે, જવું જીવોને ક્ષણમાં મરી રે,
અજાણ સુખ દુઃખ જશે સરી રે, દેહી જશે દેહ પરો કરી રે. ૧
ઘટમાળ એ નિત્ય વહ્યા કરે છે, તથાપિ જીવ ત્યાં પડદા ધરે છે.
રે વંચના આત્મ તણી કરે છે, ભવાટવીમાં પછીથી ફરે છે. ૨

સંકલ્પ જાળે જીવને જડીને, મમત્વના પાશ વડે મઢીને.
માને સુખો એ દુઃખમાં પડીને, ન છોડતા કર્મ કડી વડીને. ૩
મીઠાં ગણે એ દુઃખ પાન શાથી, જો કે ન આવે સુખ એ કશાથી,
પરતંત્ર જીવને સહુ આળ એ તો, આતાં વિધિની જ હશે સહેતો ? ૪
માયા મુઝાવે લહી કંઈ ન કહેતો, અસંગ આત્મા લહી મસ્ત રહેતો.
વિધિ દીધા વેશ ભલે ધરીને, સંસાર આવે જ ભલે ફરીને.
તથાપિ લ્યો નિશ્ચય આ કરીને, આ વેશમાં ઓળખીને હરિને. ૫



## ગાયા હરિ

જેણે જીવન ધરીને ગાયા ગાયા હરિ, એણે વ્યષ્ટિ સમષ્ટિ સુગંધે ભરી.
જેણે જીવન૦ ટેક

એને માયાની મોહ નથી નડતા જરી, એ તો જનની જઠર નથી પડતા ફરી.
એની સૃષ્ટિ આખી શ્યામરૂપે ભરી, એ તો એક અખંડ દેવ દેખે વરી.
એને વિષયો વિકાર નથી શકતા કરી, જેની વૃત્તિને વાસ એક વિલસે હરિ.
એને મારા તારાની નહીં ભ્રાન્તિ જરી, એણે દેહ ધરી એ પરકાજે ધરી.
એણે શત્રુ ને મિત્રની ઉપેક્ષા કરી, એનાં સમતામાં ચિત્ત સદા રહેતાં ઠરી.
એને માન અપમાન નવ લાગે જરી, એની દિવ્ય દૃષ્ટિઓ થઈ દૃશ્યથી પરી.
એનાં લક્ષ્મીએ મન નવ લોભે જરી, કેમ નાથ દુભે એ જેને પોતે વરી.
એનાં જીવન વહાવે હરિ હાથે ધરી, ધન્ય પાળ્યા એ કાલ તમે કરીઆ હરિ.
જેણે ગાયા હરિ એની પાસે હરિ, એને મૂકીને નાથ નથી જાતા જરી
એવા ભક્તોની ભવ બલિહારી ખરી, એ ભક્તો સ્મરીને ભવ જાવા તરી.
ભક્ત ભક્તિનાં ગાન હશે જેને જરી, એને થઈ છે કૃપાઓ હરિની રે ખરી,
ધન્ય એવા ભક્તોની જેણે પૂજા કરી, એના પામ્યા પ્રસાદ ઓણે પ્રીછ્યા હરિ.
ધન્ય ગાયા હરિ ને ગયા માયા તરી,ધન્ય અમર કીર્તિ તો એ ભક્તની ખરી.



## સંકલ્પો એ સંસાર

સંકલ્પો એ સંસાર, જીવને સંકલ્પો એ૦
એના પ્રીછી કરો પરિહાર, જીવને૦ ટેક ૧
સંકલ્પોએ શું શું સરતુ, એના કરો વિચાર,
અગમ્ય સંચિત એ બંધાતાં, ફળ કર્મો અનુસાર. ૨
સંકલ્પોએ શરીરો ધરવાં, અનુરાગો અનુસાર,
સંકલ્પોનાં ઊંડા મૂળ, વળી શાખાના વિસ્તાર. ૩
સંકલ્પોએ સુખ દુ:ખ જીવને, માનેલાં નિરધાર,
નિર્વિકલ્પ આત્માને, આ છે સંકલ્પે સંસાર. ૪
સંકલ્પોના મ્હોટા મ્હેલો, ચણીઆ સુંદર સાર,
પણ પાયામાં રેતી એ તો, ક્ષણમાં છે પડનાર. ૫
માટે મિથ્યા કરી સંકલ્પો, નવ વીંટો જીવ ભાર,
સત્ સંકલ્પો આત્માના કરી, ઉતરવું ભવ પાર. ૬
સંકલ્પો સરજાવ્યા સાચે, કરવા સ્વરૂપ વિચાર,
અનૃતમાં જઈને એ અડીઆ, ભૂલી સારાસાર. ૭
જીવ શિવના નિશ્ચયમાં વાળો, એ સંકલ્પે સાર,
એ સંકલ્પો તજી સ્વરૂપો, આત્મ રૂપે નિરધાર. ૮



## પરિયાણ થશે કેવાં

નવ જાણું પરિયાણ થશે કેવાં અનુમાન કરૂં કર્મ હોય જેવાં રે.
નવ જાણું. ટેક
દેહ લખીઆ રે લેખ ભોગવશે, જીવ અધ્યાસે એને જોગવશે રે.
તન તજતાં આ જીવ દુ:ખી થાશે, દૈવ તેડાં આવ્યાં ન પાછાં જાશે રે.
ભૂત ભૂતોની માંહિ સમાશે, હરી વાસના તો જીવ બીજે જાશે રે.

પ્રબળ ઇચ્છા તો ઈશ રૂપ થાવા, કર્યાં કર્મ ઉપર ચાલશે ન દાવા રે.
કૃત કર્મ ફળ જીવ નક્કી ભોગે, ધરે જન્મ કાં તો ભોગવે એ રોગે રે.
ભીષ્મ જેવાએ લાજ નથી લોપી, એણે કર્મની ગતિની રીત રોપી રે.
કરે વાસના તો જીવ કેમ છૂટે, અવિનાશ એ પ્રબંધ કેમ ટૂટે રે.
નકી આત્માના એહ રે વિલાસો, રહીને અલિપ્ત એ જુવે તમાશો રે.
મારા એકકાં અનંત એ વિલાસો, તત્ત્વ એક નથી ભિન્ન એ તપાસો રે.
કોનાં કોનાં રે દુઃખ એમ ધરીએ, પ્રભુ ભક્તિએ મોહને ઉતરીએ રે.
અનુસ્યૂત એ તો સર્વમાં રહે છે, આપે આપ જીવ ભાવને વહે છે રે.
સુખ દુઃખ એ તો માયા આભાસો, જેવો જળમાં બુદ્બુદનો તમાશો રે.
દ્રષ્ય દ્રષ્ટા ને દ્રવ્ય ના નિરાળાં, અખંડિત એ તો એક રહેવાવાળાં રે.
સચરાચરે એ નીર રે ભર્યાં છે, એમાં ડુબનાર એને તર્યાં છે રે.
રખે ભ્રાન્તિ કરો રે જીવ મારા, તમે બ્રહ્મમાં જરૂર સમાનારા રે.
જગ જીવ બ્રહ્મ એક રૂપ જાણો, હરિ ખેલવે એ ખેલ તમે માણો રે.
એણે રમવાને કાજ બાજી માંડી, એ તો રમતોની રીત કરે ગાંડી રે.
એને રીઝવો તો રમતે જીતાડે, ખેલણહાર એ ધાર્યા પોબાર પાડે રે.
કદી હારીએ રે તોય શોક શાના, હરિ સાથે છે ખેલ ખેલનારા રે.
માટે મૃત્યુના ભય પરહરીએ, પરિબ્રહ્મમાં સદાય પરવરીએ રે.



## આવડા શા તારા ઉપાડા ?

અસૂયા આવડા શા તારા ઉપાડા, કરે તું આપ અન્યાયી ઉનાડા,
દૂષેએ શું વળતા તુજ દહાડા, પ્રતાપો ઘટશે નહીં જેના ધાડા,
પછી તું માર ભલેને પછાડા અસૂયા૦ ૧
કોઈની કીર્તિ ન તુંથી ખમાતી, કહે તું એમાં શું રે કમાતી,
રોષે શું રાતી પાઈ પમાતી ? અસૂયા૦ ૨
ગુણોને દોષ રૂપે તું જોતી, પરાયાં પાપ પગાણે ધોતી,
શાન્તિ તું હાથે કરીને ખોતી. અસૂયા૦ ૩

વિવેકી તુજને વરીને ચુકયા, બુદ્ધિના બોધ આઘા એણે મૂકયા,
પાણીદાર તુજ નીસાસે ન સુકયા, અસુયા૦ ૪
જ્ઞાનીનાં જ્ઞાન ક્ષણે ખોવરાવે, એને પણ આવરણ તુ પહેરાવે,
ડાહ્યાનાં ડહાપણ તુ વેરાવે, અસુયા૦ ૫
તારે બળાપે ન કોનું બગડતું, સમજદાર તુંથી ન કોઈ ઝઘડતુ,
તથાપિ મુકે ન એના સગડ તું. અસુયા૦ ૬
અલિ તું આપે આપ પ્રજાળે, વૃથા ઉર હાથે કરીને ઉકાળે,
ભોગવવું જેનું લખ્યું જે કપાળે અસુયા૦ ૭
અસુયા અશાંતિ સદા તુજ ભાસે, મલીન મન માંહિ ભલે તું મ્હાલે,
ચતુરાઈ તારી જગે નહીં ચાલે. અસુયા૦ ૮
પ્રસાદો પ્રભુની કૃપાએ મળતા, વિવેકી અન્ય દીશાએ ન વળતા,
કીર્તિ ને લીલા પ્રભુની કળતા. અસુયા૦ ૯



## જગત કારભાર

પ્રભુ ભાગ્યે બંધાયા આ પ્રેમ, જગતમાં જીવને રે,
કે શું ન્હેવા જગત કારભાર, કર્તવ્ય એ શિવને રે. ૧
હરિ આંખો છતાં એ જીવ, અંધ તે શાથી રહ્યો,
એવી કેવી લાલચની મ્હાય, સ્વરૂપ એ ભૂલી ગયો. ૨
એના મોટા મોહન અધિકાર, અમીના અહારના રે,
થઈ વારૂણીએ શાથી આ પ્રીત, બેહાલીના પારના રે. ૩
શ્યામ સ્નેહી સંબંધિ એને મારે ચપાટો જાગવા રે,
દુઃખ રૂપી દવા દીનાનાથ, આપી ભૂલ ભાગવા રે. ૪
તોય વ્યસનો વ્યવહારનાં એ, કાં કંપી નથી છોડતો રે,
આવા ખાતાં સંસારના માર, મોહ નથી મોડતો રે. ૫
અરે સ્વારથીઆ વિષયો સંગ, ભાન એ ભુલીઓ રે.
અરે બાળક સમાન બળવાન, દૂલાવ્યો દૂલીઓ રે, ૬

એને સાચા સખાઓ સંત, ઘડી ઘડી રોકતા રે.
આવા વિષમ વ્યસનથી દૂર થવાને ટોકતા રે. ૭
પણ પરવશ પડયો એ પિંડ, નિશાના જોરથી રે,
કે કર્મે થયો શું કિરતાર, સચિતના દોરથી રે. ૮
હરિ આ રે દશાના દોષ, કોને કોને શિરે હશે,
એને કયારે રે આવશે જ્ઞાન, કયારે એ સ્વસ્થ રે થશે. ૯
એને ઉગારવાના ઉપાય, હરિ આપ હાથમાં રે,
એને જાણીને દીન દીનાનાથ, રાખો હવે સાથમાં રે. ૧૦
આ મંમાયા નારે વિલાસ, પ્રભુ એમાં પોતે રમો,
લેવાયા લીલાએ જે વેશ. તે તો પ્રભુ પોતે ખમો. ૧૧
એ લીલામાં આ રે આલાપ, હરિ દોષ દેશો નહીં,
છે આપે એ આપના અંશ, જૂદા એને લેખશો નહીં. ૧૨
જીવ ભાવો જુનાઈને જોર, આપ ઉર વ્હેતા હશો,
હરિ લેવાને આ રે આનંદ, દ્વૈતભાવ વ્હેતા હશો. ૧૩



## સાધન સાધ્ય

સાધન સાધ્ય શું છો રે શામળીઆ, કહો કહો શાં શાં એ સાધીએ રે,
તન મન ત્રિકમ વશ નવ દેખું, શી રીતે તમને આરાધીએ રે. ૧
જૂદા સંસારે શાં સાધન સાચાં, જૂદે મને સાચાં કયાં મળે રે,
સાધને મોહ્યા જે જીવ અમારા, સાધનથી જુદા ના કળે રે. ૨
સાધન સાધ્ય અભિન્ન જણાતાં, સાધન આપ સ્વરૂપ છે રે,
સંત શાસ્ત્રો એના ભેદને જાણે, પરમ પદે તદ્રૂપ જે રે. ૩
અત મને અલબેલા સ્વીકારી, રાખ્યો જે સાધન આપીઆં રે,
એક એ સાધન સત્ય મારે મન, અનન્ય ભક્તિનાં માપ માપીઆં રે. ૪

અખંડ એ ભક્તિ રહો મારે ઉરે, સહેજે શામળીઓ ભેટીઆ રે,
સાધન સર્વ કર્યાં મેં તો માન્યાં, ભેદ ભાવોને સમેટીઆ રે. ૫



## માનવ તો માના દાસ

માનવ તો માના દાસ, માધવ, માનવ તો માના૦
રહો છો તેથી શું જ ઉદાસ, માધવ૦ ટેક૦ ૧
માથી જન્મ્યા, માએ પાળ્યા, એ મામાં છેજ નિવાસ
માએ ક્રાંતિ, માએ શાંતિ, મામાં રહે મન ઉલ્લાસ. ૨
એ માથી કયમ ન્યારા રહે એ, થઇને રહેતા દાસ,
એ માએ તમ તત્વ બતાવ્યાં, જે ઉરમાંહે વાસ,
એ મામાં પ્રભુ અભિન્ન ભાળી, ભજતા મા–માધવદાસ. ૩



## જન આ જગત જુવે

જન આ જગત જુવે ને, સંત જુવે જગના ધણી રે,
નશ્વર માયા ને માયિક સમજાવે એ ભણી રે. ટેક. ૧
પળ પળ વેશો પાલટે એ સાચું કયમ હોય,
આજ દશે એ કાલ ના. વસ્તુ વિનાશી સોય. ૨
એને જોનારો એ સાક્ષી છે સાચો સદા રે,
વિનાશી દ્રશ્યોથી એ લેપાતો જ નહીં કદા રે. ૩
અમર આધારો આપીઆ, જે મૃતક જીવતાં હોય,
ધન એ વિદ્યાના ધણી, જોવા જીવને સોય. ૪
ખેલે ખેલણહારો જુક્તિથી જુદો રહી રે,
અન્વય એથી રાખી અધ્યારોપ જુવો સહી રે. ૫

આ અદ્ભુત રચના એહની, જીવ જ્યાં સ્થંભી જાય,
એ પરા પાર દ્રષ્ટિ નહીં, ત્યાં જીવ ચાકી જાય. ૬
એટલી અવધે ત્યાં અવિનાશી આપે આપ છે રે,
હક નહીં કુબવે એ તો જીવના ન્યારી બાપ છે રે. ૭
બાળ રૂપે જગ નિરખતાં, નહી અંતર અનુરાગ,
રાગ જતાં સંસારના, દે માયા યે માગ. ૮
સંતો એ શીખવે જે જગમાં જો જગના ધણી રે,
શાન્તિ ભેદીને તું જોજે આ ભવના ભણી રે. ૯



## જીવ આવ્યો જોવા જગ ગામો

ફરી પ્રીતમને સો સો પ્રણામો, જીવ આવ્યો જોવા જગ ગામો રે,
અહીં આવી છે આંખે અંધારી, મન મોહનની માયા ઉતારી રે. ૧
ઉરે વસતાની યાદો વિસારી, મૃગજળમાં માયાઓ પસારી રે,
ક્રુર કર્મોના બંધન બાંધ્યાં, એને સ્નેહ સાંકળ વડે સાંધ્યા રે. ૨
સહ્યાં દુઃખ સહુ જુદાં જણાયાં, ઉરે ઈચ્છ્યાં એ સુખ ના લણાયાં રે,
સુખ સારૂ સખાને સંભાર્યા, જેણે પ્રીતિના ધર્મ ના વિસાર્યા રે, ૩
તારી ખબરો રાખીતી જેણે પૂરી, એની ભુલ્યો તું માયા મધુરી રે,
જીવ રાજહંસ કાગે ન રીઝ્યો, જગ બગના સંગોએ એ સીઝયો રે.
પસ્તાઈ કરે પ્રિયને પ્રણામો, શ્યામ રાખો તમ શરણે વિસામો રે. ૪



## મન–મંત્રણા

મથુરાંપતિ મુખ શું કહું મન મંત્રણા જાણો તમે,
કંઈ કંઈ વિકલ્પો ઉઠતા, કરૂણા કરો તો એ સમે. ૧
મન! મોહ માયા નવ તજે, અવિનાશ ઉરથી નવ ભજે,
જીવ શિવથી પડદા સજે, ત્રિભુવનપતિ તુ ક્યમ તજે. ૨

પરિશુદ્ધ વસ્ત્રો પ્રેમના, પરિધાન પ્રીતે છે કર્યાં,
અવગુણ ન જોશો આશનાં અમ અંતરો હરિ છે ભર્યાં. ૩
પ્રભુ પ્રતિજ્ઞાઓ આપની, જે શરણુ આપો સામળા,
સાધન વિના સંતોષતા, નથી નાથને મન આંગળા. ૪
જગજીવન તમને ઝંખતાં, કંઈ વખત તો વીતી ગયા,
સંસાર સ્નેહો છૂટીઆ ને પ્રેમ તમ ચરણે થયા. ૫

વિભુ વ્યસન પડીયું સ્મરણનું, ને વિલાસો વિસરી ગયાં,
સામળ તમારા સ્નેહથી, નિઃશેષ સૌ નિસરી ગયાં. ૬
જગજીવન જ્યાં લગી રાખીએ, ત્યાં લગી તાર ન તોડશો,
પરિયાણુ થાતાં પ્રાણનાં, પરિશુદ્ધ-પદમાં જોડશો. ૭

અધિકાર વિણુ આશા ધરૂં, છે બિરદ મારા બાપનાં,
કંઈ કંઈ કૃપાઓ છે કરી, દર્શન મને એ આપનાં. ૮
લવ લેશ શંકા છે નહીં, જે શ્યામ મુખ સંતાડશે,
વિશ્વાસ વ્હાલા આપના, જે જીવને જ જીતાડશે. ૯

વિભુ વિલાસો આ વ્હાલના, એ આપથી છાના નથી,
તોય તમારા એ તંત્રને, જોવા મહાન રહ્યા મથી. ૧૦
અલ્પજ્ઞ હું ક્યમ ઓળખું; જે ઋષિ હૃદય શોધી રહ્યા,
પણ પ્રેમ પરવશ આપ છો, એ જાણી જીવ રીઝી રહ્યા. ૧૧

ઇશ આટલું બસ અમારે, પરિપૂર્ણ પ્રેમ નિભાવજો,
મહિમા વધારો આપના, તો આપમાં જ સમાવજો. ૧૨
નહીંતર તમારા નામના, મંત્રો જ મોંઘા આપજો,
અધિકાર એ અમ જીવના, આદિ અનાદિ બાપ છો. ૧૩

પ્રભુ બાળ કોડો પુરવા, એ તો તમારા ધર્મ છે,
છે અભય બાંળક આપનાં, વિશ્વાસ એને પર્મ છે. ૧૪
પ્રભુ આપીયું ને આપશો, પણ જીવ ભાવ જતા નથી,
જગજીવન જીવને જાણતા, જૂદાઇ એ જોતા નથી. ૧૫

અંતે કહું હરિ એટલું, જે બાળ-બળ જોશો નહીં,
સર્વજ્ઞ સ્વામી સર્વનાં પાળકપણું ખોશો નહી. ૧૬
અજ્ઞાન કાપી ઉરનાં, અપરોક્ષ દર્શન આપજો,
અવિચળ તમારા તત્વનાં, રૂપો હૃદયમાં સ્થાપજો. ૧૭



## પિંડે પેઠા છે પાકા ચોર

પ્રભુ! પિંડે પેઠા છે પાકા ચોર, એને જાણે કો જીવ જે ચકોર,
વાસના ભરેલ કાંઈ વિષયો પોષ્યા છે, વૃત્તિને વાસ વડા ચોર. ૧
શીલ સંતોષ ને સત્ય સહાયક, દાણા છાંટીને પાડના ઘોર,
શાન્તિ, પ્રીતિ ને ભક્તિ દયા એ, ગઈ છે દબાઈ એને દોર. ૨
સાચા ભંડાર તો ભીતર ભર્યાં છે, જડીયા નથીરે કર્યે જોર,
જાણે છે જીવ પણ હીરો ગયાં છે, સહાયક નથી કોઈ ઠોર. ૩
નિર્બળ જોઈ એને નિર્ધા ખાવાનાં, ચોરો છે જાતે ચકોર,
પરવશ પડયો જીવ વેઠે વિટંબણા, ચાલે છે ચોરની દોર. ૪
શોષી સંતાપી એને કરીઓ બેહાલ જેમ ખાટકીને ઘેર હોય ઢોર,
માથે ભમ્યાં મોત દેખ્યાં રે, ત્યારે, કરીઆ સહાયકને શોર. ૫
પડદાની પેલીમેર પાકાં રખવાળાં, ચિત્તનાં તો જોર છે ઓર,
જીવનાં એ દુ:ખ જોઈ જાગ્યા જમાદાર, ચોરોનાં ભાગ્યાં છે જોર. ૬
નામોનાં નીર છાંડી સહાયક ઊઘડીઆ, મુકયા ચોરોએ એ ઠોર
શાન્તિભક્તિએ અમી સીંચીઆં રે, ત્યારે દીઠા તે નંદકિશોર. ૭
જીવે અભિમાન ત્યાગીઅનિ કાંઈ, ભક્તિને સોંપી સૌ દોર,
ભક્તિએ વિદ્યા આવી અમોલ ને, આવ્યાં છે જ્ઞાન કાંઈ ઓર. ૮
સ્વપ્નું થયુ રે આતો સાચે સંસારનું, જૂઠા રે જીવ જૂઠા ચોર,
આત્મ ભંડાર તો છે રે અનામત, આનંદ રૂપ આપ ઓર. ૯



## કાયા નગરીએ કાગળ

કાયારે નગરીએ કાગળ આવીઆ, ગવા જીવને રે મ્હેલ.
ચેતી લેજો રે તમે ચિત્તમાં, આવે કાળની વ્હેલ કાયા નગરીએ૦ ટેક.
પ્હેલો સદેશો મોતે મોકલ્યો, કરી ઉજ્વળ કેશ,
મમતા મુકો મંહિ મહેમાન છો, કાલે જાવું રે દેશ. ૨
બીજો રે સંદેશો મોતે મોકલ્યો, પડ્યા દસ વીસ દાંત,
રાગ છોડો રે વિષય ભોગના, છોડો ખાવાની ખાંત. ૩
ત્રીજે રે સંદેશે આંખો ધુંધળી, ધાર્યાં કાંઈ નવ થાય,
હવે તો જવાની વેળા જાગજો, હરિ હજી યે ગવાય. ૪
કંઈ કંઇ સંદેશા કાળે મોકલ્યા, જીવ ચેત્યા ન ચિત,
નજરે જુવે ને નવ જાણતા. અંતે દેહ અનિત્ય. ૫
છેલ્લા સંદેશા આવ્યા રોગના, હવે તત્પર થાવ,
વાંસે રે આવે છે વ્હેલો ગાજતી, અંત ઘડી એતો ગાવ. ૬
ઝાઝા રે જનમની જીવને પ્રીતડી, આ સંસારની સાથ,
ઘડીમાં તોડી રે એ તે કયમ ટૂટે, ભરી છૂટે ન બાથ. ૭
પ્હેલે રે સંદેશે જીવ જો ચેતતે, ગાતે સ્નેહે ગોપાળ,
તો તો અમર, કાળે નવ મરે, આપે ત્રિભુવનપાળ. ૯



## મહિમા જાણે સંત

નિર્ગુણ પ્રભુના નામના, મહિમા જાણે સંત,
હું શું જાણું યદુપતિ, જેના ગુણ અનંત. ૧
પારસના ગુણ જાણીએ, જે સ્પર્શે સોના થાય,
નિર્ગુણ તારા નામથી, માયાનાં મૂળ જાય. ૨
જે જે માહાત્મ્યો જાણીઆં, ઓછાં એહ જરૂર,
અધુરાં શું પુરાં કરો, આપ થવા ભરપૂર. ૩

અજાણુ નામો આપતાં, ઉર ગ્રાનો અણમૂલ,
એનાં માપો માપવાં, એ માનવની ભૂલ. ૪
જગમાં નામો જાણતાં, અદીઠ રહેતાં રૂપ,
પ્રભુનાં નામો જાપતાં, પ્રત્યક્ષ આપ અનુપ. ૫
ઉર જાણ્યાં જીભો જપે, પણ છે અચરજ આય,
જીભ જપે ઉર આંધળાં નામે જોતાં થાય. ૬
નિર્મળ હરિના નામના, મહિમા ના જ લખાય,
મન બુદ્ધિની પાર એ, જીવ ત્યાં થાકી જાય. ૭
પ્રભુ સર્વે સંકેલજો, મા સંકેલો નામ,
નામ વિના કયમ પામીએ, નાથ તમારાં ધામ. ૮
મેં તો મનમાં માણીઆં, નામ તમારાં રૂપ,
અરૂપ નામે ના રહ્યા, ચિદ્ ઘન ચિત્ત ચિદ્રૂપ. ૯



## એષણા ત્રણે

એષણા ત્રણે સુંદર શ્યામ, મનને મુઝવી રહે ઘનશ્યામ.
લેતાં અટકાવે તવ નામ, મનને મુંઝવી૦ ટેક ૧
પૈસે પ્રીત ન છૂટે કદીએ, લાભ ન થાય લીલામ.
ખરચ્યેથી હૈયાં ખટકે છે, રાખ્યા ન રહે દામ. ૨
તૃષ્ણા એની ન ટૂટે ત્રિકમ, ભલે ભર્યાં હોય ધામ.
મેળવતાં દુઃખ વાવરતાં દુઃખ, સંઘરતાં દુઃખ શ્યામ. ૩
એના રાગ નથી જ તજાતા, નવ દે લેવા આરામ.
સંતતિનાં સુખ દુઃખને દેખી, મન નથી રહેતાં ઠામ. ૪
સારાં ખોટાં ઊડે તદપિ. મન નવ મૂકે મામ.
સુખે સુખીઆં દુઃખે દુઃખીઆં, સ્વતંત્ર નહી મન નામ ૫
સરજાવ્યાની શું એ શિક્ષા, સાથે સુખ દુઃખ પામ.
એનાથી વળી વિકટ વધારે, હું પદની હરિ હામ. ૬

હુંપદથી સૌ હેતુ ભાસે, છે દુષ્કર દોર દમામ.
હુંપદથી નવ હારે હૈયાં, જડીઆં ચિતને ચામ. ૭
એ ત્રણેથી હાર્યાં હરજી, પજવે એ કાં આમ.
એ અભિમાનો અળગાં કરવા, ચિન્તા દિનને જામ. ૮
અહંકારો શું અમર એના, જાશે જીવન આમ.
આપ સ્મરણથી એ અટકાવે, જણવે જોર શું આમ. ૯
એમાં રાગો આપી રસીઆ, છટકો છો શું કામ.
સમજાવો છો છોડી આવો, શરણે એ સ્નેહ તમામ. ૧૦
એ હૈયામાં હોય હરિ ત્યાં, તમને શા આરામ.
જેહ હૃદયમાં બીજા રાગો, ત્યાં નવ રહેતા રામ. ૧૧
સ્હેલાં નામ એ લેતાં સામળ, સરશે એહ તમામ.
રામ હૃદયમાં રાખું રાગે, છોડી જાશે કામ.
તમને ભજતાં એ સૌ ભાગે, નામબળે, ઘનશ્યામ! ૧૨



## વિત્યે દિવસ ને રાત

જગમાં જીવન, જીવ, વિતતાં, વિત્યે દિવસ ને રાત,
જે રે જોવા અહીં આવીઓ,જોઈ નહીં રે એ જાત. જગમાં૦ ટેક ૧
અમર સુખો સારૂ આવીઓ, અહીં ભૂલ્યો એ વાત.
પડછાયે પ્રીત પાકી કરી, ઊડી ગઈ જાતાં રાત. ૨
મન મૃગલો દોડી રહ્યો, ભૂલ્યો પોતાની જાત,
વાસના વાસે ન્હાસે અતિ, ખરે લાગી ન ખ્યાત. ૩
કસ્તુરી ડૂંખે ભરી નરી, જોઈ નહીં એણે જાત,
ઓળખી લે જીવ અંતરે, બીજે નથી તારી નાત. ૪
અસુરૂં થયે થશે આપદા, જાગી જા, ગઈ રાત,
ઉદય થશે આત્મ જ્ઞાનનો, સાક્ષી આપ સાક્ષાત. ૫



## પડ ઉપર પડ

પડ ઉપર પડને ધારી, દીધી જીવન જ્યોતિ ભારી.
એ આવરણ નાંખી ઉતારી, જળતી રાખી ધ્યો ચિનગારી. ૧

જ્યોત જતાં અંતર અંધારાં, જીવ બુદ્ધિ જ સ્વીકારી.
વિવેક વિલાતાં વિષયો વિફર્યા, વધી ગઈ મારીતારી. ૨

વિષયો ઘેરી વૃત્તિ નિસરી, બ્હાર થવા સુખીઆરી.
મોઘ ચઈને ભવમાં ભટકી, તો ય રહી દુઃખીઆરી. ૩

અમૃત સુખની એ અધિકારી, રૂચી ન વાતો ન્યારી.
અંધારે અથડાતાં એને, થઈ ગઈ દુનિયાં ખારી. ૪

પસ્તાવે એ પાછી વળતાં, અંતર જ્યોતિ જારી.
ચિનગારી એ ચેતન-દીપો, કરવા કરી તૈયારી. ૫

વિવેક વાયુ વાયા એવો, જળી ઊઠી જ્યોતિ ભારી.
જ્ઞાન દીપક ભીતરનાં પ્રગટ્યે, ન રહી આપે ન્યારી. ૬



## મૃગજળને નીરે

મૃગજળનાં નીરે રે, મૃગલું મન દોડી રહ્યું,
દોડી દોડીને થાક્યું રે, તો યે એ તો તરસ્યું રહ્યું.
ભૂખે ને તરશે ભટકે વનમાં, શોધે સુખરૂપ નીર ૧

અમૃત આહાર કે નિર્મળ નીરે, ન મળ્યાં સૂકયાં શરીર
ત્રણ તાપેથી તો દાઝયું રે, દુ:ખી એ તો દીન રે થયું. મૃગજળનાં૦ ૨

માન સરોવર પાસ હતાં ને, નામના અમૃત આહાર
એરે મારગ એ ના રે વળ્યું, વળ્યું અરણ્ય મોઝાર.
વિષયોના વનમાં વેગે રે, અજાણ્યે એ તો ઘુમી રહ્યું. મૃગજળનાં૦ ૩

કોઈ સંત દયાળુ દોરી લાવ્યા, મૂક્યું માનસ તીર,
આપીને અમર નામે પાયાં, સ્મરણ શીતળ નીર,
સત સંગે શોધ્યો લાગી રે, તૃપ્તિએ એ તો અમર થયું. મૃગજળનાં૦ ૪



## માનવ મન

માનવ મન, મોહન, મેલાં રે, હદયે તો રંગો ચડતા નથી,
અભિમાનો આવરણ આડાં રે, પ્રીતિના પડળા પડતા નથી.
મલીન મને કાંઇ ચાચણ માંકણ રૂપી અવિદ્યા ઘોર
વાધતાં એને વાર નહીં ને, ચાલાકી જાણે ચોર.
સાધનથી શુદ્ધ ન થાતાં રે, ચીકાશે એ તો સડતાં નથી. માનવ૦
જ્ઞાનાગ્નિ ગુંગળાઈ ગયા ને, પડતા નથી જ પ્રકાશ
પામર મન પાડેથી રમતું, છૂટે નહીં અધ્યાસ
સદ્‌વિદ્યા ત્યાં ના સમતી રે, મેલે મોહન જડતા નથી. માનવ૦
રાગ દ્વેષે જે વૃત્તિ રમે એ, ન રમે રામની મ્હાંય
અજ્ઞાને અવિદ્યાથી રમે, વળી મોજે માને ત્યાંય
મન માને હું છું જ્ઞાની રે, અવિનાશી એને અડતા નથી. માનવ૦
આ અવિદ્યા જાળો અટપટી, નવ તોડી તૂટે, શ્યામ,
મન મેલો મૂકે નહીં, નવ આવે જ્ઞાનો કામ
હરિ રંગે અંતર રંગે રે, તો સો મેલો ચડતા નથી. માનવ૦



## પાણી ને પૂર

પાણી ને પુર જાય જીવન ઉતાવળાં, પેખી પરિણામ પછી થાવું રે આકળાં
કરીઆં પ્રપંચ પાપ પાયેથી પાંગળાં, દેવા હીસાબ મન થાતાં બેબાકળાં

દેહ ગૃહો તારાં નથી, જાણી લે જીવ આજ,
એણે શાં સુખ આપીઆં, એહ લહી તું લાજ.
પર ઘર રહીને ઝટ કામજ આટોપવાં, વસ્તુ વ્હોરીને વ્હેલાં પાથર્યાં સમેટવાં

ભાડાંનાં પણ છે ભર્યાં, લઇ લે લક્ષ્મી હાથ,
ખાલી હાથે જો જશે, તો લેખાં લેશે નાથ.
આવ્યો લેવાને ધન ધૂળ જો લઇ જશે,ગાફલ રહે તો તારા હાલ પછી શું થશે!

કંઇ કંઇ કચરા કહાડ તો સૂઝે વસ્તુ અમૂલ.
ધન ધૂળે ઢંકાયલાં, શોધે નહીં એ ભૂલ.
કર્મ કચરાના જીવ જુના ઢગલા ન વાળીઆ,પેઠેલ પાપ ચોર ખાતે ન ખાળીઆ

વિષય ચોર ચોરે નહીં, એ ચેતીને ચાલ,
જે લેવા અહીં આવીઓ, એ લઇને તું મ્હાલ્ય.
કરીને વેપાર નાથ નામનો અમૂલ તું, ભરી લે ભંડાર ભેટ કરવા અતુલ તું

રામ રત્ન હૃદયે ધરી, જાવું શ્યામ સમીપ,
જીવ જ્યોતિમાં જઈ જળો, જે છે ચેતન દીપ.
જાવું રહેવું રે એ તો જીવની વિડંબના,ઓળખતાં શિવ જીવ જાશે રે ઝંખના.



## તારી અનંત કૃપાઓ

કૃપાકર તારી અનંત કૃપાઓ, દેખી હૃદય દ્રવી જાતું,
બાપ હું બદલા દેઇ પેર વાળું, થોડે થાકી જવાતું. ૧
પૂર્ણ કામીને શું હું સમર્પું, એહ નથી સમજાતું,
કઇ કરણીની આવી કૃપા એ, કારણ કંઈ ન કળાતું. ૨
આપ કૃપાની તોલે આવે, એવું ન કંઈજ ભળાતું,
ઉપકારો ઉચરીએ કર્યા પ્રભુ, નાથ નથીજ મળાતું. ૩
ઉર ઇચ્છા પુરો છો મોહન, હૃદય રહ્યા એમ ચાતું,
પરસ્પર તારો કોણુ જ સાધે, વ્યાપક છો સમજાતું. ૪

આજે ઉર ચિન્તા અવસરની, જ્યાં નવ ચાલે જ્ઞાને.
નિશ્ચય નહીં નરસૈંયા સરખા, સુઝતું ખાલી ખજાને. ૩
તદપિ તુજ સામર્થ્ય પિછાનું, નિભાવે તું નિજનાને.
ઓઢાડું તુજને ઉપાધિ, ઉર ઉકળે એ ભાને. ૪
ક્યાં લગી તુજને પજવું પ્રિયતમ, માયાને તોફાને.
ચિન્તા કરૂં ત્યાં ચોકી ઉઠે તું, ગડીઓ ગોઠવવાને. ૫
અદૃષ્ટો અડધેથી વાળે, વિધિએ તું રૂપ છાને.
પાન ન હાલે પરવશ જીવથી, તદપિ મન નવ માને. ૬
મમત્વ અમને મુંઝવી રહ્યાં છે, વેરી રહ્યાં અજ્ઞાને.
વૃથા વિડંબન કરે કન્હૈયા, વૃત્તિ આ વ્યવધાને.
માટે તુજને કહેવું પડે છે, અખંડ સ્મૃતિ દે દાને. ૭



## માનવ કામના

મનમોહન માનવના માગ્યા આપતાં, માયાવી મન માગે જગ સહચાર જો;
તે માટે તત્વોના જ્ઞાનન આપિયાં, ફરી ફરી લેવા અવનીએ અવતાર જો.
યુગયુગ જગ ચાલે એ ઇચ્છા આપની, અંશી જીવ કયમ નવ જાણે નિરધાર જો,
તે માટે દુઃખમાંયે સુખો માનતા, મુક્ત થવા નવ કરતા મન વિચાર જો.
પાપ અને તાપો પોતાને નવ અડે, એમ અસંગ રહ્યાની જાણો રીત જો,
ચિદ્ શક્તિ માયા વશ રહેતી આપને, માનવને વશ વર્તાવે જે નિત્ય જો.
અદ્ભુત આ અખિલેશ્વર બાજી આપની, આશાએથી આવા જીવ ના જાય જો,
આપ સમા થાતાં આ સૃષ્ટિ કયમ નભે, માટે માનવ માયાઓને સ્હાય જો.
નિત્ય નવા સૃજવા શક્તિ માયામહીં, પણ એ શક્તિ પરે દશે સકુમાર જો,
કર્મોના અંકોડા રચી આઘે રહી, મહા પ્રલયમાં પણ નવ ટૂટે તાર જો.
કહો કન્હૈયા ક્યાં જઇએ આ જગ થકી, તમને એ આવા છે જ્યારે કોડ જો,
ભલે ફરી ખહાડે ભૂધર આવીએ, તમ સંગે અંગો ધરશું રણછોડ જો.

જીવશિવના સંબંધ કેમ બાધા થશે, પડયા પડદા પ્રપંચના ટૂટી જશે.
ભવભ્રમણાના ભય એના ભાગી જશે, ભવતારણ શું ભાવ એના લાગી જશે.



## મનસૂબા

મનસૂબા કરતું વિરામ, હવે, મન, મનસૂબા૦
ક્ષણે કાં કરતું નથી વિશ્રામ૦ હવે મન૦ ટેક. ૧
રાત્રિદિવસ રળવાની ચિન્તા, કયારેક થઈશ નકામ,
સુતવિત્ત સતત રહે એમ ઇચ્છે, દૈવાધીન લગામ. ૨
આમ કરીશુ તેમ કરીશું, પાછળનાં કામ,
શરીર સુકાયાં સ્મરણ મૂકાયાં, તોય ગઈ ના હામ. ૩
જેને માટે મથી મરે તું, તે પરહાય તમામ,
ઇચ્છા તુજને ઈંદ્ર થવાની કર્મ તણું તું ગુલામ. ૪
મનસૂબે આ શરીરજ આવ્યાં, ફરી આવીશ તું આમ,
વિષય પિપાસા મૃગજળ આશા આકર્ષે અવિરામ. ૫
જેને સમયે જાય અજંપા, અવિચળ પદને પામ,
કર્ય તું એના આજ ઉપાયો, હરિ સ્મરી થા નિષ્કામ. ૬
અવલંબન તો જોઈએ તારે, પળપળ લે પ્રભુનામ,
નશ્વરમાથી નીકળી જઈને, અમરમાં કર આરામ. ૭



## કહેવું પડે તને શાને ?

કહેવું પડે તને શાને, કન્હૈયા, કહેવું પડે૦
રહી અંતર શુ ન પિછાને. કન્હૈયા૦ ટેક. ૧
કહીએ એટલું કાચું જાણી, સરકીશ માં એ બ્હાને
એ ચતુરાઈઓ અહીંઆં શાને, નિત રહેવું જે સ્થાને. ૨

આજે ઉર ચિન્તા અવસરની, જ્યાં નવ ચાલે જ્ઞાને.
નિશ્ચય નહીં નરસૈંયા સરખા, જીજ્ઞું ખાલી ખજાને. ૩
તદપિ તુજ સામર્થ્ય પિછાનું, નિભાવે તું નિજનાને.
ઓઢાડું તુજને ઉપાધિ, ઉર ઉકળે એ ભાને. ૪
ક્યાં લગી તુજને પજવું પ્રિયતમ, માયાને તોફાને.
ચિન્તા કરૂં ત્યાં ચોકી ઉભો તું, ગડીઓ ગોઠવવાને. ૫
અદ્રષ્યો અડધેથી વાળે, વિધિએ તું રૂપ છાને.
પાન ન હાલે પરવશ જીવથી, તદપિ મન નવ માને. ૬
મમત્વ અમને મુંઝવી રહ્યાં છે, વેઠી રહ્યાં અજ્ઞાને.
વૃથા વિડંબન કરે કન્હૈયા, વૃત્તિ આ વ્યવધાને.
માટે તુજને કહેવું પડે છે, અખંડ સ્મૃતિ દે દાને. ૭



## માનવ કામના

મનમોહન માનવનાં માગ્યાં આપતાં, માયાવી મન માગે જગ સહચાર જો,
તે માટે તત્વોનાં જ્ઞાનન આપિયાં, ફરી ફરી લેવા અવનીએ અવતાર જો.
યુગયુગ જગ ચાલે એ ઇચ્છા આપની, અંશી જીવ કેમ નવ જાણે નિરધાર જો,
તે માટે દુઃખમાંયે સુખો માનતા, મુક્ત થવા નવ કરતા મન વિચાર જો.
પાપ અને તાપો પોતાને નવ અડે, એમ અસંગ રહ્યાની જાણો રીત જો,
ચિદ્ શક્તિ માયા વશ રહેતી આપને, માનવને વશ વર્તાવે જે નિત્ય જો.
અદ્દભુત આ અખિલેશ્વર બાજી આપની, આજ્ઞાએથી આઘા જીવ ના જાય જો,
આપ સમા થાતાં આ સૃષ્ટિ કયમ નભે, માટે માનવ માયાઓને ચ્હાય જો.
નિત્ય નવા સરજવા શક્તિ માણમહીં, પણ એ શક્તિ ખરે હશે સહકાર જો,
કર્મોના અંકોડા રચી આઘે રહી, મહા પ્રલયમાં પણ નવ ટૂટે તાર જો.
કહો કન્હૈયા ક્યાં જઇશું આ જગ થકી, તમને એ આવા છે જ્યારે કોડ જો,
ભલે ફરી પધારો ભૂધર આવીએ, તમ સંગે અંગો ધરશું રણછોડ જો.

તન મન બુદ્ધિ પ્રાણ સૌ, પર સત્તાને હાથ,
મારાં માન્યે આ દશા, છોડય ભરેલી બાથ. ૧૫
અસંગ થા તું એ થકી, એ વિશ્વે વિજ્ઞાન,
નહીં જન્મ મૃત્યુ નહીં, જો જાએ અભિમાન. ૧૬
અચળ અમર તું અહીંજ છે, જગત નથી કો ભ્રાન,
બંધન મ્હોક્ષ બધું વૃથા, તેં માનેલાં તૂત. ૧૭
અખિલ જગે આપે રમે, અવિનાશી અદ્ભુત,
જગ મણકા માયા તણા, સત સામળ અનુસ્યૂત. ૧૮
રાય રંકના રૂપથી, રમે રસિક નિરધાર,
નટવર નાટક ખેલતા. આપ રહી અવિકાર. ૧૯
એ નવનીત જ નિપજે, મથતાં મનને સાર,
મહી વિણ માખણ ના મળે, એના એ ઉપકાર. ૨૦
મન, એ તત્ત્વ તરાવજે, માનીશ તારા પાડ,
મિથ્યાનાં ય મનામણાં, કરવાં એ ઉર આડ. ૨૧



## માયાનાં પૂર

શોધ્યે શ્યામ ન સંપડયા, ગૅાધ્યે ન રહ્યા ઉર,
બોધે બંધન ના છૂટયાં, એ માયાનાં પૂર. ૧
પૂજન ફળ ના પાંગર્યાં, પ્રતિમાને જ પૂજાય,
જીવતા જીવના દ્રોહથી, ઉર વ્રણ કેમ રૂઝાય. ૨
દાને દયા ન પાંગરી, સકામના મહિમાય,
જ્ઞાને ઘટ ઘટ ના દીઠા, કયમ કરી રહે એ કાય. ૩
પાડે પ્રેમ ન પ્રીછીઆ, શાન્તિ ન આવી ઉર,
સમતા વિણ વિભુ વેગળા, દ્રષ્ટિએથી દૂર. ૪
જપ તપ વ્રત વિધિએ કર્યાં, ફર્યાં તીરથની મ્હાંય,
અંતર આવરણ ના છૂટયાં, એ માયાની છાંય. ૫

શરીર સ્નેહ ન છૂટિયા, પર પીડન ન પ્રીછાય,
ત્યાં લગી સાધન સાધવાં, કે અધિકારી થવાય. ૬
કામ ક્રોધ ને લોભ એ, શત્રુ તણા સમુદાય,
એને જીતી વશ કરે, જ્ઞાની એ જ ગણાય ૭
મન જાણે હું હરિ લહું, એ મિથ્યા વ્યવસાય,
અહંકારે ભમણી નડે, એ માયાનો ન્યાય. ૮
એ માયા દુષ્કર નક્કી, દૈવે નવ જીતાય,
વશ વર્તાવે જીવને, એ એની ઈચ્છાય. ૯
સાધન-સાધ્ય પ્રભુ નથી, તદપિ મળ ધોવાય,
સાધન કરતાં આવડે, તો મન નિર્મળ થાય. ૧૦
એક એક સાધન સાધતાં, તરી ગયા કંઈ ભક્ત,
એવાં સાધન સાધતા, વિરલ જણાતા જક્ત. ૧૧
એ માર્ગો મન જીતવા, તજવા ઉરના રાગ,
શાસ્ત્રે છે સંબોધીઆ, જોવાને મહાભાગ. ૧૨
કઈ કાળોથી જીવને, આ જગના અભ્યાસ,
એક જન્મના સાધને, ક્યાંથી થાય ઉજાસ. ૧૩
જેવા સ્નેહ સંસારમાં, એવા પ્રભુમાં થાય,
તો તો અંતરમાંજ એ આત્માયે ઓળખાય. ૧૪
કઠણ નથી પ્રભુ પામવા, પણ અઘરા અધિકાર,
યોગ્ય નહીં ઉર જ્યાં લગી, ત્યાં લગી દૂર મોરાર. ૧૫
નિર્મળ થા મન પ્રથમ તું, પછી પ્રભુને ખોળ,
ગયાં જીવન આવે નહી, રાખે રત્ન ન રોળ ૧૬
પ્રભુ તો પ્રેમે પૂર્ણ છે, કરતા જીવ નીસ્તાર,
અનુગ્રહ એની આંખમાં, જો આવે અધિકાર. ૧૭
અસંગ નિષ્કલ શાંત એ, સદ્‌ચિદ્ આનંદ સાર,
વિકૃતિ લેશ નમે નહી, કે માયા સહચાર, ૧૮

મન મુકીશ નિશ્વાસ ના, હરિ જાણે જીવ જોર,
વળી વિશ્વંભર જાણતા, નિજ માયાના દોર. ૧૯
કો સુકૃતના ઉદયથી, પ્રભુ પામ્યાના નેમ,
હોય તને જો અંતરે, તો ધર શ્રદ્ધા પ્રેમ. ૨૦
પ્રેમ થકી વિભુ વિનવજે, જે ઝાલી લ્યો હાથ,
યોગ્ય થવા ઉર જ્ઞાન દ્યો, દીન જનોના નાથ! ૨૧
સર્વ તજી જા શરણમાં, એક જ એહ ઉપાય,
પ્રભુ છે પરવશ પ્રેમને, પ્રેમી ન એથી તજાય. ૨૨
અનન્ય ભાવ ઉરમાં હશે, તો નથી નટવર દૂર,
અનુગ્રહ થાશે એહના, સાંભળશે ઉર સૂર. ૨૩
માયા મોહનની થાતાં, બદલે રૂપ ને પૂર,
કૃપાસિન્ધુમાં જઈ મળે, એ વિણા ભરપૂર. ૨૪



## ભવરોગને મટાડો

ભવ! ભીષણ રોગને મટાડો ભગવાન, ભવ ભીષણ૦
હરિ મારા દર્દોનાં ઔષધ દેખાડો, ભગવાન૦ ટેક ૧
વિભુ વૈરીએ વિષ પાઈ દીધાં, પ્રભુ પ્રોછ્યા વિના એ અમે પીધાં.
જોયાં મૃત્યુને ઔષધીઓ માગી, આપ નામની પડીકી હાથ લાગી. ૨
વધુ વ્યાપ્યાં ન વિષ ને ઉગરીઆં, તો ય પુરાં તો ઝેર ન ઉતરીઆં.
રહી અસરો એ રોજ દુ:ખ દેતી, જીવે વેદના જરાય ન વેઠાતી. ૩
તમે સ્મરણનાં સેવન બતાવ્યાં, સતત થાતાં ન સંચિતે સતાવ્યાં.
રહ્યો રોગ રાગ દ્વેષ દુ:ખ આપે, ભૂમ ભોગોની જેરું વધુ વ્યાપે. ૪
કરો નટવર નિદાન એનાં આપે, દવા દ્યો જે જનમ રોગ કાપે.
પ્રભુ માત્રા કો આપો અમૂલી, મારી ભક્તિ ટટાર થાય લૂલી. ૫
કહે મોહન માત્રા ન જીરવાશે, કરો સ્મરણ સતત રોગ જાશે.
અમે શ્રદ્ધાએ સ્મરણ આચરીઆં, ખરે દર્દો ઘણાં તો ઓસરીઆં. ૬

ગુણ ગિરધરના જાણ્યા અનેરા, હરિ ભાગ્યા હશે શું ભવ ફેરા.
મને એ જ ઔષધ હવે પ્યારાં, જેણે આપ્યાં જીવનસુખ ન્યારાં. ૭
મને ઔષધ એ આપ્યાં કૃપાળે, જેણે અમર મરું ન કોઈ કાળે.
કરો સ્મરણ સેવન સૌ સુભાગી, ભવ ભીષણ રોગ જવા ત્યાગી. ૮
નાડ જોવા હરિને હાથ આપો, કર ઝાલે કૃપાળ જાય તાપો.
ઊંટવૈદોએ રોગ નવ જાતા, વણસમજ્યે જે જીવ કંઈક ખાતા. ૯
ખરા આર્તિને થાય એના યોગો, વિવેકે જે ન વ્યાપવા દે રોગો.
હરિ ઔષધ આપે રે વિના દામે, જગ નથી રે અજાણ જેના નામે. ૧૦
ભવ રોગોના વૈદ એક એ છે, દવા અમ્મર થવાય એવી દે છે.
આર્તિહરને નામે એ પંકાયા, જાણે રોગ જવા જેતે અંકાયા. ૧૧



## આ વરદાન

કોણે આપ્યાં આ વરદાન, જીવને કોણે આપ્યાં૦
કે નવ જાશે જગતનાં જ્ઞાન. જીવને૦ ટેક ૧
કાયા જાશે માયા જાશે, રહેશે એનાં ભાન.
ધન જાશે ને ધામે જાશે, જાશે આપ્તોના જાન. ૨
નિત્યાનિત્ય વિવેકે જાશે, વિષયનાં રહેશે ધ્યાન,
વળી સ્મૃતિઓ સંસારની રહેશે, વળી વળી ધરવા વાન. ૩
જેણે આપ્યું જેહજ આપ્યું, એનાં નહીં રહે જ્ઞાન.
શાને આપ્યુ શું આ કરિયે, નહીં રહે એનાં ધ્યાન. ૪
ભાગ્યે ભૂલો જેહ કરાવી, ભોગવવી ભગવાન.
આ વરદાનો કોણે આપ્યાં, કહો કહો કૃપાનિધાન. ૫
અહંકારે વરદાનો માગ્યાં, થઈ મોહે મસ્તાન.
અજ્ઞાને માગેલાં એ તો, ક્ષમા કરો ભગવાન. ૬
સાક્ષી છો સઘળાના સામળ, ન ઘટે એકલ જ્ઞાન
કંઈક કળા સમજાવો અમને, રહીએ સાક્ષી સમાન. ૭

આપ વિના એ કો સમજાવે, નિત્ય તણાં જ નિદાન.
સર્વ સમર્પિ શરણે આવી, દ્યો વિદ્યાનાં દાન. ૮
અખંડ સ્મૃતિ રહે આપ તણી એ, વિભુ દેજો વરદાન.
અમે તમારાં તમે અમારાં, કરી કરુણા કરો સમાન. ૯



## વિધિએ વિવિધ કરેલ વિધાન

ટૂટવા અંતરનાં વ્યવધાન, વિધિએ વિવિધ કરેલ વિધાન.
ભક્તિ જ્ઞાન કર્માનુષ્ઠાન, વિધિએ૦ ટેક ૧
ચંચળ મનને કેંદ્રિત કરવા, સાધનનાં જ વિધાન.
પ્રયત્ને પાણી પવન જ સ્થંભે, મન-ગતિ એથી મહાન. ૨
માયા શકિત મન નચાવે, જેથી જીવે અજ્ઞાન.
અજ્ઞ સુજ્ઞ જેને વશ વર્તે, એ માયા ભગવાન. ૩
જેણે બ્રહ્માદિકને ભુલવ્યા, ભુલવ્યા પ્રજ્ઞાવાન.
જીવ જાણે હું માયા જીતું, એ મિથ્યા અભિમાન. ૪
ઈશ્વરની એ ઈચ્છા-શકિત, જીવે રહેવાં ફરમાન.
અખિલ તત્વનું અધિષ્ઠાન તું, અકલિત ઓ ભગવાન. ૫
અલ્પ જીવ શું કરે ઉપાયો, જ્યાં મુંઝાયા મહાન.
તદપિ ત્રિક્રમ તું નથી ભૂલ્યો, દેવાં વિદ્યાદાન.
શરણે રહેતાં સર્વે સૂઝે, ટૂટે ઉરનાં વ્યવધાન.



## જીવને સંબોધન

શું આ જગ જોવા આવ્યો ? જીવ તું શું આ જગ૦
અરે માયાએ તુજને બનાવ્યો ! જીવ તું શું૦ ટેક ૧
મન ઇંદ્રિય દેહ મારાં માની, પ્રીત ધરીને જીવ ફસાવ્યો.
એ મિથ્યાએ માયા દાખી, ભાન હરી ભરમાવ્યો. ૨

એ છળભરીઆં છોડી જાશે, તું ક્યાં ફરીશ ફગાવ્યો.
પશુ પંખી પામરની પેઠે, ફરવા તું શું આવ્યો! ૩
ખાવું પીવું પરવશ પડવું, એમાં જન્મ ગુમાવ્યો.
આ માટે નથી અહીંઆં આવ્યો, એહ વિચાર શું નાવ્યો? ૪
કલ્પિત સુખને કરવા ક્લેશો, એ રસ શું ઉર ફાવ્યો!
વિશ્વ અતિથિ ધરી ત્યાં પ્રીતિ, જઈશ જમે બોલાવ્યો. ૫
સત્ય સમજવા બુદ્ધિ આપી, બાપે તો બિરદાવ્યો.
જ્ઞાન ભુલી તું સ્વરૂપ વિસરતાં, સહીશ દંડ ફરમાવ્યો.
તે કરતાં ઓળખી લે આત્મા, જે કરવા અહીં આવ્યો. ૬



## રહ્યા વિશ્વમાં વશી

વિધિ તમે રહ્યા વિશ્વમાં વશી, તદપિ જાણુ ના જીવને કશી.
અહંમમત્વનાં મૂળીઆં ઊંડાં, ફરી ફરી ઉગે ઉરમાં ભૂંડાં. ૧
વિષમ ફળ ફળ્યાં ઉષ્ણુ આંસુડાં, વાવીઆં હશે જે રૂડાં કુડાં.
રાગ દ્વેષની અટ્ટ્ટ કો રશી, ચતુર વિણુ કો ના શકે ચશી. ૨
મમત્વ મોહથી મન રહ્યું મથી, વિષય વાસના છોડતું નથી.
સ્વજન સ્નેહામાં સુખ ખોળતું, આખરે ખરે રાખ ચોળતું. ૩
સત્ય તત્વની સમજ ના પડી, ઉર આત્મની જ્યોત ના જડી.
સુજન સાથ છે વારણા કર્યાં, કોઈક વિરલે અંતરે ધર્યાં. ૪
દુઃખ કર્યાં હશે રાગ વામવા, વિષયમાં જતી વૃત્તિ થામવા.
ધસમસ્યાં જતાં મન જગત મહીં, સાધનો કર્યાં છે કંઈ કંઈ. ૫
જીવ ચહ્યા તમે ચરણુ આણુવા, ભાગ્યશાળી કો એહ માણુવા.
બુદ્ધિ ચે દીધી સત્ય જાણુવા, આપના અનુગ્રહો પ્રમાણુવા. ૬
વ્યાપ્ત આપ તો સર્વમાં રહ્યા, સુકૃતિ જીવો ઓળખી ગયા.
પરમ પ્રેમથી શરણુ એ થયા, લક્ષ આપને અંતરે લહ્યા. ૭

દુઃખગ્રસ્ત કો નથી જગે હરિ, સર્વને રહ્યા વ્હાલથી વરી.
અકળ આ લીલા છો રહ્યા કરી, અંશ આપના ઉર પાથરી. ૮



## લોભે લક્ષણ જાય

લોભે લક્ષણ જાય કહેવત છે લોભે લક્ષણ જાય.
વળી એ કળ્યો ન કોઈથી જાય. કહેવત છે લોભે૦ ટેક
એ વેરી તો વ્યાપક સૌમાં, દૂર કર્યો નવ જાય.
મારૂં તારૂં એહ કરાવે, સ્નેહ સંબંધ ભૂલાય.
પરોપકારે પ્રીત ન લાગે, પ્રપંચ ત્યાં જ જણાય.
પર પીડા પિંડે નવ પ્રીછે, પરભવ ભય ભૂલાય.
પિંડ ન પોસે પર શું પોસે, ધનથી ના જ ધરાય.
ઋષિ રાજા પણ રૂપિયે રાચે, રોગી રાગ ન જાય.
ક્યાંથી મળશે, ક્યારે મળશે, એમ ધંધે મન ધાય.
પ્રપંચ પાપે પ્રેમ કરાવે, પેખે નહીં અન્યાય.
અનેક અનૃત એમાં ભરિયાં, અનર્થનો એ રાય.
તે માટે તજવા ગીતામાં, કરે કેશવ આજ્ઞાય.
દુષ્કર શત્રુ એ છે મ્હોટો, સ્હેજે ના જ જીતાય.
પરિણામોમાં પાપ પ્રીછતાં, કંઈક જ ઓછો થાય.
તન મન તપતાં રહે સદાયે, સુખે નાજ સૂવાય.
પરિતાપો અતિ લોભ કરાવે, જંપ રહે ન જરાય.
ખરેખર તન ધન નથી તમારાં, એના મોહ મિથ્યાય.
શાણા સાથ ન રાખે એને, તે અહીંયાં પૂજાય.
વિવેકી એમાં રાગ ન રાખે, બંધન–હેતુ જણાય.
સુખ તો સાચું છે સંતોષે, જેથી શ્રેય સધાય.
લક્ષ્મીવરની લેહ લાગે તો, લોભ તણો લય થાય.

કામ ક્રોધ એ એના સંગી એની સાથે જાય.
એક જ એને અળગો કરતાં, પ્રગટે ગુણ સમુદાય.
દેહધારીનો દુષ્કર દુશ્મન, દીનબંધુથી જ દબાય.



## અંતર ઉન્નત થાશે

જ્યારે અંતર ઉન્નત થાશે, ત્યારે દીનબંધુ દિલે દેખાશે
તારા પાણીએ પરખાશે, ત્યારે દીનબંધુ૦ ટેક ૧
છલોછલ હૈયાં કામે ભરીઆં, ત્યાં કયાં મોહન માશે.
નિરખવા નહીં મન જો નવરાં, તો શીદ આવે પાસે. ૨
હૃદયે જો બીજાં રમનારાં, ત્યાં શું કામ સમાશે,
અંતરનાં એ આવરણ અંતે, તજતાં તત્ત્વ જણાશે. ૩
અંધાર પછેડા આ ઓઢયા, જીવ જ્યારે જાણી જાશે,
દુઃખ દેખાશે આ દુનિયામાં, ત્યારે હરિને ધાશે. ૪
અંતરથી એકવાર પોકાર્યે, સામળ હાથો રહાશે.
દીનબંધુ નહીં દોષ જ દેખે, કદી તું આશે ગાશે. ૫
આશા પૂરી પ્રેમ કરાવી, પરાણે પડશે પાશે.
દીનબંધુનાં દિલ છે એવાં જો જીવ જાણી જાશે. ૬
હળવાં હૈયાં કરીને હરિ ત્યાં, સદૈવ સારૂ સમાશે.
અજાણ હતાં અંતર એનાથી, એ પ્રીતે પરખાશે. ૭



## અવિનાશી અંતર્ધાન

અવિનાશી અંતર્ધાન, ભલે મનમોહન ભુલ્યાં ભાન.
નટવર તારે હાથ નિદાન, ભલે મન૦ ટેક ૧
ભુલ્યાં ભાનો તન ધન જનનાં, કાંઈ લેવાં દેવાં માન.
કુળ અભિમાનો રથુળ અભિમાનો, નહીં એનાં સન્માન. ૨

ચિંતવન ચિત્તે એક જ રહેતાં, કેમ મળે ભગવાન.
સ્વર્ગ જવાનાં સાધન ભુલ્યાં, કર્મ તણાં જ વિધાન. ૩
તપ તીરથ વ્રતમાં રાગ રહ્યા ના, હરિમાં મન રમમાન.
મનના ધર્મો તનના ધર્મો, વહીએ સાક્ષી સમાન. ૪
સાક્ષી રહીએ જ્યાં સુધી ત્યાં સુધી, આપ શું અંતર્ધાન.
એ ભાનો પણ ભુલવાં છે, મન, થઈ જાજે સાવધાન. ૫
અથવા તું મૂળગું મરી જઈને, થઈ જા હરિને દાન.
કમળ પૂજાઓ માની મોહન, દઈ દેશે નિજ જ્ઞાન.
મરી જીવ તું થઈ મોહનમાં મન, થઈ જા અંતર્ધાન. ૬



## આત્મ જ્યોતિ જાગતાં

ઉર આત્મ જ્યોતિ જાગતાં, સહુ આવરણો આધાં જશે
નિજસ્વરૂપને સમજ્યા થકી, અવિકાર તું આપે થશે ઉર૦ ટેક ૧
અણમૂલ માનવ જન્મ આ, જાવા વૃથા આવ્યો નથી.
આયુ વિતાવે અર્થમાં, પરમાર્થ કહે ક્યારે થશે. ૨
તુજ ઉત્પતિ આનંદથી, ને અંશ તું આનંદનો.
તું જાત ભુલી જગ ફરે, આનંદ ત્યાં ક્યાંથી હશે. ૩
સંસાર સુખ સહુ સાન્ત છે, એ વિડંબન તારાં કરે,
લજ્જા ધરી પાછો ફરી, તું વિવેકી ક્યારે થશે. ૪
આનંદ લેવા જાય તું ત્યાં આખરે દુઃખ દેખવું.
તું ચતુર શેં નવ ચેતતો, ચિર સુખ શું જોતો કશે; ૫
ઘડીમાં સુખી ઘડીમાં દુઃખી, એ અવદશાએ શેં ફરે.
નશ્વરમહીં નેહો ધર્યે, પરિણામ પસ્તાવે હશે. ૬
સુખ અમર આત્મામાં જ, તો તું કેમ ત્યાં જોતો નથી.
સહુ અવર રાગો આવરી, અંતર્મુખી ક્યારે થશે. ૭

તું સમજ સારાસારને, અવતાર આ ફરી નહીં મળે.
ઘડી આવી જાશે આકરી, અવસાન એ કેવાં હશે. ૮
તું આત્મ રૂપ અસંગ છે, નવ ધરે નેહ અનિત્યના,
એ અનુભવી લે આજ તો, આનંદ ઓછા ના થશે. ૯
મન બુદ્ધિ દેહ સંસાર સૌ, તું જાણ્ નશ્વર છે નકી,
પરિગ્રહ ઉપર પાથર્યાં, સંકેલતાં સ્વરૂપે થશે. ૧૦



## ચરણમાં સર્વસ્વ.

પ્રભુના ચરણકમળમાં, સર્વસ્વ મેં તો સોંપીઆં રે
સર્વે સાધન શ્યામ સ્મરણમાંહે આરોપીઆં રે પ્રભુ૦ ટેક ૧
આજ લગી હુંભાવથી, કરીઆં જે જે કર્મ
એ એ સોંપું આપને, મન બુદ્ધિ ના ધર્મ ૨
જે મન બુદ્ધિમાં બળવીર તમે, વિલસી રહ્યા રે
એના પ્રેરક હેરક હરિ હવે, આપ જ થયા રે ૩
સુખ દુઃખ સંચિત આવશે એના નહીં દઉ દોષ
શું કહું ભાગ્ય સુધારવા, જ્યાં છો આશુતોષ. ૪
સાચી શાન્તિનું સાધન સ્મરણે પ્રભુ આપિયું રે.
ન જાણું કો કારણ આ હેત હરિને વ્યાપિયું રે. ૫
ઉર અંદેશા કાં કરે, દીનબંધુ એનાં નામ.
અનંત કરે એ અલ્પને, નિર્ગુણ ગુણના ધામ. ૬
એના અનુગ્રહને અનુભવતાં ઉર નમી પડે રે.
એને આલેખ્યાના શબ્દ, જગતમાં ના જડે રે. ૭
શરણે આવ્યું સ્વીકારતા, એમાં નહિ સદેહ.
ભક્ત અનુગ્રહ કારણે, અવતરતા ધરી દેહ. ૮
અમારા અવલંબન અર્થે મનમોહન વ્યક્ત છે રે.
અસંગ અવ્યય તદપિ, ભક્તિએ અનુરક્ત છે રે. ૯



## સ્મરણ સુધા રસપાન

જેણે સતત સ્નેહે મૂકી માન, કર્યાં પ્રભુ સ્મરણ સુધા રસપાન.
એનાં સર્વે સફળ વિધાન. કર્યાં પ્રભુ૦ ટેક—૧
એહ જ જ્ઞાતા એહ જ દાતા, એહ જ પ્રજ્ઞાવાન.
એહજ ધ્યાની એહજ ધર્મી એહજ નિગમ નિદાન ૨
એહજ જીવન મુક્ત કહાવે, એહજ મહિમાવાન.
એહજ પંડિત સ્મરે અખંડિત, એહજ વિદ્યાવાન. ૩
એણે પ્રભુ પૂજ્યા એણે પ્રભુ બુજ્યા, એહજ સુકૃતવાન.
અવિચળ શાન્તિ જેને અંતર, એજ ખરા ગુણવાન. ૪
એહજ વિશ્વ વિભુમય દેખે, જીવમાં શિવ રમમાન
એણે જીવન જીવી જાણ્યાં, સદૈવ રહી સાવધાન. ૫
પ્રભુ પ્રીતે એ માયા જીતે, જીતે માનાપમાન.
એના કર કરૂણા કર ઝાલે, ખૂલે ભક્તિ જ્ઞાન. ૬
એ જગ યોગી હરિરસ ભોગી, પામે પ્રભુનાં સ્થાન.
પ્રભુ આસક્તિ એહજ મુક્તિ, એજ અમૂલ વરદાન. ૭
પ્રભુ ભજે ભવ એહજ માનવ, એહજ ભાગ્યનિધાન.
એહજ પ્રભુના અનુગ્રહ પામે, સતત સ્મરે જે કહાન. ૮



## તુજ વિના

મને તુજ વિના કળ નથી પડતી કન્હૈયા મને તુજ૦
તારી જોડ જગે નથી જડતી. કન્હૈયા૦ ટેક ૧
સંસારે સંસારી રહામાં રે આવી, લે છે જીવન મારી જડતી.
સંગ રહું પણ રંગ ન આવે, વૃત્તિ રહે લડથડતી. ૨
તુજ સમ સ્વામી શિર ઉપર હું, સુરત અતાવું શું રડતી.
વિશ્વ વિભુમય જાણું તથાપિ, કલ્પિત વસ્તુઓ નડતી. ૩

શોખ જુવે નહીં સોનું કેવું, ધાટે નજર જઈ અડતી.
મન ગતિ માયિક તરફ ઢળતી, ચિદાકાશ ન ચડતી. ૪
તુજમય ધર્મો તુજમય કર્મો, તુજમય મનને ઘડતી.
તું દ્રષ્ટા દેહી બળ જાણે, વાર્ય જે વસ્તુઓ નડતી. ૫
તેં અનુગ્રહ નથી રાખ્યા અધૂરા, માનીશ માં હું કનડતી.
એટલું કર અલમેલા વૃત્તિ, અખંડ રહે તને અડતી. ૬



## ગાતી હું ન ધરાતી

તારા ગુણ ગાતી હું ન ધરાતી ગોપાલ તારા૰
કોને પીતાં પીયૂષ તૃપ્તિ થાતી; ગોપાલ૰ ટેક. ૧
તુજને સંભારતાં આવે આનંદની ઊર્મિ એ નથી વર્ણવાતી.
જન જાણે એકલી, હું તો તુંથી હળી, નવરી જરીય નથી થાતી. ૨
એકાન્તે એ મઝા, તું ન જરી દૂર જા, જાણે તું ચિત્ત એ હું ન્હાતી.
તારી લગન જેને લાગી ગોપાલ એ, જીવન ભર નવ જાતી. ૩
તારી મીઠાશ નથી માયામાં, મોહના, ભલે એ તારી કહેવાતી.
મુજને તો તું ગમે, માયા એ જ્યાં સમે, અન્ય અભિલાષ નથી થાતી. ૪
એવા સંયોગમાં રાખજે રસિક તું, શાન્તિ એ ગુણ રહું ગાતી.
જ્યાં જ્યાં નજર હું નાંખું આ વિશ્વમાં, દેખું તારી છાંય પથરાતી. ૫



## પ્રભુ કૃપાઓ

પ્રભુ કૃપાઓ જે આપની, એ મુખે કહેવાતી નથી,
પણ અંતરો એ જાણતાં, તો ય પૂરી લ્હેવાતી નથી. ૧
કંઇ કષ્ટ પડતાં કર્મથી, મેં અધિર થઈને યાચિયા,
હરિ ધ્યાન ભાન રહ્યાં નહીં, જીવ મોહ વશ થઈ નાચિયા. ૨

પરિસહ્ય પદવી આપની, મેં વિચારી નહીં અંતરે,
જીવ ભાવ ઉરમાં જાગતા, મેં માગિયાં કરી તંત રે. ૩
પ્રભુ આપ સરજનહારને, સુર સિદ્ધ સ્નેહે જાપતા,
અમ અલ્પ જીવનું શું ગજું, જે શેષ શુક કે માપતા. ૪
ગુણ વશ થઈ ગોપાળ મેં, સુખ અલ્પ માટે યાચિયા,
પ્રભુ બાપ માટે આપ એ, જોઈ બાળ ભાવો રાચિયા. ૫
હરિ બાળમાં બુદ્ધિ કશી, નવ માગતાં પે આવડયાં,
પણ તાત તારી કૃપા થકી, સહુ સુખ સ્હેજે સાંપડ્યાં. ૬
કોટિ પ્રયત્ને જે પ્રભુ, પરતંત્ર જીવને ના મળે,
એ પ્રેમ પ્રભુપદ આપીઆ, એ કારણો મન ના કળે. ૭.
અનુગ્રહ વિના એ નહીં બીજું, તમ કૃપા માપ મપાય ના,
એ બાપ બદલા વાળવા, સમર્થ મેં જ થવાય ના. ૮
આવી દયાઓ દેખતાં, હું ક્ષમા એ માગું કરી,
પળ પળ પૂરો ઈચ્છા પ્રભુ, માગ્યાં મુખે આપો હરી. ૯
તમ કૃપાઓ હું ઓળખું, એ બુદ્ધિ રાખો જાગતી,
અનુગ્રહ કરો વળી એટલા, હું અવર કાંઈ ન માગતી. ૧૦
હરિ વૃત્તિઓ છે વેવલી, કંઈ કંઈ ફરી વળી માગશે,
અભ્યાસ આ સંસારના, જીવત્વ ભાવે જાગશે. ૧૧
પ્રભુ એ સમે અમ અંતરે, અણમૂલ ભાવ જગાડજો,
હરિ આત્મભાન ભૂલું નહીં, એ અમર ભાવ ઉગાડજો ૧૨
પ્રભુ આપવાને યોગ્ય છો, હું યાચવાને યોગ્ય છું.
પરિપૂર્ણ ભાવે આપ છું, પણ આજ ભોકતા ભોગ્ય છું. ૧૩



## આવવું આપ દ્વારે

પ્રભુ જીવને આવવું આપ દ્વારે, ન જાણું અધિકાર આવે જ ક્યારે.
સ્વધર્મો પૂરા કાળ આ ના પળાતા, કરું કોણ ઉપાય એ ના કળાતા.

નહી દોષ સંસર્ગના અગ લાગે, વિશુદ્ધિ વિના સત્વનાં જોર ભાગે.
ન નિષ્કામ ભાવે થતાં કર્મ સર્વે, અભિમાન મૂળે તજાતાં ન ગર્વે,
સહુ પ્રાણીમાં એક દષ્ટિ ન રહેતી, જીવે બ્રહ્મની ભાવના ના વહેતી.
ન જાતાં હરિ રાગનાં મૂળ ઊંડાં, લઇ જીવ જાશે નહી એજ ભૂંડાં,
ન તૃષ્ણા બધી તો હજી યે તજાતી, નથી રાગના રંગથી એ સૂજાતી.
ન રહેતા વળી નિયમના ટેક નેહે, વિનાશી છતાં રાગ આ શાજ દેહે,
ન શક્તિ સમાં દાન દેવાની વૃત્તિ, કયારે લક્ષ્મીએ મન લેશે નિવૃત્તિ.
નથી આપ પ્રેમે ગયાં તીર્થ ધામે, પૂરા પ્રેમથી ના લીધાં નાથ નામે.
વિધિએ થકી વ્રત એકે ન થાતાં, નથી દેહને દુઃખ લેશે ખમાતાં.
હરિ સાધનો આમ સર્વે અધુરાં, તો યે મન્ન આ શેં ગણે સર્વ પૂરાં.
હરિ માનવી મન તો બાળ જેવાં, એને જ્ઞાન ને ભાન તે હોય કેવાં,
હરિ ખેલમાં એહની સર્વ સૃષ્ટિ, નહી નાથ એવી જ આ જીવ દષ્ટિ.
પ્રભુ બારણે એહ કયારે જ પ્હોંચે, સુતો પારણે એ જરાયે ન શોચે,
જીવો બાળ તોયે તમે તાત એના, હરિ કયમ કરી દોષ જોશો જ તેના.
વળી દીનબંધુ પદો છે ધરાવ્યાં, દયા દાખવી કપટને છે તરાવ્યાં,
કર્યે ભક્તિને સાધનો સર્વ પામે, સ્વયત્ને કરી આપમાં એ વિરામે.
હરિ એહમાં કીર્તિઓ શી તમારી, વડી થાય વ્હારો કરો જો અમારી,
તમે શરણ આવ્યાં લીધાં છે સ્વીકારી, ખરી એજ કીર્તિ પ્રભુ છે તમારી.
હરિ એહ વિશ્વાસ શું હું ન રાખું, મને શરણને યોગ્ય શું હું ન દાખું?
નહી શરણને યોગ્ય સર્વે જીવો છે, અમો આગળે શાસ્ત્રનો એ દીવો છે.
હરિ જીવને માનિયા મેં જ મારા, તમે એ પ્રભુ કયાં ગણ્યા છે જ ન્યારા,
તમે જે કરાવ્યું અમે એ કર્યું છે, એમાં કહાન અજ્ઞાન તે કયાં ભર્યું છે.
ન લ્હેશો હરિ દોષ કોના કશાએ, નથી આપ એ યોગ્ય જાવા દશાએ,
તમારી દયાની પ્રભુ છે પ્રતીતિ, આવે બાળ દ્વારે ન જાણો અતિથિ.
હરિ અંતમાં એટલી છે વિનંતી, રહું જન્મ જન્મે તમો ને સ્મરંતી,
ન માગું હરિ સિદ્ધિ કે મુક્તિ કાંઇ, માગું એક ભક્તિ રહે આપ માંહી.
હરિ માનશો કે સર્વસ્વ માગ્યું, મને આપને યોગ્ય તો એજ લાગ્યું,

જઈ રાજની પાસ શું રાબ માગું ! લહું રાજ તો ભૂખ હું શેં ન ભાગું.
પ્રભુ આપ જો યોગ્ય જે આપ મોભા, થશું આપ જેવા એમાં આપ શોભા,
તમારાં તણી લાજ તમને ઘટે છે, તમારાં અમે એ લખાવ્યા પટે છે.
હરિ બાળ માટે અમો આમ બોલું, તમો ત ત વિણુ વેદના ક્યાં જ ખોલું,
અધિકાર જોશો નહીં નાથ મારા, હરિ દાસ તો છે સહુ નિયમ બ્હારા.
તમારી કૃપાએ પળે શુદ્ધ થાશું, તમારી કૃપાએ પળે બુદ્ધ થાશું,
તમારી કૃપા સર્વ વાંચ્છિત પૂરે, તમારી કૃપા કેમ માનું ન ઉરે.
તમારી કૃપાની પ્રતીતિ થઈ છે, તમારી કૃપા માગવી ક્યાં રહી છે ?
તમારી કૃપા સર્વ સૃષ્ટે ભરી છે, તમારી કૃપા એજ દ્રષ્ટે નરી છે.
તમારી કૃપા એજ આ જીવ ભાસે, તમારી કૃપાએ વળી શિવ પાસે,
પરિચ્છિન્ન ભાવે ભવે આમ રહેવું. અવિચ્છિન્ન આપે કહો ક્યાં કહેવું.
તથાપિ ઘટે આજ તો આજ ભાવો, અખંડિત માગું હરિ આજ લ્હાવો.



## પ્રભુ કૃપા અમાપ

પ્રભુ કૃપા અમાપ આપ, અલ્પ જીવ શું લહે,
અયોગ્ય તોય આશના ભર્યાં દિલે દયા ચહે. ૧
દયાળ નામ તેં ધરી, દયા પરી કરી નથી,
ન યોગ્ય કે અયોગ્યની, તલાસ તેં કરી નથી. ૨
ન દોષથી દિલે દૂભ્યા, ક્ષમાકરા તમે ખરા,
પ્રતાપ પ્રેમ પેખતાં, કહો ટરે જ કો પરા. ૩
કૃપા–કટાક્ષ કર્મના સમસ્ત દોષને હરે,
સુયોગ્ય સાધનો કૃપાભર્યાં જીવો નહી વરે. ૪
અપાર પ્રેમ આપના. ઉવેખી જીવ ના શકે,
દયા કરી દયા કરો, જીવો પરે ખરા હકે. ૫
અનુગ્રહો લહે નહીં, તથાપિ પ્રેમ મસ્ત એ,
અખંડ આત્મ જ્યોત એ, નથી થતી જ અસ્ત રે. ૬

અસીમ એ ઉદારતા, અગમ્ય ઉરથી, સદા,
પ્રવીણ પાર ના લહે, પરોક્ષભાવથી કદા. ૭
પ્રસાદ આપના થતાં, સુભક્ત એ અનુભવે,
કૃપા કરો પ્રભુ મને, જરૂર, જન્મ આ હવે. ૮
અલભ્ય લાભ આપીખા, તથાપિ ઉર શું ચહે,
હું અજ્ઞ એ લહું નહીં, તું સુજ્ઞ એ શું ના લહે. ૯
ભીતિ તજું ભવાબ્ધિની, જરૂર જીવ સાથ છો,
અનુગ્રહો અનુભવું, ઉદાર આપ નાથ છો. ૧૦



## અમ અંતરો નવ ઓળખે

હે શ્યામ સ્તવનો આપનાં, શુક સનકને શારદ કરે,
અમ અંતરો નવ ઓળખે, તો કવન એ ક્યાથી કરે. ૧
તોય દીનબંધુ દાસના દાક્ષિણ્યને જોતા નથી,
પ્રભુ પ્રેમની ગત પારખો, પાખંડથી રહોતા નથી. ૨
હરિ દીનભાવે આવીઆ જે સંત શરણે આપને,
એ દ્વૈતભાવી હો છતાં, તરી ગયા છે જ ત્રિતાપને. ૩
હરિ ઉર અમારાં ઉલૂક છે, એ આપ તેજ આંધળાં,
અજ્ઞાન રાત્રિ દેખતાં, પ્રભુ પદ જવામાં પાંગળાં, ૪
પ્રભુ જ્ઞાન ભાન જ એહને, અવતાર એક થશે નહીં,
અભ્યાસ આ અજ્ઞાનના, કદી અલ્પ વળ જશે નહીં. ૫
કેશવ તમારાં કારમાં, આ તત્ત્વ કેમ ઉકેલશે,
અલ્પજ્ઞ જીવ ઇચ્છા કરે, તો જરૂર જાણું ભૂલશે. ૬
પણ પંડિતો ના પામીઆ, એ પ્રેમીઓ પામી ગયા,
તેને કરો કેશવ કૃપા, અબૂજપૂ જીવ પામી ગયા. ૭
છે એક આશ્વાસન ઉરે, ભક્તિ વડે હરિ ભેટશું,
કલ્યાણ કરશે કીર્તનો, શુદ્ધ સ્વર ભાવ સમેટશું.

નથી દુર્ગતિ મમ દાસની, એ વચન વ્હાલાં આપનાં,
ભક્તિ ભવે મુકી તમે, નથી કારણો સંતાપનાં. ૯
ઉરભાવ આપ અનન્ય એ, એકત્વ જાણી આપજો,
અધિકારથી અદકું પડે, તો પ્રેમ તમ પદ સ્થાપજો. ૧૦
પ્રભુ આપને કયમ પ્રાર્થિયે, ઉર અમારાં શરમાય છે,
હરિ મંત્ર સ્તોત્રે મધુ ભર્યાં, અમ કાવ્ય મોળાં આય છે. ૧૧
પણ ઉર અમારાં સાંકડાં, તે ઊર્મિએ ઉભરાય છે,
પ્રભુ પ્રેરનારા હેરનારા, ખોળતાં ખોવાય છે. ૧૨
આશ્ચર્ય મેં ઉર અનુભવ્યું, જે રામ શબ્દે રીઝતા,
અમ બાળભાવો જોઇને, ભીંજો કદી નવ ખીજતા. ૧૩
નાતા પિતા–પુત્રો તણા, પણ અંશ આખર આપના,
એ રિદ્ધિ સિદ્ધિ ભોગવે, પ્રતાપ એ તો બાપના. ૧૪
હરિ બાળભાવો દાખીને, મર્યાદ મેં રાખી નથી,
છે જીવ અજાણ્યા આપથી, તમ પ્રભુતા ભાખી નથી. ૧૫
આ ભેદભાવો ભાખવા, એ જીવને અનુરૂપ છે,
ઉર આત્મ ભાવો આવતાં, બોલાય નહીં ત્યાં ચૂપ છે. ૧૬



## દુષ્કર છે દર્શન આપનાં

મનમોહન મધુરાં મુખ જોવા કારણે, સદૈવ રહેતાં અમ અંતર આતુર જો,
કહો કન્હૈયા ક્યારે કરુણા આણુશો, ક્યારે કરશો અમ અરજી મંજુર જો. મન૦
લક્ષ્મીના લાડીલા પ્રિયતમ છો તમે, શેષતણે સિંહાસન સૂતા શ્યામ જો,
જગદંબા ચાંપે ચરણો ચિંતા ધરી, રખે જીવન જાયે દાસોને ધામ જો.
પીતામ્બર પરિધાન કર્યાં કસબે ભર્યાં, કનક કંદોરા એ પર પ્હેરો આપ જો,
કૌસ્તુભ મણીની માળા કંઠે રાજતી, વળી વૈજયંતિ વનમાળા નિષ્પાપ જો.
મકરાકૃત કુંડળ કર્ણે લટકી રહ્યાં, નથવેસરનાં મોતી પાણીદાર જો,
હડપચીએ હીરા સોહે મહામૂલનો, જેની જોડ જડે નહીં જગ મોઝાર જો.

વાંકડીઆ વાળોમાં અત્તર વેરીઆ, કેસર ચંદન ચર્ચ્યાં ભાલ વિશાલ જો.
અમીભર્યાં અલબેલા તારી આંખમાં, જે નજરે કૈ દાસ થયેલા ન્યાલ જો.
કર કમળે મુદ્રિકા મોંઘા મૂલની, વળી વિરાજે આયુધો અભિરામ જો,
શંખ ચક્ર ગદા ને પદ્મો રાજતાં, મૂકી મનોજે સૌંદર્યોની મામ જો,
નાદ નુપૂરના સુણવા સંતો સેવતા, જેના લક્ષ્મી રાખે નિત્ય તપાસ જો,
ગરૂડતણી પરવા ગિરધર કરતા નથી, રમરતામાં પ્હોંચો છો એની પાસ જો,
મનમોહનનાં મંદિર મણીમય રાજતાં, સૂર્ય શશિની જ્યોતિ ઝાંખી જ્યાંય જો.
બારે માસ વસંત તમારા ધામમાં, સમિર સુગંધી વહન કરે છે ત્યાંય જો.
અણિમાદિ સિદ્ધિ એ સામળ દ્વારમાં, નિગમ નિરૂપે નિર્ગુણ ને સાકાર જો,
શિવ સનકાદિ નારદ બ્રહ્માનંદમાં, અનંત રૂપે નાથ તમે નિરધાર જો.
સૌ સૌંદર્યો શ્યામ તમારા ધામમાં, જેનાં દર્શન ઇચ્છે સુર મુનિ નિત્ય જો,
પૃથ્વીએ પણ પૂજે માનવ પામવા, જપ તપ તીરથ કરતા રાખી પ્રીત જો.
કંઈક તપસ્વી પંચાગ્નીએ તાપતા, કરવા મૂર્ત અમૂર્ત ઉરે અખિલેશ જો,
માયાના વ્યવધાને આપ દીસો નહીં, નિર્ગુણના કો કરી શકે નિર્દેશ જો.
દીનબંધુ દુષ્કર છે દર્શન આપનાં, અમ અંતર અજ્ઞાન ભર્યાં ઘનઘોર જો,
વસવાને વિનવતાં લજ્જા આવતી, આવી જાજો અલબેલા અધપ્હોર જો.
શ્યામ તમારે મંદિર મોટી સ્હાયબી, રંક અમારા હૃદય રહ્યાં રણછોડ જો,
તદપિ ત્યાં વસવાને કોલ કર્યા તમે, ના કહેતાં બિરદોને લાગે ખોડ જો.
અંતરયામી આ તો ઉભરા પ્રેમના, નટવર ન્યારા નથી જરી નિરધાર જો,
મલકાતાં મન મહિમા ગાતાં ભૂલતાં રીઝે કે રીઝવે એ નંદકુમાર જો.
માલમ એની મોહન એક જ આપને, અમ બુદ્ધિએ એથી સાવ અજાણ જો,
તદપિ આ આનંદ અમના એહને, કયમ કરી વદીએ જેહ સદા નિર્વાણ જો।



## વિમળ શાન્તિ

વિમળ શાન્તિ વિણુ વિશ્વે, ભરે સ્મરણો તમારાં એ,
વપુ લીધાં વિધાને શાં, લહે અંતર અમારાં ના. ૧

અજન્માએ જનમ લઇને, કર્યા ઉપકાર કંઈ કઇને,
કરે ના કાજ એ કાગ્રે, દયામય નામ ક્યમ છાજે. ૨
લહી એ મર્મ મહારાજે, પુનીત પગલાં કર્યા આજે
અનાદિ ઇશ છો આપે, તથા મળતા ઉરે જાપે. ૩
ક્રીડાનાં કૌતકો એ જે, લહે જીવ કેમ પામર એ
સનાતન સત્યની દષ્ટિ, દીધી જેને અમીવૃષ્ટિ, ૪
પ્રભુ અદ્ભુત છે ભરીઆં, પ્રતાપી નામ જે ધરીઆં,
દઇને દુષ્ટને દડો, ભરી શાન્તિ નવે ખડો. ૫
સુસંતોને સ્મરણ સ્થાપ્યાં, સુભક્તોને ભરણ આપ્યાં
અમર કીર્તિ તમારી એ, અમર કરતી અમોને એ. ૬
અભય કરવા સુસંતોને, મને રહેવા મહંતોને
વિભુ વેઠો વડાં કષ્ટ, કરે સંતાપ અમ નષ્ટ. ૭
મહા મોંઘાં ચરિત્રો એ, મનુજ કાજે વિચિત્રો એ
કૃપાકરની કૃપાઓ એ, અમર ઝરણે ઝરે છે એ. ૮
અમર કરતી અમર રહેતી, અમર શાન્તિ મને દેતી.
મનુજ અંશો તમારા એ, ધટે કરવું કરો એ જે. ૯
સુહૃદ છો સર્વના સાક્ષી, લહો માયા મધુરાક્ષિ.
કરો અંજન કમળ લોચન, સ્મરણ રંજન ગરવ ગંજન ૧૦
તરે ભક્તો અધ ક્ષણમાં, વિલક્ષણતા પ્રભુપણમાં.
અહો ભાગ્યો અમારાં એ, ધરે ધ્યાનો તમારાં એ. ૧૧
વિશદ કીર્તિ વડે જાણ્યા, પરમ પુન્યે મને માણ્યા.
નકી એ નાથનાં બળ છે, નિરંજન, જીવ નિર્બળ છે ૧૨
કૃપાભાજન કરી કરુણા, ન રહેશો અંતરે પરૂણા
ઉરે અવિચળ સદા રહેશો, ક્ષમા દષ્ટે જીવો જોશો
દયાસિન્ધુ બિરદ વહેશો, વધુ માગ્યું ન મુખ કહેશો. ૧૩



## અહર્નિંશ હરિમાં મન

જેનાં અહર્નિંશ હરિમાં મન, જેનાં અહર્નિંશ૦
એને પુરણ બ્રહ્મ પ્રસન્ન. જેનાં ૦ટેક. ૧
નશ્વર જાણી દે જગજીવન, ધન યૌવન ને તન,
આસક્તિ ઓછી સંસારે, આછાં સ્નેહ બંધન. ૨
કર્મ ગતિ નવ છોડે કોને, આવે કદી દુઃખ દિન,
આર્તે ઈશ્વર એ પોકારે, વિભુ ટાળે સર્વ વિઘન. ૩
પ્રબળ બને કદી દુષ્કર દશા, વાળી લે વિભુ મન,
સમતાએ મન રહેતાં નિર્મળ, થાય કૃપા દર્શન. ૪
જીજ્ઞાસા જાગે પછી પૂરી, મળવા મધુસૂદન,
મનમોહન પણ એમજ ઝંખે, વ્હાલાં વિરહી વદન. ૫
પછી તો પળપળ પડે પારખાં, પ્રેમીનાં નિશદિન,
શાશ્વત સુખ તો સામળમાં છે, નિશ્ચે થાતા મન. ૬
માયિક સંગો સહેજે સરતા, જે આત્માથી ભિન્ન,
જીવ સુધી સૌ જૂઠું ભાસે, સદ્‌ચિદ્ આપ અભિન્ન. ૭
સાક્ષીવત્ વહે એ સંસારો, અંતર આત્મ લગંન,
મન માને સ્વપ્ન સંસારો, લીલાવત્ નહીં લીન. ૮
તદપિ જીવન જ્યાં સગી રહેતાં, સ્મરે હરિ રહીને દીન,
જીવ ભાવે વળી વિયોગ ભાસે, ક્યારે થાઉં અભિન્ન. ૯
ભક્તિ ભાવ પ્રિય પ્રભુને જાણી, જાણે જીવન ધન,
ઈશ્વરમાં સહુ શમીઆં એનાં, તન મન ધન જીવન. ૧૦
પરોક્ષ રહે પ્રભુ કયમ પોતાથી, આપે જેહ અભિન્ન.
પૂરણ બ્રહ્મ પ્રસાદો પામી, પ્રભુમય થાતાં મન. ૧૧
એ અનુભવવા આ અવતારો, ધરિયા થાતા ધન,
અમર તત્વમાં અભિન્ન આપે, વિભુમાં થાય વિલીન. ૧૨

# અંજલિ બીજી



## શરણાગતિનાં કાવ્યો



तावद् भवति मे दुःखं
चिन्तासंसारसागरे ।
यावत् कमलपत्राक्षं
न स्मरामि जनार्दनम् ॥

—गजेन्द्रमोक्षः

ત્યાં લગી દુઃખ હું ભાળું
ચિન્તા સંસાર સાગરે,
જ્યાં સુધી પદ્મપત્રાક્ષ
ન સ્મરું હું જનાર્દન. —ગજેન્દ્ર મોક્ષ

# શરણાગતિનાં કાવ્યો

—:(⌣):—

## તારે શરણે

તારે ચરણ શરણ હું આવી, કન્હૈયા તારે૦
હરિ તેં બિરદે વાટ બતાવી, કન્હૈયા૦ ટેક ૧
જ્ઞાન ન જોયાં ગુણ ન જોયા, અનુગ્રહથી અપનાવી.
કેવાં જીવન ગુથ્યાં ગિરધર, કઈક બ્હીકેથી બચાવી. ૨
મૃગજળ પાછળ મન ભમતાંતાં, ઝટકે ખોડ ભુલાવી,
બંસી બજાવી રાહ બદલાવી, પ્રેમ જ્યોત પ્રગટાવી. ૩
પૂરણકામી આત્મારામી, શું લેવા લલચાવી !
આજ મને આવે ઓસાણો, ત્હેં બધી બાજી બીછાવી. ૪
યુગ યુગ અનુગ્રહ કરજે અંતર, આવી કરૂણા લાવી,
મલકાતે મુખ શું સાંભળતો, રમતો આવી રમાવી. ૫
આગે શોખ ન ધરતો આવા, શરીર ફરી સરજાવી,
આત્મ ઉવેખી, માયા દ્વેખી, હસી સ્યામે શરમાવી. ૬
જીવન જીવને આમ જ ઘટતાં, લેખ લીધેલ લખાતી,
અધુરા અનુગ્રહ ન રહે નટવર, લેજે બિરદ બચાવી,
આ પૂર્ણ મહીં જે પલટા ભાસે, એ દેજે પલટાવી. ૭



## ક્યારે પધારશો ?

નાથ લેવાને બાળોની ભાળ ક્યારે પધારશો ?
રક્ષવાને ધર્મોની પાળ, ક્યારે પધારશો ? ટેક ૧
આજે અનર્થની ચાલી પરંપરા, આ માનવી મરે છે અકાલ.
ધર્મે અધર્મ ને અધર્મે ધર્મ આજ, માની રહ્યાં માનવી મવાલ. ૨

નાસ્તિકના ન્યાયથી સંતો સીદાય છે, લેવા એ ભકતોની ભાળ,
સતીઓના શાહ આજ લોપ્યા સમષ્ટિએ, વનિતા બની છે વિકાળ. ૩
તોળાયાં અન્ન અર્ધ ભૂખ્યાં માનવીઓ, કરવા કન્દૈયા સુકાળ,
છોડયાં ધન ધામ, નિરાધાર સમા માનવી, કરવાને એની પ્રતિપાળ. ૪
માનવના ધર્મ આજ ભૂલ્યો છે માનવી, દેવા સુબુદ્ધિ દયાળ,
દોષોના કોષ નાથ ના રે ઉઘાડશો, દીનબંધુ બિરદે દયાળ. ૫



## આછાં વ્યવધાન

નાથ મારાં આછાં વ્યવધાન, ક્યારે ઉતારશો.
નાથ આવાં દ્વૈતોનાં ભાન ક્યારે ઉતારશો. ટેક ૧
અંતર રહીને નાથ આદેશો આપતા, આવરતાં એને અજ્ઞાન.
માયાના પાશ હજી પૂરા ન ઉતર્યા, એ નશ્વરના રંગો નિદાન. ૨
સુખદુઃખ ને યોગ હજી સમતા ન સાંપડી, આછાં આછાં એ અભિમાન
અનન્ય પ્રેમની ઉણપ અનુભવું, વ્હાલા એ વૃત્તિ-વ્યવધાન. ૩



## નિરંતર અંતર રહેજો

નિરંતર અંતર રહેજો, દયામય નિરંતર૦
આવે આવરણ એ હરી લેજો, દયામય૦ ટેક ૧
અનુકૂળ પ્રતિકૂળ સર્વ સમયમાં, સમ્યક્ દૃષ્ટિ દેજો
દીનબંધુ શરણાગતવત્સલ, ધર્યાં બિરદ એ વ્હેજો ૨
અવિરત અનુગ્રહ દૃષ્ટિ રાખી, એની યાદો દેજો
જેવા જાણ્યા એવા રહેજો, ભવ ભવમાં ભાળો લેજો ૩
અંતરયામી શું આલેખું, અભિલાષા ઉરની લેજો.
પ્રતિક્ષણ પ્રિયતમ અનુભવું અંતર, એમ અનોખા રહેજો ૪



## જીવન નાવના સુકાની

મારા જીવન નાવના સુકાની, હો નાથ મારા૦
છોળ આવે અનેક છાની માની, હો નાથ મારા૦ ટેક ૧
ડોલે છે નૈયા ને ડોલે છે હૈયાં, પ્રિય લેજે તું એને પિછાની.
ઊંચે છે આભ અને નીચે છે નીર આ, મ્હેરામણ માયાનો તોફાની. ૨
વમળો દેખીને મારૂં અંતર મુંઝાયછે, રાખજે તું નજરો નૌકાની.
તારે આધાર મારે તરવા ભવાબ્ધિ આ, હરી લેજે તું જીવન હેરાની ૩
તારણહાર તારી કીર્તિ છે આગવી, નથી લેતો તું દીનની દુકાની,
જીવન, ઉદ્ધાર તું માલીક આ જીવનો, નથી કીંમત કો તારી કૃપાની. ૪



## ત્હારે ચરણે

મારાં સર્વસ્વ શ્યામ તારે ચરણે, સદૈવ મારાં સર્વસ્વ૦
મને લક્ષો આપીને લેજે શરણે, સદૈવ મારાં૦ ટેક ૧
કલ્પનાની સૃષ્ટિએ ને માયાની દૃષ્ટિએ, રહેજે સદૈવ તું સ્મરણે.
કર્તા ભોક્તાની ઘટ-ગ્રંથી વિદારજે, જીવન વહાય સદાચરણે, ૨
તારા ઉપકાર નાથ આલેખ્યા જાય ના, વેદ નેતિ નેતિએ તને વરણે.
સર્વસ્વ સોંપ્યાં તો શાથી શું આપીએ, આ તો ઓછાયા આવરણે ૩
માયાવી માનવી ને માયાવી માગવાં, આ માયાવી ઘાટ સૌ સુવર્ણે,
તત્વે તું એક તોય આજ અધિકાર આ, શ્યામ સુણજે તું સૂર મારા શ્રવણે. ૪



## હૃદયે નિત્ય રહો

હૃદયે નિત્ય રહો હૃપીકેશ જેથી જાય જીવનના ક્લેશ, હૃદયે૦ ટેક.
સદૈવ સુખ નહિ ત્યાં શા રાગો, હરિમાં સુખ હમેશ. ૨
દ્વૈત નહિં ત્યાં કો શુ દ્વેષો, વિશ્વ વિવર્ત લેશ ૩
જગને જૂઠું કયમ કરી કહિયે, જ્યાં રમતા અખિલેશ. ૪

નહિં સંસારો નહિં અવતારો, હરિમય હરિના દેશ. ૫
અખંડ સુખ આવે જીવને જવ, આતમે અભિનિવેશ. ૬
એ કરવાના એહ ઉપાયો, હૃદય રમો હૃષીકેશ. ૭



## ત્રિકમ શું તાળી લાગી

ત્રિકમ શું તાળી લાગી રે, બીજું તો મુજને ગમતું નથી,
મોહન શું માયા જાગી રે, બીજે તો મનડું રમતું નથી. ટેક ૧
સૂતાં ઉઠતાં ને બેસતાં, ફરતાં કરતાં વળી કામ,
મન મ્હારૂં હરિમાં રમે ને મુખ લે મોહન નામ
નંદનંદનમાં નેહ લાગ્યો રે, દિલે તો દીઠા દાશરથી. ૨
જગમાં હરિને હરિમાં જગ મેં, હરિ વિણ દીઠું ન કોઈ,
એક હરિ જ અનંત તો કહો, કોણ કોને દે સોઈ,
બ્રહ્માંડે બ્રહ્મ જ ભાસે રે, મહીમાં માખણ જોતાં મથી. ૩
આ માયાના મંડાણથી, કંઈ ભાસે ભેદ અનંત,
એ ખેલે ખેલે હરિ રે, આપ જ રહીને અસંગ,
મિથ્યા એ મન મુઝાયું રે, મિથ્યાએ એ તો મરતું મથી. ૪
મોહન મનમાં આવિયા, તવ મન માયા એ રૂપ,
સૌમાં અનુસ્યૂત ભાળતાં, એ બનતાં રૂપ અનુપ,
ત્રિકમને તાળી એક જ રે, જોતાં તો એ જુદાં નથી. ૫
એ ભેદ અભેદે ટાળવા, એને તો છે હજી વાર,
ત્યાં લગી ત્રિકમને ભજું હું નિર્ગુણ નંદકુમાર,
લાલને લગની લગાડું રે; એ ભેદે તો ભય રે નથી. ૬



## કેવો પ્રેમ ?

કહો કેવો પ્રેમ કબૂલો ? કન્હૈયા, કહો કેવો૦
ક્યારે અંતર જીવન ઝૂલો. કન્હૈયા૦ ટેક ૧

અનન્ય પ્રેમની શી એંધાણી, અધિકાર કોને એ અમૂલો,
અણુછતી આશા સુખ શાન્તિની, નવ જતી જ્યાં લગી સ્થૂળો. ૨
પ્રેમ નહીં નિષ્કામ અમારો, ઉરે લક્ષ તમારો એ લૂલો,
આપદ્ સમયે ઊર્મિ અનેરી, ભયમાં યે એ ભાવ અટૂલો. ૩
ઓચિન્તા ઓળખાણો કરવાં, જ્યારે જીવ લાગે અટૂલો,
જગ-અભ્યાસો અંતર ઊંડા, પાથરી બેઠા છે મૂળો. ૪
આજ્ઞા આપની પૂરી ન પળતી, અણગણ થઇ જતી ભૂલો.
અનુગ્રહ આશા કયમ કરી રાખું, ક્યાંથી દાસ સંગાથે મૂલો. ૫
નાથ દયા આ લેજો નિભાવી, નિગુર્ણ નયનો ખૂલો,
ઊર્મિની અવધે સ્મરિયે તમને, કરૂણાએ પ્રેમ કબૂલો. ૬
અમને તો અનુભવ એવો, જેવો તેવો યે પ્રેમ કબૂલો,
નિર્બળ જીવને નિજબળ તારો, નજર રાખવો નવ ભૂલો. ૭
કરૂણાસિન્ધુમાં ઊર્મિમોજાં, ભાળું ભેદ એ ભૂલને ભૂલો,
અકામ તથાપિ અનુપમ બિરદો, અનુગ્રહનાં નવ ભૂલો. ૮
ભૂલવું કબૂલવું કોને કહેવું, એ કહેવાનું કબૂલો,
એટલો તો અધિકાર અમારો, કબૂલો કે ન કબૂલો. ૯



## સ્નેહે સોણાંઓ ખોવાયરે

અમે અજાણ્યાં તમે જાણતા રે, મારાં સ્નેહ સ્ખલનને પિછાનતા રે
તમે દીનબંધુ અવિનાશ રે, જગતના નાથ હાથ ન મૂકશો રે. ટેક ૧
અમે અજાણે અરૂંપરૂં ચાલતાં રે, આજે ઉરે સંકટ અતિ સાલતાં રે
તમે પાડજો પ્રેમ પ્રકાશ રે જગતના. ૨
મને સ્વપ્નામાં સ્વપ્નાં આવતાં રે, એને જોતી જ્યોતિને ભુલાવતાં રે
એવાં સંચિતે સોણાં વણાય રે, જગતના. ૩
મને જાગતાંયે ઝોલાં આવતાં રે, એ તો નયનોમાં નિદ્રા ઓ લાવતાં રે,
એણે અનુગ્રહનાં ઋણ રહી જાય રે, જગતના. ૪

તમે અનુગ્રહની આશ રાખી નથી રે, મારા ઉરની અશાન્તિ સાંખી નથી રે
મારી પ્રીતિના પાલનહાર રે, જગતના. ૫
હું તો તારી જ્યોતે જગ ઝાંખતી રે, મને જોતા જાણું અમી આંખથી રે
મારા ઝીલતો જીવનના ભાર રે. જગતના. ૬
મારા ઉરની અભિલાષો પૂરતો રે, રહેતો દેવા આદેશો આતુર તો રે
માનું પાડ તો આડ ગણાય રે. જગતના. ૭
મારી તારી વાતો નથી ખૂટતી રે, ભલે લત આપણી આ ન છૂટતી રે,
છોને જન્મ આવા સો સો જાય રે. જગતના. ૮
ના ના જન્મ હવે નથી આવવા રે, એવા અનિત્ય અંદેશા શા લાવવા રે,
તારે સ્નેહે સૌણાં સૌ ખોવાય રે. જગતના. ૯



## મને ક્યારે સંભારશો

કહો કહો શ્રી કૃષ્ણ મને ક્યારે સંભારશો,
દેવ, દાસોનાં ઋણ કહો ક્યારે ઉતારશો. ૧
હરિ ભક્તોની ભીડથી ક્યારે પરવારશો,
વાર કરવાની ટેવ વ્હાલા ક્યારે વિસારશો. ૨
પ્રભુ પ્રેમી પોકાર કહો ક્યારે વિચારશો;
વ્હાલા વસમા વિયોગથી ક્યારે ઉગારશો. ૩
દીઠા અંતરમાં દેવ બ્હાર પાડું પોકાર શો,
છે દિલમાં જે દેવ એને શોધું સંસાર શો. ૪



## રાખશો એમ રહીશું

તમે રાખશો એમ અમે રહીશું, દયાળ તમે રાખશો૦ ટેક
તમે રીઝો રૂઠો તો કોને કહીશું દયાળ૦ ૧
રૂઠ્યાની રીત નહીં આપની વિશ્વાસ એ,
ભોગ સંચિત ના જેમ તેમ સહીશું. ૨

આવ્યે રે દુઃખ વાત અંતરના કષ્ટની,
આપ વિના તે કોને કહીશું. ૩
મમતા એ સ્નેહ પાશ બાંધ્યાં સંસાર એ,
આપ દયા યે છૂટી જઈશું. ૪
દાસો ને દેહ નેહ નજરો રે રાખજો,
અની નજરો એ નાથ તરી જઈશું. ૫
આખર તો અમ તમ એ યે અજ્ઞાનમાં,
એ અનુગ્રહ કરશો તો અમે લહીશું. ૬



## હરિના દરબારમાં

હરિ, દાસના દરબારમાં, મારી જગ્યાયે રાખજો,
કહું આપને કે એમને, એ યુક્તિ અંતર દાખજો. ૧
ભરૂંસા મને હરિ ભકતના, આશા ખરી આગે ધરે.
પરમાર્થિ એ પક્ષો કરે, તો ના તમે નવ ભાખજો. ૨
નથી યોગ્યતા એ સ્થાનની, તદપિ કરે ઉર ઓરતા,
દીનબંધુ બિરદો આપનાં, એ યાદ અંતર રાખજો. ૩
નવ પૂછશો યમરાજને, એ કર્મ કોષ ઉઘાડશો,
જેમાં હશે લખિયા, હરિ, અમ દોષ કોટી લાખજો. ૪
નથી દુર્ગતિ મુજ દાસની, એ વેણુને કયમ વિસરૂં
અમૃત તમારી આંખનાં, એ અમ પરે પ્રભુ નાંખજો. ૫
વિશ્વાસ છે વિભુ આપના, પણ પ્રબળ માયામાં અમેઃ
એ મા મને કરૂણા કરે, એવી દયાઓ દાખજો. ૬
અખિલેશ દર્શન આપજો, સંતો અને સ્વરથાનનાં
નહીંતર જીવન જન્માંતરે,' આ ભાવ અંતર રાખજો. ૭
મારે મને મનમોહના, કો આપ વિણ સૃષ્ટિ નથી
છો સુહૃદ અંતર સામળા, દેજો દયામય સાખ જો ૮
આ તો હરિ જીવ ઝંખના, અમ તમ વિષે વાડયો નથી
અનુગ્રહ કરીને આખરે, આ આડ કહાડી નાંખજો. ૯



## અંતર ગુહાએ અવિનાશ

અંતર ગુહાએ અવિનાશ રાજે, વળી વિભુ વિશ્વ વિષે વિરાજે,
ભવાબ્ધિ તરવા તુજ નામ જહાજે, હરિ અમારી તુજ હાથ લાજે. ૧
પવિત્ર કીર્તિ પરિપૂર્ણ કામી, પદારવિંદે પ્રણમુ વિરામી,
પૂર્ણેન્દુ પદ્મા પ્રિયપ્રાણ સ્વામી, પરાત્મ પ્રેમી પ્રિય ભક્તગામી. ૨
લીલા વિલાસે વિભુ વિશ્વ વ્યાપ્યા, વિધિ સુરાદિ મુનિ સિદ્ધ જાપ્યા,
પ્રભુ તમે એ અધિકાર આપ્યા, સ્વર્ગાદિ લોકે સહુને જ સ્થાપ્યા. ૩
અનંત આનંદ અખંડરૂપ, અલિપ્ત છો અવ્યય ને અનૂપ,
અવ્યાકૃતે કારણ રૂપ ભૂપ, વિદ્યા વિલાસે વિલસો અરૂપ. ૪
ભક્તો તણા જીવન પ્રાણ આપ, અર્થાર્થિના અર્થ પૂરોજ બાપ.
જીજ્ઞાસુના એ હરતા જ તાપ, જ્ઞાની ઉરે છો સ્વયમેવ આપ. ૫
અપાર મહિમા તમ કોણ માપે, દીનાર્ત દુઃખો પ્રભુ તું જ કાપે.
અનુગ્રહોએ વળી તુંજ શાપે, પરંમપદોએ વળી તુંજ સ્થાપે. ૬
ગોપાળ ગોપેશ ગરૂડગામી, ગોપાંગના અત્ર તનેજ પામી,
સ્વભક્તની ના નિરખોજ ખામી, શરણ્ય સ્વામી હરિ આપ્તકામી. ૭
વિયોગ ભક્તો પ્રભુનાજ સ્હેતા, કૃપા કરી ત્યાં પ્રભુ પાસ રહેતા,
સર્વસ્વ જેના સહુ ભાર વ્હેતા, આભારી ભક્તો સહુ ઉર લ્હેતા. ૮
દયા જીવોની હરિ મન આણી અવતાર લીધા પ્રભુ ચક્રપાણી,
અજ્ઞાનધેર્યા ન શકે જ જાણી, વ્હારે ચડો હો વ્રજરાજ દાણી. ૯
રમાપતિ હો, રઘુવંશ આવી, સુનીતિની રીતિ જગૈ બતાવી,
લંકેશ તાર્યા દિલ દાઝ લાવી, એ રામ નામો પરલોક ચાવી. ૧૦
ચાક્યાં વિધિ વેદ સરસ્વતી જે, અપાર મહિમા ન શક્યાં લહી એ,
અખંડ ધ્યાને હર એક રહે છે, એ રૂપ તારાં શિવ સુજ્ઞ કહે છે. ૧૧
એ તત્વ શિવનાં નવ કોઇ જાણે, અભેદ ભક્તો ઉરમાં પ્રમાણે,
કહી કવિ કો ન શકે જ વાણે, કરો કૃપા એ ઉરમાં જ આણે. ૧૨
શ્રીકૃષ્ણ શરણં મમ મુખ કહેતાં, વિશ્વાસથી શર્ણ સદૈવ રહેતાં.
ભલે કદિ સાધન રહે અધૂરાં, જન્માંતરે સ્મર્ણ મળે મધૂરાં,
એ શર્ણ સ્મરણો ચહું અંતરે હું, કહું મુખે શું લહું હું ઉરે તું. ૧૩



## નથી નથી કોમાં નેહ

નટવર નથી નથી કોમાં નેહ મ્હારા, નટવર નથી નથી૦
મારું તુજ સ્મરણમાં સ્નેહ મારા ટેક૦ ૧
દ્રષ્ટા તું એ સર્વે દેખે, પૂર્ણ અમારે દેહ,
સૌ સૃષ્ટિવળી તુજસ્વરૂપે સમૂળા કયમ તજું સ્નેહ. ૨
પણ એ સૌ સંસૃતિ દેનારા, વળી નશ્વરના શા નેહ
સુત વિત તન ધન ભરતી ઓટો, એમાં શા સદેહ. ૩
એના નેહો આપ ભુલાવે, ફરી ફરી આપે દેહ;
ત્રણ તાપે જીવ જીવતાં બાળે, અંતે કરતા ખેહ. ૪
સ્થૂળ જળે ને સુક્ષ્મ જીવે, એ સંચિત વહેતા દેહ.
અમે અજાણ્યાં આ સહુ ભેદે, નથી મન જોવા એહ. ૫
ખેદ ભેદ સૌ ત્યાં લગી ત્રિક્રમ, જીવ માને તુજ ભેદ
માયાનાં મંડાણો અંદર, તું તો તેનો તેહ ૬
અન્વય એમાં અખંડ રાખી, સાધું સાચા સ્નેહ.
નથી કો દેહો નથી કો નેહો, લાગ્યે ત્હારી લેહ. ૭



## મારૂં તારૂં

હો મન મારૂં તારૂં મૂકો, હો મન મારૂં તારૂં૦
જીવન લક્ષ ન એમાં ચૂકો, હો મન૦ ટેક ૧
મ્હારાં ત્હારાં માનો છો પણ, કયાંથી લાવ્યાં રૂકો,
ખટરસ ભોજન ખાવાં છે, પણ ભાગ્યે લખિયો ભૂકો. ૨
દાણે દાણે નામ લખેલાં, ચતુર થઈ કાં ચૂકો,
જેહ તમારૂં તે નથી પરનું, પરના પર નવ થૂકો. ૩
અન્યાયે લીધાં દીધાં એ, ભોગવતાં ભવ સૂકો.
લેવાં દેવાં ભાગ્ય ન ભૂસે, અધિર થઈ કાં ઝૂકો
અહીં આવ્યાનો એક જ હેતુ હરિ નામ નવ ચૂકો. ૪



# જીવ શિવ ભાવનું ભૂસું

પ્રતિજ્ઞા પાળી રહ્યા નરહરિ, પ્રતિજ્ઞા પાળી૦
ધરી બિરદો બધાયા વરી, પ્રતિજ્ઞા૦ ટેક ૧
પળપળ પ્રાણી પોકારે તમને, નિજ દુઃખ આગે ધરી,
અધક્ષણ એવી નહીં જે તમને વિસામો આવે જરી. ૨
એક કાળે કેટકેટલા દાવા, ચૂકવતા ચિન્તા ધરી,
અધિભૂતાદિ ત્રણ તાપેથી, કોણ ઉગારે, હરિ ! ૩
તમને કો ક્યમ ભૂલી શકે, પ્રભુ, દુનિયાં દર્દે ભરી,
ભૂલતા ભવભવ ભમી દુઃખ ખમતા, ભજતા જાતા તરી. ૪
તદપિ નાથ ન ભૂલ્યા કોને, અનુકંપા અંતર ધરી.
કેટકેટલા શ્રમ સહન કરો છો, શ્રમ દુઃખ અંતર ધરી. ૫
શું જાણું જે આપે કેવી અદ્‌ભુત શક્તિ ભરી,
મન મોહન મુંઝાતાં અંતર, આપ કૃતિ સાંભરી. ૬
અશક્ય શું અલબેલા તમને, લીલાએ સૃષ્ટિ કરી,
શ્રમ પણ તમને શેના માનું, વિશ્વ રહ્યા વિસ્તરી. ૭
સમર્થ ન નિગમ સમજવા શક્તિ, નમું નમું નેહે ભરી,
ખરૂં કહું તો ખાર ન કરશો, જો થી નવાઈ કરી ! ૮
આપ જ રમતા આપ જ ખમતા, આપજ ગમતા ફરી,
અનુકંપાયે કેમ ન આણો, જીવજીવ જીવન ધરી. ૯
પ્રેરો એ એ પાને લખીએ, હકીકત આ છે ખરી,
જીવ શિવ ભાવનું ભેળ્યું ભૂસું, જમી જાણે નરહરિ. ૧૦
ચોકખું છે ચિન્તા નવ કરશો, નથી બજારૂ જરી,
અન્ય નહીં ત્યાં શી અથડામણ મૃગજળ ગાગર ભરી.
તદપિ મન મૃગ નિશ્ચે દોડે, તૃષા તુજ અંતર ધરી. ૧૧



## કેવી દયા આ તમારી

દયામય કેવી દયા આ તમારી, ક્ષતિઓ કોઈ ન જોઇ અમારી.
શરણમાં સ્નેહેથી લીધાં સ્વીકારી. દયામય૦ટેક ૧
કન્હૈયા કોટયાવધિ ઉપકારો, જીરવશે કેમ આ જીવ બિચારો,
પ્રભુ દ્વૈત ખટકેથી એને ઉગારો. ૨
જીવનમાં કંઈકંઈ અવગ્રહ આવે, તમારા વિશદ વિશ્વાસ ભુલાવે,
તો યે તું અનુગ્રહ ના ઓમરાવે. ૩
અમારાં પાર્થિવ પ્રેમ પૂરીને, પંપાળ્યા પ્રેમે તૃષ્ણાના તુરીને,
વિશ્વંભર વહી રહ્યા ધર્મ ધુરીને. ૪
અમારે આ ભવસાગર તરવા, અધૂરી આશા એ પૂરી કરવા,
તમારા બિરદે ભરોસા ધરવા. ૫
પ્રભુ તું પ્રેમે પરોક્ષ દીસે છે, તથાપિ ઉર અપરોક્ષ હીસે છે,
તને કયાં એવા રાગોની રીસે છે? દયામય૦ ૬



## હરિ હશો હસ્તા રમાડી

નવ ખસી જશો ખેલે લગાડી, જીવન, નવ ખસી૦
બાપ અભય હું આપ અગાડી. જીવન નવ૦ ટેક ૧
અજ્ઞાની બાળ હું અવર ન જાણું, આ બાજી તું આગે ઉઘાડી.
મેં કર ઝાલ્યો એ નથી પડનારો, કહ્યું તમે પાર્થ અગાડી. ૨
રમતે જો ભૂલું હું તાત તમોને, આ અંતર માયા જગાડી,
તોય તમે એમાં લાગજો રમવા, મીઠી મીઠી મોરલી વગાડી.
જીવ શિવ નાતા પુત્ર પિતાના, હરિ હશો હસ્તા રમાડી. ૩



## હરિ હસીને કહે

હરિ હસીને કહે એકવાર, મને હરિ હસીને૦
જેનો રહી ગયો છે રણકાર. મને હરિ૦ ટેક ૧
હું ધન ધામ તો આપું સહજમાં, આપું આયુ પરિવાર.
કીર્તિ એ આપું ને સ્ફુરતી એ આપું, દાન કાજે કલદાર. ૨
ભાષણ કરવા ભાષાએ આપું, જન મન રંજનકાર,
ઈચ્છિત આપું ને યુક્તિએ આપું, આપું ઉંચા અધિકાર. ૩
પણ પ્રકૃતિ નવ બદલી શકું હું, થાકયો કરી ઉપચાર.

સ્વભાવ ન ફેરવી શકતો પ્રયત્ને, શેના ધરૂં અહંકાર. ૪
સ્વભાવે સ્વયંભુએ મુજને એ મુંઝવ્યો, ગોપ હરિ નિરધાર.
માટે હવે તો હું હારીને બેઠો, કરી હયો ગમ્યા કારભાર. ૫



## આટલી દયા બસ મારે

પ્રભુ આટલી દયા બસ મારે, તમારી આટલી દયા૦
નવ યાચું હું નાથ વધારે, તમારી આટલી૦ ટેક. ૧
માયાભર્યાં મન મુક્તિયે માગે, લાજે નહીં એ લગારે.
હસતા હશો હરિ એની એ હઠને, કરજો ઘટે એ કરા રે. ૨
ઓછું દેતાં નહીં આવડે તમને, એ અનુભવ ઉર મારે.
રાજા રીઝે એને રંક ન રાખે, કર અહીં કીર્તિ વધારે. ૩
દીનબન્ધુ પદ હજી ત્યાગ્યું નથી તમે, દેવુ ન રાખ્યું ઉધારે.
ચાકરને વળી ચિંતાયે શેની, સુહૃદ સ્વામી શીર જ્યારે. ૪
દાખો દયા એને શું નથી દેતા, દયાથી શી વસ્તુ વધારે.
અક્ષર આગે શાને હું ઉચરૂં, નિર્વાણે જાણ ન કયારે. ૫



## ઘણી કરી તેં

રાખી ક્ષણ ક્ષણ ખબર મારી, એ ઘણી ઘણી કરી તેં ગિરિધારી.
ક્ષતિઓ ક્ષણ ક્ષણ થતી વિસારી. એ ઘણી ઘણી૦ ટેક ૧
વિશ્વ નિયંતા તું જગત્રાતા, હું ભવ ભવની ભિખારી.
કંઈ કંઈ છેડા છોડી સાંધી, બગડતી બાજી સુધારી. ૨
અપરાધોની કરી ઉપેક્ષા, સ્નેહની જ ઊર્મિ સ્વીકારી.
ઉર અજાણ્યા કંઈ ઉપકારો, ન લહે બુદ્ધિ અમારી. ૩
ચિન્તા મારી તેં ઉર ધારી, ખમા ખમા ગિરિધારી.
અધુરી કીર્તિ કર્યાં હતી તારી, કે મુજ વેઠ સ્વીકારી? ૪
અનુગ્રહ સ્મરતાં ઋણી જ રહીશું, નથી કોઈ બદલા બારી.
તુજ ગુણ જીવન જાય ન લખીઆ, હંસવાહિનીએ હારી. ૫
અંતરયામી શું આલેખું, કળી ન શકું કૃતિ તારી.
પ્રેરક હેરક તું સહુનો પણ, અમ પર નજરો ન્યારી. ૬
નચિંત નાથ હવે હું તું પર, તુજ કર દોરી મારી,
આમ જ મહિમા તેં શું વધાર્યો, વિમળ કૃપા વિસ્તારી. ૭
અનુગ્રહીને અધિકારો શા શા, એ નવ જાણું મુરારી.
અવધિ કરી અલબેલા અંતર. નાહે નિકટ પધારી. ૮
એહ કથા નવ કલમે આવે, લીધી ઉર ઊતારી.
અંતર અક્ષર અવલોકું ત્યાં અંતર્ધાન આભારી. ૯



## બિન્દુ એક માગીએ અમે

હરિ રાખીને તન ધનમાં મન, બંધન બાંધવા નથી.
કરી લેવાં ને દેવાંની નોંધ, જન્માંતર સાંધવા નથી. ૧
હરિ કરેલું એ આપને હાથ, કારણો જાણો તમો.
ઉરે માયાનાં જોર અથાગ, વારણ જાણો તમો. ૨

બાપ બાળના પુર્યાં વિણુ કોડ, આપના છૂટકા નથી.
ધર્યાં બિરદો અપૂર્વં અખિલેશ, એ કાંઈ ટુચકા નથી. ૩
અમે માણુસી માનવી નાથ, બાળ કોડ પુરીએ છીએ.
ભોગ આપી જીવનમાં અનેક, એને કાજ ઝુરીએ છીએ. ૪
એના અણુગણુ દોષ પર રોષ, અંતરમાં રાખતા નથી.
એનાં અલ્પ દુઃખોએ દયાળ, અમ ઉર સાંખતાં નથી. ૫
એને જોવાને સુખમાં સદૈવ, આતુર અમ અંતર રહે.
એના આછાએ પ્રેમ પ્રતિકાર, નિરંતર અંતર રહે. ૬
આ સ્નેહોના પાશ અવિનાશ, આપના આપ્યા લહું.
તમે સાથે ન હ્યો તો મહારાજ, હું માત માયાને કહું. ૭
મને આગવા અનુભવ ઉર, તાત પ્રેમ પાળી રહ્યા.
મારા પૂરીને પળ પળના કોડ, નેહથી ન્યાળી રહ્યા. ૮
તોય માગ્યા તાગ્યાની આ ટેવ, નાથ કેમ જાતી નથી.
તમે જાણો છો જીવન જરૂર, માયા વશ થાતી નથી. ૯
અખિલેશ આજ આપની પાસ, ભીક્ષુ બની લાગીએ અમે.
કૃપા સિંધુની પાસ અવિનાશ, બિંદુ એક માગીએ અમે. ૧૦



## રહીશ અદીઠો ?

ક્યાં લગી રહીશ અદીઠો ? કન્હૈયા ક્યાં લગી૦
કરતો ક્યાં રહી ને સૂર મીઠો, કન્હૈયા૦ ટેક૦ ૧
શોધ્યાં સ્વજનો શોધી સમષ્ટિ, શોધ્યો સ્નેહ અજીઠો.
પ્રકૃતિ શોધી, સંસ્કૃતિ શોધી, શોધી રહી પ્રભુપીઠો. ૨
ચર્મ ચક્ષુએ રહ્યો અદીઠો, ઉર–ચક્ષુ ચરાચર દીઠો.
ઘટમાં ગુંજન કરતો ગિરિધર, મોરલી તણો સૂર મીઠો.



## કેમ દુઃખ માંગ્યાં ?

મા કુંતાએ કેમ દુઃખ માગ્યાં હશે રે, મા કુંતાએ૦
એને એવાં કો તત્ત્વ હાથ લાગ્યાં, હશે રે૦ ટેક. 1
સુખના સંયોગ રંગ સંધ્યાના લાગતાં અંતર હશે રે વૈરાગ્યાં.
દુઃખે દુભ્યાં રે દિલ પ્રભુમાં પરોવતાં, અંતર હશે રે અનુરાગ્યાં. 2
અનુપમ આનંદએ લક્ષે લાગ્યા હશે, હશે આત્મસ્મૃતિએ સોહાગ્યાં.
સ્મરણ સંવેદનની ઊર્મિ અનુભવી, એ અન્ય રસે ન અનુરાગ્યાં. 3



## રાય તું હું રંક છું

પ્રભુ રાય તું, હું રંક છું, દાતા દયાળુ તું સદા
અક્ષયત અમોને આપતાં, અવનત મુખો ન કર્યાં કદા. 1
માટે જ યાચું યાદવા, હું દીન ભાવે તુજને,
પરિપૂર્ણ કામી તું સદા, એ ભરોંસો છે મુજને. 2
પ્રભુ રિદ્ધિ દે વળી સિદ્ધિ દે, સ્મરણો તણી હો સામળા,
મૂકાવ મોહ મમત્વના, અંતર ભર્યા અમ આમળા. 3
વિષયો વિષે વૈરાગ્ય દે અનુરાગ હો અવિનાશમાં,
વળી વાસના વળગે નહીં, જે નાંખતી દેહ–પાશમાં. 4
પ્રભુ ભક્તિ દે વળી મુક્તિ દે, યુક્તિ બતાવી દે બધી,
હું નિત્ય સત્ય જ ઓળખું, તજું અનૃતે વૃત્તિ વધી. 5
રાગો તજું ડાહ્યો તજું, જાગો ઉરે એક ભાવના,
સર્વાત્મભાવ સદા સજું, દર્શન વિના ક્ષણ જાવ ના. 6
સચિત સહુ સહું શાન્તિથી. ભ્રાન્તિ ન થાએ આપમાં,
લિશુ વિકળ વૃત્તિ ના બને, તુજને ન ભૂલું તાપમાં. 7
ક્ષતિઓ બધીય ક્ષમા કરી, અંતર દયા અવધારજો,
નવ યોગ્ય એને હોઉં તો, હરિ આપ આપે તારજો. 8
તેં તારીઆ મોક્ષે ગયા, મહિમા મને એ ખબર છે,
સહુ પાપ તાપ સમેટવા, તુજ બાહુમાં બળ જબ્બર છે. 9

આખર હું યાચું એટલું, સહુ સ્ખલનથી જ બચાવજે,
અનુરાગ એક જ તુજમાં, અમ અંતરે જ જગાવજે. ૧૦
મેં માગિયું તે આપિયું, નવ ના કહી તેં નાથ રે,
પરિયાણ લગી તો સાચવ્યુ, સામળ તમારા સાથ રે. ૧૧
પણ પછી પ્રીત નભાવવી, એ નાથ મહા મુશ્કેલ છે,
આ જીવનું થાશે કશું, એ ના મને જ ઉકેલ છે. ૧૨
જીવ શિવ સૌ તારે વિષે, એકત્વમાંહી સમાવજે,
વિભુ વિવર્તોના વેષ સૌ, દઈ આત્મજ્ઞાન ભજાવજે. ૧૩



## શરણમાં સદા રહું

પ્રભુ સ્ખલન થયાં છે ખરે ઘણાં, તદપિ વિશદ છે બિરદ તમ તણાં.
વિધિ થકી હરિ અમે ન ચાલીયાં, વિષમ માર્ગમાં મન ઘાલીયાં.
પૂજન પ્રેમથી નવ કર્યાં પ્રભુ, સ્મરણ સ્નેહથી ના કર્યાં વિભુ.
સ્તોત્ર પાઠમાં લક્ષ ના પૂરા, જદપિ જગતણા ભોગમાં શૂરા
દાન ના કર્યાં ઉદાર મન વડે, દોષ એ પ્રભુ કોણ પર ચડે !
પ્રભુ પદે વળી પાઈ મૂકીને, મશ્કરી કરી નાથ ચૂકીને.
કઠિન નિયમનાં વ્રત નથી કર્યાં, મનને વૃથા છે જ છેતર્યાં
રાગ દ્વેષની વૃત્તિ ના ગઈ, સર્વમાં પ્રભુ ઝાંખી ના થઈ
કંઈક દોષની જાણ ના હશે, પણ લખાઈ એ નકી ગયા હશે
તદપિ આશ છે એકરે હજી, પાપીઓ કંઈ તરી ગયા ભજી
શરણથી થયા શુદ્ધ કંઈ જીવો, પ્રગટ એ પ્રભુ શાસ્ત્રનો દીવો.
સંચિતે કર્યા પ્રેરિયાં હશે, અહંકૃતિ ગયે એ વૃથા થશે.
વિષય ઘેરિયાં વિવશ મન હરિ, ભોગની જરી બ્હીક ના ધરી.
ધર્મ આ સહુ જીવના ખરે, આત્મ જો લહે તો ન એ ઠરે.
પ્રથમથી હતો પૂર્ણ એ પ્રભુ, વિકળ કાં થયો વૈરીથી વિભુ.
કામના વળી એહને કશી ! કોણ સંગથી વિકૃતિ વશી.

એ બધા વિભુ વિશદ કોયડા, પાર જેહના નથી હજી જડયા.
બુદ્ધિએ પ્રભુ કોનું ના વળ્યું, પરમ તંત્ર એ જાય ના કળ્યું.
અગમ્ય એ હરિ આપની કૃતિ, કયમ કરી કળે અલ્પ અમ મતિ
તદપિ આશ છે હજી મને જરી, પતિત પાવના છો તમે હરિ.
અમ સમા કંઈ જીવ તારીઆ, નિજ કૃપા વાડે અર્થ સારીયા.
પ્રભુ તમે રહ્યા તમ સ્વભાવમાં, તરી જશું અમે એ પ્રભાવમાં.
પળપળે કૃપાદષ્ટિઓ પડી, કરી રહ્યા દયાવૃષ્ટિઓ વડી
પરમ પ્રેમથી પિંડમા રહી, પ્રેરણા કરી એ અમે વહી.
વિષમ બંધને જીવ જઈ પડે, એથી રોકીયાં અનુગ્રહો વડે.
તમ કૃપા તણા પાર ના લહું. જીવનભર કદી જો મથી ગ્રહું.
પ્રણતપાલને શું વધુ કહું, વિભુ વિરહ વ્યથા જાણતા લહું.
અંતરે રહો આમ રે સદા, છોડી ના જશો નાથ રે કદા.
સતત સ્મરણમાં આપ રે રહો, અવર ભાવ કો જીવ ના વહો
દ્વૈત ભાવની આ વિડમ્બના, આપમાં દીસે આજ વ્યંજના.
અંતમાં પ્રભુ એય પરહરૂં, બ્રહ્મ—ભાવના જીવમાં કરૂં
એટલું કરો પ્રભુ કૃપા કરી, અપૂર્ણને હરિ પૂર્ણમાં ધરી
પૂર્ણમાં બધું વિશ્વ આ વિભુ, અલગ કોઈ ક્યાં છે જ હો પ્રભુ.
લવણ પૂતળી પાણીએ સમે, એમ જીવ આ બ્રહ્મમાં રમે.
તદપિ આજ તો જીવ હું પ્રભુ, શરણમાં સદા સદા રહું વિભુ,



## આટલું તો આપજે

આટલું તો આપજે જરૂર, જીવન, મને આટલું તો૦
રહું અનુગ્રહને કાજ હું આતુર. જીવન મને૦ ટેક ૧
ભૂલું હું અંતરે તુજને જન્માંતરે, તો ય નવ થાતો તું દૂર.
ભૂલું તું ગુણને ભૂલું તું ઋણને, તો ય નવ ભૂલતો તું ઉર ૨
સુખમાં કે દુઃખમાં ભયમાં કે ક્લેશમાં, સંગ રહી આપજે સબૂર,
કપરા સંયોગનાં સંચિત સમારવા, આવતા ન કરતો અસર.

સંસારી સ્નેહ કદી સમૂળા ન જાય તો, ભાસજે ભવે તું ભરપૂર
વ્યષ્ટિ સમષ્ટિમાં વ્યાપી રહેલની, માયા લગાડજે મધુર. ૪
અવસાને આત્મ લક્ષ ભૂલું વ્યથા વડે, તો ય મને તેડજે હજુર
જન્મો આપે તો વરી ઓતપ્રોત આ રીતે, રહેજે ન હ્લેજે કસુર ૫
દ્વૈત કેરા દોષ દાસ ભાવોમાં ના નડે, એને તારી માયા મંજુર
દેહ ધર્મે આ યાચના ન ઘટતી ગોપાલથું, ભેદ ભેદે તો ભાગજે જરૂર. ૬



## આપવું જ પડશે.

આટલું તો આપવું જ પડશે ગોપાલ મને૦
નીકર બ્હાનાં ધર્યાં ન પરવડશે, ગોપાલ, મને૦ ટેક

આજે છે પ્રીત એથી ઓછી ન ચાલશે, હશે ચાઝી તો ટીપ જુદી ચડશે.
કુન્તિ કુમાર કને કૌલો કર્યાં તમે, મારે શરણે આવ્યો ન રડવડશે. ૨
રહેલીએ રીત તમે શીખવી સંસારીને, નવ જાણ્યું જીરવવી પડશે.
પારસથી લોહ નવ બદલે સ્વરૂપ તો, દોષ કોને શીર એના ચડશે. ૩
આપ્યા લીધાની આ માયાવી દ્રષ્ટિઓ, એ કલ્પિત તથાપિ કનડશે,
દેહીની દીનતા ને દાતાની બીજતા, જીવ શિવ બે લગી ખખડશે
માટે ઉપાધિ એ કહાડી રે નાંખજે, આ એટલું યે ભારે શું પડશે! ૪



## તેં કરી નિહાલ

મારે જે રે ગણું એ ગોપાલ, તું એક મારે જે રે૦
મારા સર્વસ્વનો તું પ્રતિપાલ, તું એક મારે૦ ટેક૦

સેવા માગ્યા વિના સ્વામી રહે સદા, કોઈ દાવાની ભેદીને દીવાલ.
ભક્તિ વિનાએ બીક લાગે ક્ષણક્ષણે, એ ભૂલ્યા ભૂલાય કેમ ખ્યાલ.
સ્વજનો સંસારનાં નિઃસ્વાર્થ કોઈ ના, એ વેપારી સોદા મવાલ.

જનો વિશ્વાસ મે માગ્યાં એ આપતાં, સુહદ તે ના પૂછ્યા સવાલ.
કરતે ઉપકાર પ્રતિકાર વિણુ પ્રેમથી, એ કરૂણાઓ તારી કમાલ.
અક્ષર નથીરે એ ઊર્મિ આલેખવા, લૂખી પડે ભાષા રસાલ.
અનુગ્રહની નજરો એ નિરખી રહી સદા, નાથ મને તે કરી નિહાલ.



## પરીક્ષા ન કરશો

મારા પ્રેમની પરીક્ષા ન કરશો, ગોપાલ, મારા૦
મારા ઉરના વિશ્વાસ તે ન હરશો, ગોપાલ૦ ટેક ૧
સચિત આધીન પરાધીન અમે માનવી, હરિ એના ઉકે ન હાથ ધરશો
મનનું શુ જોર જે માયાને એ જીતે, એને દિલમાં રહીને દોરવશો ૨
અનન્ય પ્રેમની આશા ન રાખશો, મને ભક્તોને ભાવે ન ભરશો
જોશો ન અક્ષર નિરક્ષરની જનને, મને પાસ કરી આપબિરદ ધરશો ૩



## પૂર્ણ ભરોસો તમારો

પ્રભુ પૂર્ણ ભરોસો તમારો, અંતર પ્રભુ પૂર્ણ૦
એમાં કરી રહ્યા નાથ વધારો, અતર પ્રભુ૦ ટેક ૧
પૂર્ણની વ્યાખ્યા અજાણુ અમોથી, તદપિ તમે તો સ્વીકારો,
કૃત નિશ્ચય ભક્તોનો ન્યારો, સુખ દુ ખમાં નહી ડગનારો. ૨
આપદ્ સમયે એના જેવો, અટલ નિશ્ચય ન અમારો,
એ ક્ષતિ નાથ ન આપ અજાણી, તદપી તમે ન વિસારો ૩
અલ્પ ભરોસો એ આપ ઉપરનો, અભય અતર કરનારો.
અપૂર્ણ ભરોસો અપૂર્ણ માનવનો, તું પૂર્ણે પૂર્ણ થનારો. ૪



## ગુણ-સાગર

ગુણ સાગર નટવર ન્યારા, અમારા ગુણ.
ભવ સિન્ધુએ બંદર આરા, અમારા. ટેક ૧
મધથીએ મીઠા મ્હેરામણ મોહન, આ જગ સિન્ધુ તો ખારા ર
ભરતી ને ઓટ આ વિશ્વ સમુદ્રે, પ્રભુએ ન વધઘટ ધારા. ૩
તરંગે ને મોજે ઉછળે ભવાબ્ધિ, ગુણગંભીર નાથ અમારા. ૪



## મન મંદિરમાં

મન મંદિરમાં મોરલી વગાડો, મોહન, મન૦
શ્યામ સૂતેલા જીવને જગાડો, મોહન૦ ટેક ૧
કૃષ્ણને કાજ રાજ પ્રગટયા પલકમાં, આજ આમ વાર કાં લગાડો ૨
આલમ વેચીને અમે વાલમ વસાવીઆ, મૂલ્ય બિરદોનાં બાપ કાં બગાડો ૩
સ્નેહીની રાત સદા શરદ સોહામણી, પૂર્ણિચંદ્ર ચિત્તમાં ઉગાડો. ૪



## તું સદા ઉગારે

મને આપદથી તું સદા ઉગારે. ગોપાલ, મને૦
કૃપા કોણ કરે એવી વારેવારે ગોપાલ૦ ટેક ૧
તારા ઉપકારથી અજાણ જીવ આખરે, તું એથી અજાણ વળી કયારે
ઇચ્છા કરું એ તું જાણી લે અંતરે, એ પૂરવા પર પિંડમાં પધારે. ૨
આટલા તો નેહ નિભાવજે અનુગ્રહે, પછી એથી વરદાન શું વધારે,
વાણી ન તુજ ગુણ વર્ણવાની વિશ્વમાં, એ કીર્તિની કયાં પડી છે તારે. ૩
કાયાએ પ્રેમને તારે બંધાઈ તું, અમ અંતર વિશ્વાસને વધારે
બાપ થઈ બાળને બચાવે એ શું નવું, હો અમ્મર એ છાવડા અમારે. ૪



## તારી કૃપાઓ માધુરી

પ્રભુ તું કરુણાસિન્ધુ તો કહાવે, બિરદ શું નિત્યે નવીન સજાવે,
કરી કરી ઉપકાર અમને લજાવે. પ્રભુ તું૦ ટેક
ઉપમા સર્વે જણાતી અધૂરી, એવી પ્રભુ તારી કૃપાઓ મધુરી.
જીવન જે આપી શકું નહીં પૂરી. પ્રભુ તું૦
અમારા દોષોના કોષો ભરેલા, તમારા યોગે એ ઠાલા ઠરેલા,
માયાએ જાણું અનુગ્રહ કરેલા
કરીને અપરાધોની ઉપેક્ષા, અમારાં પ્રિયની કરી રહ્યા રક્ષા,
રાખી નહીં પ્રતિકારની યે અપેક્ષા.
અનવધિ ઉપકારો કેમ આલેખું, કિનારો નાથ ન જેનો હું દેખું
ઓશીંગણ થાવા ઉપાય ન પેખું.
અંતરના જાણને શું હું જણાવું, અજાણ્યા અનુગ્રહ કેમ ગણાવું!
જાણું તને ખટકે આ જૂદું જણાવું.
આભારો ભણતાં તુ ખેદ ભુલાવે, ભૂલો યે તુજ વિણ કો કબૂલાવે,
ન જાણું કોણ આ કોને જણાવે.
દેહી ને સ્નેહી થવા અનુબંધો, પરોક્ષે પણ જયારે આવા આનંદો,
ત્યારે હશે અપરોક્ષે કેવા સ્વાનંદો.



## ગમે એ કર્યા કરજો

મારા હાર્દપણુની ગોઠવણ કરજો, ગોપાલ મારા૦
મારા તનમનના થાકને વરતજો. ગોપાલ૦ ટેક ૧
શેની છે આશ અને શેના છે પાશ એ, ભીતરના ભેદને પરખજો.
પજવે છે લાગણીને લજવે છે માગણી, હરિ એના ઉકેલ હાથ ધરજો. ૨
મૂક્યા વિશ્વાસ એમ મુજને ન પૂછશો, પ્રભુ પ્રકૃતિનાં પૂરને પરખજો,
જ્ઞાની મુનિને મહામાયાએ મુંઝવ્યા, એને કહેજો મને ના ઉતરજો. ૩

અંતરના જાણુને ઝાઝી શી વારતા, તમે બિરદની લાજ રાજ ધરજો,
મુજથી થાકો તો હરિ હૈયે ન હારશો, હવે તેડાં તરત મને કરજો.
સર્વે સ ચાર મે' તો સોંપ્યા છે શરણુમાં, હવે ઘટતાં ગમે એ કર્યા કરજો. ૪



## અદ્વૈતે આ શી ઇંદ્રજાળ

યોગક્ષેમની પ્રતિજ્ઞા ગોપાલ, તમારી યોગ ક્ષેમની૦
એના ઉરે વિસરાય નહીં ખ્યાલ, તમારી૦ ટેક ૧
આખી ગીતા તો એક અર્જુનને અંતરે, અમને તો બોલ બે રસાલ,
મામુલી માનવીએ વચનોને પાળતો, આપ તો સમર્થ પ્રતિપાળ. ૨
ભૂલો ન ભક્ત એ કીર્તિ કહેવાય ના, એ તો સોદાના સવાલ,
અધૂરાં અમો સમાં જ્યારે અપનાવશો, ત્યારે એ કીર્તિની કમાલ. ૩
અમને ઉવેખતાં વરશો અ કીર્તિ તો, નહીં ખમાય શ્યામ એનાં સાલ,
ખૂટયા નથી રે પ્રભુ ખટકેથી પાળતા, પ્રતિજ્ઞાને આવી નથી આલ. ૪
પાળી રહ્યા છો પ્રભુ પ્રેમે કરાર સૌ, હરિ ! એરે કહેવામાં શું માલ.
આવા ઓળંભા આ કોણ કોને આપતું, હશે અદ્વૈતે આ શી ! ઇંદ્રિજાળ ? ૫



## ભવ ભવ તારાં ભિખારી

પ્રભુ ભવ ભવ તારાં ભિખારી અમે પ્રભુ ભવ ભવ૦
જોજે જીવન ગરીબી અમારી, અમે પ્રભુ૦ ટેક ૧
દીનતા ધરીશું દ્વારે ફરીશું, અવર ન ઓથ અમારી.
ભોગોનાં ભુખ્યાં તૃષ્ણા એ તરશ્યાં, દેજે દયાનિધિ વારી. ૨
વચને ખૂટેલાં વિધિએ લૂંટેલાં, નિર્મી દશાઓ નોધારી,
બાળે ધરેલાં આળે ભરેલાં, હેજે લાચારી અમારી, ૩
ગાળે મરેલાં, કાળે ફરેલાં, પજવીશું તુજને પોકારી.
આશા ભરેલાં, નિરાશા વરેલાં, નહીં ક્રિયમાણ કિનારી. ૪

ક્ષતિઓ ન જોતા, ખ્યાતી ન ખોતાં, દ્વાર ન દેતા ભંડારી,
દયામય દાતા તું જગદીશ્વર, નિરાશ ન જાય ભિખારી. ૫
કહેતો ભલે ના, દેતો ભલે ના, દયાએ જો સ્હામું અમારી,
મૂકીએ અલખત માનુ અનેરી, મામુલી માંગ અમારી. ૬
આવે દયા ને હૃદય દ્રવે તો, માયા દે તારી ભંડારી,
પૃથ્વી એ પાપ નથી એવું કો, જે ન શકે તું નિવારી. ૭
કરડી નજર ના કરતો કન્હૈયા, બળી-દ્વારે કરીયે લાચારી,
જીવ-ભાવે પ્રભુ દાતા દીનતા, દ્વૈત રૂપે અવધારી. ૮
અદ્વૈત ભિક્ષા ઘટે તને દેવી, ભાગે ભીખ ભુખ અમારી,
ભાળી ભિખારી ભરી ઝોળી મારી, લેવા બિરદ શું ઉગારી? ૯



## જેવી તેવી દયા નથી તારી

જેવી તેવી દયા નથી તારી પ્રભુ જેવી તેવી૦
જેવી તેવી ક્ષતિ નથી મારી, પ્રભુ જેવી તેવી૦ ટેક ૧
તારી કૃપાને કહેવા કે લહેવા, નાથ ન શક્તિ અમારી,
તું ગુણગ્રામી હું ગરીબ હરામી, એ ય વિષમતા વિસારી
એ ગુણ તુજમાં જોતાં, જીવન, વારી હું અવધવિહારી. ૨



## મુંઝવણમાં મારગ

મારી મુંઝવણમાં મારગ તેં કઢાડયા, ગોપાલ મારી૦
ચિત્રગુપ્તને સંદેશા પ્હોંચાડયા, ગોપાલ૦ ટેક ૧
એણે શું લેખ તારી શરમે સુધારીઆ, કોષ દોષોના નારે ઉઘાડયા.
જે રે અંતરમાં તું રે વિરાજતો, એ અંતરને આલ ના પ્હોંચાડયા. ૨
એ રે ઉપકારનાં એહસાનો વાળવા, અમને ઉપાય ના સઝાડયા,
ખમ્મા એ ભાર તને ખટકયા શું અંતરે, માટે અપરોક્ષને દેખાડયા,
મારે કહેવું નહીં, તારે કરવું સહી, એ અનુગ્રહના કોષો ઉઘાડયા. ૩



## અંતરને આસને

મારા અંતરને આસને પધારો રે, નાથ, મારા અંતરને૦
મારા સંસૃતિના માર્ગને નિવારો રે, નાથ મારા૦ ટેક. ૧
જીવ ભૂલો પડેલ ભવ આરે, એને આપ વિણુ પાર કો ઉતારે,
અમે આપ્યું થોડું ને ઘણું લીધું, નવ જાણું હશે એ કોણે કીધું રે. ૨
મતિ ભર બજારમાં લૂંટાણી, ત્યારે વાટયો વિષમ એ જણાણો રે.
હરિ તારા વિશ્વાસ તો વિસાર્યા, ચોરડાકુના સાથને પસાર્યા રે. ૩
એ વિષયોના વૃંદે તો લૂંટયાં, બળ બુદ્ધિ અજાણતાં ખૂટયાં રે,
હવે ખાલી થઈને તને ખોળું, દુઃખ એવું આવ્યું કે વિષ ઘોળું રે. ૪
મને પાછા ફરીને પગ દીધા, તારા દાસોના સંગ એણે કીધા રે,
ત્યારે એણે બતાવી ખરી વાટ, હરિ આવી ઉભી હું તારે ઘાટ રે. ૫
હરિ તારાં રે દ્વાર ખખડાવું, માંહી પેઠાનું પુન્ય કયાંથી લાવું રે,
ત્યાં તો હુકમ થયો રે હજુરનો, હાથ ઝાલે જે રાય મજુરનો રે. ૬
દીવ્ય દર્શન થયાં ને દુઃખ ભાગ્યાં, એ તે કોણ જનમ પુણ્ય જાગ્યાં રે.
એ તો સુકૃત નહીં હોય નાનું, ના ના નાથ નિભાવ્યું તેં બ્હાનું રે. ૭
તોય દર્શનનાં ફળ હોય જેવાં, તે તો નિશ્ચે મારે હવે લેવાં રે,
પછી બીજું રહ્યું રે કશું બાકી ! હરી લીધી હરિ તેં હાલાકી રે. ૮



## હરિ તમે કયાં હશો ?

મારા મારગના દોરનાર, હરિ તમે કયાં હશો રે?
સદા અંધારને હરનાર, પ્રગટ તે કયારે થશો રે. ૧
હરિ જોઈ જનોનાં સાધન, મન તો પાછું પડે રે,
પ્રભુ જાણે છતાં ન સધાય, આવરણ એ કિયાં નડે રે. ૨
નથી સાધનથી યે જે સાધ્ય, સાધન વિણુ કયાંથી મળે,
જો તન મન હોય ન સાધ્ય, સાધન પછી કયાંથી ફળે. ૩

તમે પતિત પાવન કર્યા નાથ, પતિત એ કેવા હશે,
જેના ઝાલ્યા હશે તમે હાથ, પતિત એ ક્યાંથી હશે! ૪
હરિ કંઈ કંઈ સંદેહો થાય. તમે તે કોને મળો રે,
આવાં ડગમગતાં દેખી દિલ, રખે પાછા વળો રે. ૫
તમે નિષ્કામી બિરદ ધરનાર, પાછા તો નહીં ફરો રે,
પ્રભુ પડી ગયા છે રે વિશ્વાસ, શંકાની ક્ષમા કરો રે. ૬
હરિ તમથી વિમુખ મન થાય, એ તો સ્હેવાતું નથી રે,
આ તો એરે અજંપે બોલાય, જાણો તોય કહું ક્યાંથી રે, ૭
પ્રભુ સર્વસ્વના દેનાર, પોતાના બાળકને
હરિ, શેની ચિન્તાઓ હોય, ખોળે એ પ્રતિપાળકને. ૮
પ્રભુ જીવના એહ સ્વભાવ, જે તમને ભૂલી જશે રે,
તમો તાતના એહ સ્વભાવ, ન જીવો ન્યારા થશે રે. ૯
એ જીવ શિવ માયાના ભેદ, તજો તો અલિપ્ત હરી,
એ વિદ્યા અવિદ્યાનાં જ્ઞાન, એ બે સાક્ષીએ કરી. ૧૦
જ્ઞાતા જ્ઞેય ને જ્ઞાનનો ઉર, અનુભવ આવતાં રે,
તારાં પૂરાં થશે વર્ણન, શાન્તિઓને લાવતાં રે. ૧૧



## દયાસિન્ધુ

હે દીનબંધુ ! દયાસિન્ધુ, અમ કર્મને જોશો નહિ
પ્રભુ પતિત પાવન નામનાં ધાર્યાં બિરદ ખોશો નહીં ૧
જો સાધનો વિણ ના મળો, તો કૃપાઓ યે ક્યાં રહી,
વિણ સાધને કૈંને મળ્યા, એ વાત શું ખોટી થઈ. ૨
જો સાધને જ તમે મળો, તો જીવથી એ નહીં બને
કરુણા કરો દ્રષ્ટિ ધરો, નિજ દયાથી જ વરો મને. ૩
તમ ધ્યાન યોગી મન ધરે, અભિષ્ટ આપો ભક્તને
પ્રભુ પ્રેમ જ્યોતિ જગાડતા, અનન્ય એ આસક્તને, ૪

જે ચરણ સુર મુનિ શોધતા, એ ચરણ મૃગ પુદળ ફર્યા
જે ચરણ વનમાં અનુસર્યાં એ મુજ હૃદય કયમ ના ધર્યાં. ૫
પ્રભુ કઠણ હૃદય જ માહરાં, તમ ચરણ હું ત્યાં કયમ ધરૂં.
પડું પદ વિષે દ્યો ચરણરજ, કરૂણા કરો હું કરગરૂં. ૬



## જગતના નિયંતા

પ્રભુ તમે જગત નિયંતા કહાવો, મારે કરે દાસ સદાએ દાવો૦ પ્રભુ.
લીધી છે ભાળો પળે પળ ભાવે, છતાં ઉરે કેમ વિશ્વાસ ન આવે
કહો હરિ કોણ એ મુજને સનાવે. પ્રભુ તમે. ૧
ગોવિંદ તમે ગરીબ નવાજ કહાવો, છતાં અમ અંતર કેમ ન આવો,
કે શું ખોટો પ્રભુ અમ દાવો ? પ્રભુ તમે. ૨
રખે તમે નામનાં બ્હાનાં ખોતા, શરણમાં આવે એ રખે રોતા,
પ્રભુ પર પોતાનું રહેજો જોતા, પ્રભુ તમે. ૩
માધવ મધ દરિયેથી ઝાલ્યા હાથ, કિનારા સુધી તો રહેજો સાથ
મૂકે નહીં મનુજ તમે તો નાથ. પ્રભુ તમે. ૪



## બિરદ તમારાં

સ્વામ સ્મરો ને બિરદ તમારાં, શાની કરો છો વાર,
કરૂણા સિન્ધુ નામ તમારાં, ઉતારો ભવ પાર. ૧
અંતરયામી છો તો, અંતર રહો સદાએ નાથ,
દીનદયાળુ થઈને રખ્ખે, છોડી દેતા હાથ. ૨
વિશ્વ નિયંતા તાત સરવના, કર્યા જાએ તમ બાળ,
શિવ રૂપે જો સુખ ન કરો તો, કોણજ લે સંભાળ. ૩
પાપ અમારાં કર્યાથી રહેશે, 'હરિ' તમારાં નામ,
પૂર્ણ કામ પ્રભુ જ તમે તો, કયમ અધુરાં રહે કામ. ૪

સત્ ચિદ્ આનંદ રૂપ તમારાં, અંતરમાં દરસાવો,
હે ઘનસ્યામ, હવે તો સત્વર, કરૂણા જળ વરસાવો. ૫
તું સુખસિન્ધુ હું જળ બિન્દુ, સ્નેહે સમાવો સાથ,
અનુગ્રહ કરતા ભવ ભય હરતા, આજ નથી હું અનાથ. ૬



## નયનો મિલાવી

નયનો મિલાવી શું ચાલ્યા હો નાથ તમે નયનો૦
મેં તો અંતરમાં આપ હાથ ઝાલ્યા. હો નાથ તમે૦ ટેક ૧
બિરદોને બાગ થઈ ઓળખાણુ આપણું, નેહ નજરે ભરેલ આપ ન્યાળ્યા.
આપેથી હાથ તમે આપ્યા અમોલએ, ભોળે ભાવેથી અમે ઝાલ્યા. ૨
માયા સખીનો સાથ દેખી શું આવતો, નજર ચૂકાવી નાથ ચાલ્યા,
જાઉં સખી સાથ પણ મન મારૂં વિહવળ, પ્રેમ પાશેથી પગ ઝાલ્યા. ૩
પ્રકૃતિ તો પરવશ છે રે સદાયની, પુરૂષ જાય કેમ ઝાલ્યા.
એકવાર નજર કરી છે તમે નેહથી, ભવ તરવવાને બસ ભલે ચાલ્યા,
અખંડ સંયોગે રહેવાને અમે આવશું, નિજ ઘેર નાથ હવે ચાલ્યા. ૪



## હરિ લેશો ન દાસના હિસાબો

સ્યામ તમે શેના રાખો છો હિસાબો, જુવો ભાવ ને કે કર્મનો કિતાબો રે,
મારાં નિયમોમાં મન નવ લાગે, વ્યવધાન વિના એ ધ્યાન માગે રે.
તો ય દિલમાં રહે એક ખટકો, મૃત્યુ થાતાં પડશે શું એનો ફટકો રે,
શાસ્ત્રમાં ય અપરોક્ષ જ્ઞાન પ્હેલાં, જાય સંસૃતિ ન એમ છે કહેલાં રે.
જ્ઞાન મળવાનાં સાધન છે કર્મો, વિવિધ સાધનના જુજવા છે ધર્મો રે,
પ્રભુ આપે કહ્યાં એ કેમ ભૂલું, શ્રેષ્ઠ સાધન છે ભક્તિનું અમૂલું રે.
નથી કરણી જોતા રે પ્રભુ પ્રેમે, અધમ ઉદ્ધારી લીધાં એ નેમે રે,
માટે જોશો ન કર્મની કિતાબો, હરિ લેશો ન દાસના હિસાબો રે.



## પૂજા ગ્રહી મહારાજ

મન પૂજા ગ્રહી મહારાજ તમે મન પૂજા ગ્રહી૦
રાખી શરણાગતની લાજ, તમે મન૦ ટેક ૧
શબ્દ ન જોયા સાજ ન જોયા, એક મન જોયાં મહારાજ,
નિર્મળ મન ગંગોદક માન્યાં, જ્યાં નહીં વિષય સમાજ. ૨
ચિન્તવન ચિત્તે રહે જ તમારાં, માન્યા ચંદન સાજ,
કમળ ગ્રહી હદ કમળો ખોલ્યાં. જળહળ જ્યોતિ આજ. ૩
બીલી ગ્રહી શિર છત્ર રહ્યા છો, અખિલ ભુવન શિરતાજ,
તુલસી ગ્રહી ત્રણુ તાપ નિવાર્યાં, આપ કૃપા નહીં પાજ. ૪
ભાવ નૈવેદ્ય તૃપ્ત તમે છો, પ્રસાદ સુખના સાજ.
મન ઉપહાર ગ્રહી મહારાજા, સ્થાઈ થયા ઉરરાજ. ૫
સૌ સામગ્રી સ્મરણે માની, અંતરના અધિરાજ. ૬



## મધુથી મીઠાં

મીઠાં મીઠાં રે મોહન તારાં નામ,મધુથી મીઠાં મીઠાં રે મોહન તારાં નામ
દીઠાં દીઠાં રે મેં એણે તારાં ધામ. મધુથી૦ ટેક ૧
મોળાં મોળાં જગ સુખો, લાગે નહીં ભવ ભુખો,
એણે મારાં ઉર ઉપરામ. મધુથી૦ ૨
ખારા ખારા ભવસિન્ધુ, ઉતારે તું દીનબંધુ,
નાવે મારે નાવી તું અકામ. મધુથી૦ ૩
તીખા તીખા ત્રણુ તાપે વિધ વિધ વ્યાધી વ્યાપે,
એનાં રે ઔષધ ને આરામ. મધુથી૦ ૪
ખાટા ખાટા ખટ રાગે, સાધે સાધે શળ જાગે,
એનાં રે વારણુ ને વિરામ. મધુથી૦ ૫
કડુ કડુ કાયા દુઃખો, વારે વારે જાયા રૂખો,
કરાવે નશ્વરથી નિષ્કામ. મધુથી૦ ૬

મન મથી મધુ કહાડયાં, નામ તારાં મુખે માંડયાં,
એણે જીવ અમર અકામ. મધુથી૦ ૭
ખાટી મીઠી શીશુ ખાતાં, ભકતોનાં તો જૂદાં ભાતાં,
એતો મધુ મીઠાં તારા નામ. મધુથી૦



## મટી ગયા સર્વે મુંઝારા

જેના ઉપર અનુગ્રહ તારા જીવન, જેના ઉપર૦
એના મટી ગયા સર્વે મુંઝારા, જીવન૦ ટેક ૧
અવિચળ શાન્તિ અંતર એને, દ્રષ્ટા જુવે દષ્ય દ્વારા.
તૃષ્ણાઓ તૂટી ને મમતાઓ છૂટી, પરમ પદે વરનારા ૨
સર્વસ્વ એનાં શ્યામ સંભાળે, વિશ્વાસે વિચરનારા.
ભાગ્ય વિધાતા તું સર્વેશ્વર કર અધિકાર એ મારા.
દ્વૈત દેખું ત્યારે દોષ વિસરજે, અંતર ઓળખનારા. ૩



## વણમાગ્યાં આપ્યાં

નથી તુજ સમ કોઈએ દયાળ, જીવન નથી તુજ૦
નથી તુજ સમ કો પ્રતિપાળ, જીવન. ટેક ૧
નિરંતર અંતર દ્રવી રહ્યાં તારાં, કઇ ઊર્મિએ કૃપાળ.
વારી વારી તારા સ્મરી ઉપકારો, હારી લેતાં એની ભાળ. ૨
વેળા કવેળા ઘટતાં અઘટતાં, માગ્યાં આપ્યાં તેં ગોપાળ
વણ માગ્યાં આપ્યાં વર્ત્યાં નહીં મેં, એના ન ઉર આણ્યાં આળ ૩
નચિન્ત નિરંતર નાથ હું તુંથી, ત્રાતા તું ત્રિભુવનપાળ,
એક અનુગ્રહ કેટલા આલેખું, ઓછાં પડે આયુ કાળ.
શબ્દ વિનાએ તું કયાં નથી સુણતો, મુંગાં ગાયેલાં ગોપાળ, ૪



## ઉગતી ઊર્મિને અમી પાયાં

ઉગતી ઊર્મિને અમી પાયાં, પ્રભુ રે તમે ઉગતી૦
પ્રેમ પાન ઉર ઉર પથરાયાં પ્રભુ તમે૦ ટેક ૧
અનૃત ઉલેચીયાં, સ્નેહવારી સીંચીયાં, સૂરે વર્ષ્યાં ન કરમાયાં
વનમાળી ડાળીડાળી ન્યાળી અદ્ભુતતા, આનંદે ઉર ઊભરાયાં. ૨
ઉછેરી અનુગ્રહે, વારી એ તું વહે, મધુરાં રે પુષ્પ પમરાયાં.
જો જે વિલાય ના, ખીલી એ વેલીઓ, નહી રે સુકાય અમી પાયાં. ૩



## પારખાં ન કરશો

પ્રેમીના પારખાં ન કરશો, દયાળ, તમે પ્રેમીનાં
દીનબંધુનાં બિરદો ન હરશો. દયાળ, તમે૦ ટેક
પડતો આખડતો એ આવ્યો છે આંગણે, બારણાં તો બંધ નવ કરશો.
મોહે બાંધીને એને માયાઓ ખેંચતી, સબળ શ્યામ તમે હાથ એના ધરશો.
માયામાં જોર નાથ ભારે પહાડનાં, જીવ શક્તિ ના તોલ તમે કરશો.
આપ દાસ પાસ જરા ઢીલાએ રાખતી, દયા દાખવી દયાળ છૂટા કરશો.
લખીઆ રે લેખ એના લેજો સુધારી, એનાં વ્હેવારે વ્હાણો તરાવશો.
આપ જોગ પ્રેમ પ્રભુ પુરા પળાવવા, સાધન એનાંને સંવરશો
ઓળા બોજારે પ્રભુ ભાવો આ જીવના, થોડે ઝાઝા જાણીને દિલે ધરશો
જીવોના ભાવ જે કાજે જગાડીઆ, એના ઉદ્દેશ ના વિસરશો.
સાધન તમારાંને શાસન તમારાં, આપે આપનાં એ પારખાં શું કરશો !



## પ્રેમે એ રીઝે

પુરુષોત્તમ પ્રણમું રે તમને પ્રેમથી, પ્રેમથી રીઝો કે રીઝો નેમથી.
નિર્બળ આ જીવોનાં જોરો કેટલાં, સાધન ને સાગર ઉભાં રહે એટલાં.
નિયમની નૌકાઓ દીઠી ડોલતી, નાખુદા વિણ હું નકામી એ બોલતી.
નિરવાધ નીરો ને નૌકા હાલતી, કેમ જવાશે પાર ન છાતી ચાલતી.

પુરુષોત્તમ દીઠા મેં પેલે કાંઠડે, તાલાવેલી કયમ એ પળમાં સાંપડે.
હોડીને હલકારા મન તો વિસર્યા, પ્રેમ બળે એ જળમાં ચાલી નિસર્યા.
તરવા કે ડૂબવાનાં ભાનો ના રહ્યાં, પુરુષોત્તમ પ્રેમે એ વ્હેતાં થઈ ગયાં.
પાણીમાં પુરુષોત્તમ દીઠા પાસમાં, હાથ ગ્રહી એ લઈચાલ્યા નિજવાસમાં.
પ્રતાપ દીઠા પુરુષોત્તમના પ્રેમના, પ્રેમે એ રીઝે રે જોતા નેમ ના.



## પૂજાતા વિવિધ વિધાનથી

પુરુષોત્તમ પૂજાતા વિવિધ વિધાનથી, મુજથી કંઈ નથી બનતું નિયમ નિદાનથી
સ્નેહીની સારો શું પ્રભુ લેતા નથી, સદૈવ સમરૂં એહ સમય દેતા નથી.
ભક્તોએ ભુધર શુ ભુવને ઘેરીઆ, કે શું જ્ઞાની ધ્યાની જને મન હેરીઆ.
નિયમી ને સંયમીઓ સર્વે સેવતા, માનવ શુ પુરુષોત્તમ સેવે દેવતા.
અણમૂલા ઉપહારે આપ પૂજાઈ રહ્યા, નિર્ધનને પ્રભુ સાવ ભૂલી તો ના ગયા.
પુરુષોત્તમ પૂજાઓ લેજો પ્રેમની, સમદર્શિ છો રાખી નજરો રહેમની.
પુરુષોત્તમ પ્રીછો છો ઉર આદેશને, હું તો સર્વે સોપું શરમ અખિલેશને.
માયાતીત માયાથી કરજો મોકળાં, પુરુષોત્તમનાં જ્ઞાનો દેજો નિર્મળાં.
કાળ કર્મ કર્તા પ્રભુ રૂપે પેખતાં, પુરુષોત્તમથી અન્તર ન મન કો દેખતાં.



## સ્મરણે સિદ્ધિ થાય

શુકન સીતા રામના, સ્મરણે સિદ્ધિ થાય.
શુકન રાધા શ્યામના, સ્મરીને સુઝો જાય.
વિષ્ણુવામન જે થયા, ત્રિવિક્રમ ધરીઆં નામ.
એ સ્મરણે જો ચાલીએ, તો સિદ્ધ સદા સૌ કામ.
સ્થાવર જંગમ જે રહ્યા, પૂરી જગતમાં વાસ.
મંગળ રૂપ મોરાર એ, જોવા ચારે પાસ.
એ સ્મરણો અંતર ધરી, કરવા પછી પ્રવાસ.

મનમોહન મંગળ કરે, વિજય વધે ચોપાસ.
સવચ્છી ગાય વિપ્રો વળી, વર કન્યાની જોડ.
સમસ્ત શુકન શ્રી શ્યામમાં, રાજા જે રણછોડ.
શાન્તિ તુષ્ટિ પુષ્ટિના, જેહ સદા દાતાર,
આશુતોશ સ્મરી ચાલતાં, વર્તે જયજયકાર.



## પ્રભુ નાવ તમે

પ્રભુ પ્રેમી તમે પ્રભુ સ્હેમી તમે, પ્રભુ ક્ષેમી તમે પ્રભુ નેમી તમે.
સર સાગરમાં પ્રભુ નાવ તમે, તરીએ હરિ એહજ ભાવ અમે.
અજ એક અનાદિ અખંડ તમે, તમ રોમ વિષે કંઈ વિશ્વ રમે.
વિભુ વિશ્વ રચી અદ્દભુત કર્યાં, અનુસ્યૂત રહી સહુ પૂત કર્યાં.
તમ શક્તિ તણાં પ્રભુ માપ નથી, ક્યાંય દેખું નહીં જેમાં આપ નથી.
એમ ઓળખતાં પરિતાપ નથી, જેમ રજ્જુ વિષે જરી સાપ નથી.
અવિકારી અનંત તમે જ રહ્યા, સવિકારી ને સાન્ત અમે જ થયા.
સતચિત તણાં બીજ ત્યાંય રહ્યાં, સુખરૂપ માયા મહીં રીઝી રહ્યાં
શિવ શક્તિ તણા સુસયોગ થયા, તેણે જીવ બ્રહ્માંડે ભરાઈ ગયા.
ઈશ આપ તણાં પ્રતિકો સહુયે, તોય અત્ર રહે કેમ એ બહુયે.
તમ બાળક એ નિત્ય બાળક છે, ભલે અત્ર તોયે પ્રભુ પાળક છે.
હરિ હાર્દ લહો રહી ચિત્ત વિષે, બાપ બાળ બોલે નિત્ય હાસ્ય મિષે.
હોય દોષ ભર્યું અતિ બાળક હો, આપ, બાપ, સદા પ્રતિપાળક હો.



## હરિ હસતા મને

હા, શું હરિ હસતા મને, આ જીવ બુદ્ધિ જગાડીને.
કે શું જુવો જીવની દશા, હાથે કરી જ બગાડી જે. ૧
તમ શાસ્ત્રને એ ચાલતો, એના ગુન્હા ગણવા કશા,
હરિ હાથ દોરી રાખીને, નચવી તમે તે શું હસ્યા. ૨

કંઇ દેહ દીધ ને દિલ દીધાં, વળી દિલાવર દશ્યો દીધાં.
જઇ ભોગવો એ ભવ મહીં, ફરમાન તે અમને કીધાં. ૩
અધિકાર એહ ન આપીઓ, જે હજુર માંહે આવીએ.
કંઈ રાવ ફરિયાદો અમે, તમ હુકમ વિણ ક્યાં લાવીએ. ૪
તમ કાયદાનાં જ્ઞાનના, અણજાણ અપરાધો થતા,
અધિકારી છે બહુ આકરા, એકે ગુન્હા ન કરે જતા. ૫
તમ પાસ નવ દે આવવા, કે નવ દયાઓ દિલ ધરે.
શિક્ષા વિના સિદ્ધિ નહીં, તમ શાસનો, એ શું કરે. ૬
આ આકરા તમ રાજ્યની, અવધિ કરી અરજી લગી.
એ ખબર થઈ જવ જીવને, તવ જ્યોત અંધારે ઝગી. ૭
અરજી કરે જે આપને, એ કેસ લ્યો છો હાથમાં
પળમાં ક્ષમાઓ બક્ષતા, ને રાખતા હરિ સાથમાં ૮
અધિકાર ઉત્તમ આપી એ, બદલા દીધા એ જીવને.
શાસન બધાં સંકેલવાં, એ એક સત્તા શિવને. ૯
હુકમો કરી હચશો નહીં, દરિયાવ દિલને રાખજો.
છે અત્ર પણ જીવ આપનો, બાળક દયા એ દાખજો. ૧૦



## ક્યાં વસો તમે !

વિશ્વનાથ રે ક્યાં વસો તમે, શરણુ આવવા શોધીએ અમે.
શું હરિ મળો વનમાં વસ્યે, શું હરિ મળો કાયને કસ્યે. ૧
શું હરિ મળો વિષય છોડતાં, શું હરિ મળો મોહ મોડતાં.
શું હરિ મળો સ્નેહ તોડતાં, શુ હરિ મળો મૃત્યુ પ્હોડતાં. ૨
પાસ છો છતાં દૂર દોડીએ, પ્રેમી છો છતાં ન પ્રીત જોડીએ.
ગહન એ કળા કવણની હશે, સ્વતંત્ર જીવ તે ક્યાહરે થશે. ૩
મન વિના હરિ શરીર આણવાં, ધન વિના પ્રભુ સુખ માણવાં.
સંચિતે લખ્યાં ભોગવી છૂટયે, કામનું કશું તંત્ર આ તૂટયે. ૪

ત્રિકમા તમે તેવડે હશો, જીવ નવ લહે મોહનો રસ્યો.
એ મોહરાત્રિનાં વારણો કહો, અધિર હું હવે ગુપ્ત ના રહો. ૫
આપ્ત કામીના બિરદને વહો, જીવ શક્તિના જાણુ રે અહો.
અખંડ અંતરે આપ રે રહો, વિસ્મૃતિ વિભુ વિપળની ન હો. ૬



## જ્યોત જોઈ રહ્યા

મારા જાગેલ જીવ જ્યોત જોઈ રહ્યા, જ્યોત જોઈ રહ્યા, એને મોહો રહ્યા.
એ જ્યોતે અજ્ઞાન અંધાર રે ગયાં, જે જડ રે હતાં એ ચેતનરે થયાં.
એ અણુએ અણુએ તેજ ઓપી રહ્યાં, નામરૂપનાં નિશાન વિદ્યાએ વહ્યાં.
હું કર્તા અકર્તા ઉઠી ગયા, એક જ્યોત જ જગે જીવ જોઈ રહ્યા.
સહુ વિધિ ને નિષેધ જ્યાં વિલાઇ રહ્યા, અધિષ્ઠાને આધેયના ભય રે ગયા.
પૂરે પાંદડાં વહે એમ પિંડજ વહે, પરપ્રેર્યાં વહે એને દોષ ના દહે.
એક બ્રહ્મ અખંડ બ્રહ્માંડે લહ્યા, જ્યોત જોનાર જીવ ત્યાં સમાઈ ગયા.



## અંતર અવાસ

અંતર અવાસ શ્યામ સ્નેહે શણગારીએ, જોશો ન સાજ રાજ પ્રીતે પધારીએ,
શ્રદ્ધાનાંની લાજ આજ સેવા સ્વીકારીએ, મોંઘા ન થાવ માવ માયા વિચારીએ.

સગુણે પ્રગટો સામળા, જીવના એ અધિકાર,
પ્રેમે પૂજી પ્રિય પછી, કરૂં શિવને સાકાર.

રંકોના રાજ આજ આવો ઉતાવળા, દીનોને ધામ શામ શોધો શું ચાકળા,
દેખી દરીદ્ર દેવ થાશો ન આકળા, સંતો સોહાગ સ્નેહ-સ્મરણો છે સામળા.

નિગમ કહે નિર્ગુણ તમે, શાસ્ત્ર સગુણ ને ગાય,
પ્રેમ નિયમ છે દ્વૈતના, દાસો દ્વૈત જ ચ્હાય.

વ્યાપક છો નાથ અવિનાશી વૈકુંઠના, વેદ સ્તવે છે ઋષિ મુનિઓ સુકંઠના,
સંતોની સાથ નાથ આશી વિડંબના, પ્રગટો પરિબ્રહ્મ વાસી બ્રહ્માંડના.

લક્ષ્મી સાથ પધારીએ, પૂરણકામ પ્રકાશ,
દીનવત્સલ છો દેવએ, પડી ગયા વિશ્વાસ.
લાવો રમાને રંગ રાગો રેલાવવા, સ્નેહ–સિંહાસનો સજ્જેડે શોભાવવા,
સંતોના નાથ નામ નેહે નિભાવવા, સૂનાં સદન શ્યામ આવો વસાવવા.
મન વાણી ને બુદ્ધિના, વિષય થકી વિભુ બ્હાર,
શું સામગ્રિ સંચિયે, ધરવાને ઉપહાર.
જીવે તમારાં એ રૂપો રે શોધીઆં, પ્રકૃતિએ આવી આવરણો આરંભીઆં,
દૈતોનાં તત્વ તાત ઊંબરમાં સ્થંભિયાં, આત્માનાં તત્વએ આંગણાં ઉલ્લંઘીઆં.



## અંતરનાં દ્વાર

ખોલો ખોલો રે હરિ અંતરનાં દ્વાર, થાકયા હાર્યા રે જીવ ઉભા છે બ્હાર
અંદર રહીને એવું કેવું કર્યું, માયાનું બારણે તાળું ધર્યું
ભક્તિને હાથ એની કુંચી ધરી, જાણે ન જીવ જેના ભેદો જરી
જોઈ જોઈને જીવ પાછા ફરે, એ ઊંડી શોધ્યો તે કોક સંતો કરે.
પ્રેમેથી ભક્તિને પોતાની કરે, તો તાળાં ઉઘાડી એ આઘાં ધરે
ખોલ્યાના તો ય નથી હાથ અધિકાર, આઘા રહીને એ તો પાડે પોકાર
શાસ્ત્રો એ સાખ્ય એને આપી છે એમ, પ્રેમી ઉપર પ્રભુ રાખે છે પ્રેમ,
તન્મય થઈને જીવ શુદ્ધિ ભૂલે, ત્યારે એ બારણાં આપે ખૂલે
હસ્ત ધરીને જાય ભક્તિ લઈ, ભેટયેથી પાછલી પીડાનો થઈ.



## આદર કેમ માગો ?

આવડા આદર કેમ માગો, મોહન તમે આવડા૦
મને કહેતા જે મોહ માન ત્યાગો, મોહન૦ ટેક ૧
સાથે રહેવાં ને શ્યામ આવી શી રહાવળી, મારાં તારાં રે હવે ત્યાગો,
બોલીને બોલ તમે છો રે બંધાયલા, ભય રે નથી જે હવે ભાગો. ૨

તમને એ જંપ ના અમને એ જંપ ના, આવે અંજપ અનુરાગે ?
સ્નેહીના બોલ શ્યામ સુણવાના શોખ શું, વિરહીને વેદના અથાગે. ૩
ઘટમાં ઘેરાયલા છોડી દ્યો છંદ એ, જોઈએ તો જીવ અમ માગો,
આદરને જોગ શિવ આપ્યાને જોગ જીવ, માટે જઈને માફ માગો,
દોષો ને દંડ જીવ એને આપી દઈ, ધરીઆં આ નામ રૂપ ત્યાગો. ૪



## હોંકો કરી હાર્યાં

હાકો કરી હાર્યાં હરિ, હોંકાર શેં દેતા નથી,
હૈયા મહીં જો હો નહી, તો ના જ શેં કેહતા નથી. ૧
જો પ્રીત પૂરી પેટમાં, તો પ્રગટ શેં થાતા નથી,
પ્રભુ પ્રેમીથી તો પ્રેમીના, દિલ દાહ જોવાતા નથી. ૨
વિરહ વિણુ વસમા વળી, શું આપને નડતા નથી,
કે છે દિવાની આ દશા, છો પ્રગટ પણ જડતા નથી. ૩
નિયમન ન જાણું નાથ હું, આ તો પ્રથમની પ્રીત છે,
લગનો વિના તો નહીં મળો, એ સુજન જૂની રીત છે. ૪
કદી અંત થાએ આમ તો, પરભવે ભાવ ન ભુલશો,
સર્વજ્ઞ સ્વામી સામળા, કરી કૃપા હાથ કબૂલશો. ૫
નિર્ગુણ તમે છો નાથ એ, મેં પ્રથમથી જાણ્યું નહીં,
નવ આવતે આ રૂપથી, અદ્વૈત સુખ માણ્યું નહીં. ૬
આ અમર દુઃખ શું સ્નેહનાં, સંસાર જેનાં રૂપ છે,
આપે જ ભોક્તા ભોગ્ય એ, અવિનાશ સુત્ર અનુપ છે. ૭
તમ યોગ્ય થાવા હે હરિ, ગુણ દોષ ને જ તજાવજો,
જડમાં જડો જઈ છો મળે, પણ અમર ને અપનાવજો. ૮



## માયાએ ના રે રંજાડો

દાસો ને દુઃખ ના પમાડો દયાળ, તમે દાસોને૦
એને માયાએ નારે રંજાડો. દયાળ તમે૦ ટેક
જેનાં તન મન તમ પાસ રાત દહાડો, એને ભગ કરીને બ્હાર કેમ કહાડો,
નાથ જેને નિકટમાં રમાડો, એનો ભવમાં શું આવો ભવાડો.
મહાત્મ્ય ભક્તિનાં આમ શું દેખાડો! બહુ બીન્હા કે આવશે શું ધાડો,
સંત શિર નાંખી દુઃખનાં રે ઝાડો, તમે તાવીને સાર શું કહાડો.
એવી કંઈ કળા તે દાસને દેખાડો, જેણે શ્રદ્ધા ચળે ન કોઈ દહાડો.
પરા પાર એના લક્ષ ક્યાં લગાડો, દ્રષ્ય દ્રષ્ટાથી ભિન્ન ક્યાં રમાડો.
જેણે મૂક્યો સંસારનો સીમાડો, એને આપમાં જ શાન્તિઓ પમાડો,
દયા દાખવી એ દષ્ટિઓ દેખાડો, ઉર ઉજ્વળ એ જ્યોતિને જગાડો.



## દોષ ન જોશો અમારા

વિશ્વંભર એક વિશ્વાસ તમારા, દયામય દોષ ન જોશો અમારા,
પરાત્પર! પિંડે પ્રપંચો ભર્યાં છે, વિષમ ત્યાં વૈરીએ વાસ કર્યાં છે.
મમત્વે મનને એહ વર્યાં છે. વિશ્વંભર૦ ટેક. ૧
નિહાળ્યા નશ્વર સર્વ સમ્બંધો, તથાપિ બંધનના એ પ્રબંધો,
ગુમાવ્યા એણે આપ આનંદો, વિશ્વંભર૦ ૨
પ્રભુ તું પૂર્ણ અમે પડછાયા, અજ્ઞાને આવરણ આ છે કાયા,
ફેરો ને વ્હાર હવે વજરાયા, વિશ્વંભર૦ ૩
સામળ આ સાધન સાવ જ લુલાં, તમારા વિણુ મારાં મનરે અટૂલાં,
ઉરે દ્યો દર્શન આપ અમૂલાં. વિશ્વંભર૦ ૪
દયામય દીનબંધુ નામ તમારાં, વિશ્વાસે ઉર ભર્યાં છે અમારાં,
પ્રભુ એ પાળો બિરદ તમારાં, વિશ્વંભર૦ ૫
અમારે આશરા એક તમારા, તમે તો નોધારાના આધારા,
જીવન જન્મે જન્મ અમે તો તમારા, વિશ્વંભર૦ ૬

તમે તો વ્યષ્ટિ સમષ્ટિ સમાયા, પ્રસાદો પામ્યા વિના ન પમાયા,
ધરો હરિ હાથ આ જીવ નમાયા, વિશ્વંભર૦ ૭

વિશ્વંભર વિશ્વે વસો છો વહાલે, તમારે દસવાં, શેવાં અમ ભાલે,
હવે હરિ આમ હસ્યે નવ ચાલે. વિશ્વંભર૦ ૮

વિશ્વાસે સ્તંભ થકી છો પ્રગટીઆ, અમે એ એજ વિશ્વાસે છે રટીઆ
પ્રભુ નથી આજે પ્રતાપો ઘટીઆ, વિશ્વંભર૦ ૯

અપેક્ષા જોવા રૂપ રસાળું, બતાવો મુખ મોરલીવાળું,
દેખાડો ચરણ શરણ શિર ઢાળું, વિશ્વંભર૦ ૧૦

જીવત્વે વદવા આવા વિનોદો, અધ્યાત્મે નિત્ય નવા આનંદો,
પરાત્પર આ તો પરાના પ્રબંધો, વિશ્વંભર૦ ૧૧

પ્રેમે પણ દીન એદીન જ થાવું, અંતે તો એ ય થકી પર જાવું,
ઘટે નહીં ગાવું કે એ છે આવું. વિશ્વંભર૦ ૧૨



## નથી કોઈ લોકે જાવું

નથી કોઈ લોકે જાવું, કન્હૈયા, નથી કોઈ૦
એ મિથ્યા સ્વપ્નાં શીદ લાવું. કન્હૈયા૦ ૧

પ્રલય પછી મે પાછું વળવું, એ લોકે શું જાવું!
વર્ણન કંઈ સુણીઆં વૈકુંઠનાં, જેમ તેમ મન મનાવું. ૨

અક્ષર ધામ ન અજને મળીયું. ત્યાં હું ક્યાંથી ફાવું.
કંઈ કાળે તપ તપતાં જોયું, એ બળ ક્યાંથી લાવું. ૩

જોયું પણ ત્યાં નવ રહેવાયું, આવી રચ્યું જગ આવું
સ્થળ જોયું તો બ્રહ્મા ભૂલ્યા. વરછ હરી તું તાવું. ૪

એ કરતાં આ જગ શું ખોટાં, જ્યાં તું ઉરમાં આવું.
એ કરતાં શું કાળી ખોરો, જે પર પાદ નચાવું. ૫

કંસાદિક શું એથી ખોટા, જે માટે તું આવું,
એ કરતાં શું કુબ્જા ખોટી, તું ચંદન ચર્ચાવું. ૬
વૃત્તિએ વૈકુંઠ વસાવું, પ્રિય પ્રભુને પધરાવું.
અચળ રહો આવા આનંદો, અચળ અમારૂં ગાવું. ૭
અક્ષર ધામ અમારાં અહીંયા, નથી કંઈ જાવું થાવું.
તું જ કમળજૂ તું તૃણ મેરૂ, શીદ શંકાઓ લાવું. ૮
જડ ચૈતનમાં એક જ જ્યોતિ, પ્રેમ વડે પ્રગટાવું
માયાના મહિમામાં આ સૌ, થાવું જાવું ન્હાવું.
આત્મ વિષે નથી એહ ઉપાધિ, સોહંશ્યામ સમાવું ૯



## ભૂલી ન જાશો

તમે આપ્યા છે કોલ, અમે સ્થાપ્યા છે બોલ, એ ભુલી ન જાશો જીવન.
હઈશું કેવે સયોગ, શ્યામ વસમે વિયોગ, તમે શોધી રે કહાડજો સદન.
હરિ કરીને અચૂર, કોઈ કહાડી કસૂર, નવ કરશો અકારાં જીવન
પ્રભુ તજતાં તજાય ના, ભજતાં ભજાય ના, એવાં માયાનાં વદન.
અમે ભુલકણા જીવ, તમે જાણો છો શિવ, ઉર આવી ઉઘાડો લોચન
પ્રભુ પાછલી પિછાન આ, આપીને કહાન આ, અંતરમાં કરજો આસન
નહીં ગોઠે સંસાર શ્યામ, થાતાં વિયોગ આમ, વ્હેલાં વ્હેલાં દેખાડજો વદન
અમે માયા ભરેલ, તમે માફી કરેલ, એ વિસરી ન જાશો વચન.
ઉર કોમળ મોહન, અમે કરતાં રૂદન, તમે કેમ કરી સકશો સહન.
તમે માયાળુ, માટ, ઉર આવા ઉચાટ, દૂર થાતા ન જીવથી જીવન.
બધી ભુલીને ભુલ, ભાવ કરજો કબૂલ, છો અંતરયામી ભગવન.

## દર્શન દેજો દયામય!

એકવાર દર્શન દેજો દયામય, એકવાર દર્શન૦
જેવાં કહેવાં હોય એવાં કહેજો. દયામય૦ ટેક ૧
બળીને છળીઆ ધ્રુવને મળીઆ એવાં કો રૂપ લેજો.
રમા રીસાશે શું શું કહેશે, સતી પડતાં સેજો. ૨
નાના નટવર એમ ન કરશો, શ્રીને સાથે લેજો
એમ દર્શન કેટલાને દઇએ, એમ ન અમને કેજો. ૩
શબરી મંદિર શોધી કહાડયાં, અમ સારૂ શ્રમ રહેજો
હૃદય રમેલા જેણે રૂંધ્યા, એ આવરણ ખેંચી લેજો. ૪
અથવા વિશ્વ વિભુમય દેખું, એવી દષ્ટિ દેજો,
કર્તુંમકર્તું સમર્થ છો પ્રભુ, હસવાં છોડી દેજો. ૫
માયાવીનાં મન હોય આવાં, એ અંતરમાં લ્હેજો.
અમને દ્વૈતે શરમ જ શેની, અનંત થયા આપે જો. ૬
દાસ થયા વિણ દ્રષ્ટા ક્યાંથી, એ પદ પ્હેલાં દેજો.
એકવાર દર્શન દઈ ગમે તો, ઉર અપરોક્ષ રહેજો. ૭



## અદ્‌ભુત દર્શન

અદ્‌ભુત દર્શન કરાવ્યાં દયાળ તમે અદ્‌ભુત૦
બાપ, બિરદોનાં બ્હાનાં ધરાવ્યાં. દયાળ તમે૦ ટેક. ૧
વિધવિધ વિધાન એ વિભુમાં વિલોકીઆં, અનુપમ આરાધન કરાવ્યાં,
પૂજી ન પાવડી ઉપાસના ન આવડી, તો ય તેનાં તત્વ દરસાવ્યાં, ૨
માયાની મ્હાંય મને મોહન દેખાડીઆ, મિથ્યાનાં માન ઉતરાવ્યાં.
ભુલતીતી આંખ અને ભુલતાંતાં ઉર એને, જ્યોતિનાં રૂપ જોવરાવ્યાં. ૩
કાપે પ્રથગ્ ભાવ આપે અમોલ લાવ, એવાં સ્વરૂપ સમજાવ્યાં.
વૃત્તિએ વિખરી ને નેણ ગયા નિખરી, એવાં કો દર્શન કરાવ્યાં
દર્શન શું સ્પર્શન કરીને અનુગ્રહે, દૃષ્ય દ્રષ્ટાનાં દ્વૈત ઓસરાવ્યાં. ૪



## અનુગ્રહ

હરિ સાધન વધતાં ઓછાં જોશો નહીં, કદી કદી મારાં નિર્બળ મન મુંઝાય જો,
બીજો એવા ભાવ નથી હૈયે ભર્યાં, જપ તપ વ્રત વિધાન ન વિધિવત્ થાય જો.
અત્રસમાં ભાસે એ અતિ જ્ઞાને ભર્યાં, કરે તમારાં નિયમે કંઇ કંઇ વ્રત જો.
અમને કાં એમાં નટવર નથી પ્રેરતા, શું સ્મરણમાં સમતાં સર્વ સુવ્રત જો.
સંસારે સચરાચર શ્યામ રમી રહ્યા, એથી પર ક્યાં હોય અમારા વાસ જો,
સુકૃત વિણુ કંઇ સુખદુઃખ સહીશું શામળા, તદપિં,ત્યાંએ રહેજો આવા પાસ જો.
મનમોહન આ એકજ મારી માગણી, આવા નેહ નિભવજો નંદ કુમાર જો.
કો ભોગે એમાં ઓછું કરશો નહી, અમૂલ માગું પણ પ્રભુ છો દાતાર જો.
મુક્ત કરો તો આ જીવન લંબાવજો, સ્મરણ સુધા પીતાં કયમ તૃપ્તિ થાયજો,
હશી પડયા હળધર વીર સુણુતાં વિનતી, ક્ષણ એકમાં પાછાં એ મુખ બદલાયજો.
અંતર એ મુખ જોતાં અશ્રુ સરી પડ્યાં, જાણે જીવન ઠપકા આપે એમ જો.
પૂર્ણ સુભાગી પામે એ મેં આપીયું, તદપિ આવી શંકા આવે કેમ જો,
હસો હરિ ફરી આ મુખ જોયાં જાય ના, અખિલેશ્વરને શ્રમ આપું અજ્ઞાન જો.
હસ્યાહરિ ફરી જોઈ એ જીવનાભાવને, સફળ ગણ્યાં મેં સહુ સાધન ભગવાન જો.
નટવર નક્કી અદકાં ઓછાં જોતા નથી, પ્રેમીને કોઈ કાળ ન ભુલે નાથ જો.
ભવ ભવમાં એ મેરૂ રહેજો ભવપતિ, સદૈવ રટીશુ આપ રહીએ સાથ જો.
વધુ ઓછાં જોનારાં મન નશ્વર નકી, કરૂણાસિન્ધુસાગર સ્હાય તરંગ જો,
રમો સમે એ સૌ માયાએ ભાસતા, પૂરણબ્રહ્મ રમે જીવ રૂપે રંગ જો.



## આખરના ઉપહાર

મારા આખરના ઉપહાર, જીવન આ આખરના૦
સ્વીકારો સમસ્ત સરજનહાર, જીવન આ૦ ટેક ૧
તન મન ધનના સ્નેહ સ્વીકારો, સ્વીકારો સ્વજન સંસાર.
ધર્મ સ્વીકારો, કર્મ સ્વીકારો, સ્વીકારો એ કરનાર. ૨

માયા છાયા સંગ સ્વીકારો, સ્વીકારો ઓઢણહાર.
આજ તમારૂં તમ ચરણોમાં, કરી લો અંગીકાર. ૩
તમારૂં મેં મન મારૂં માન્યું, પિતુ–બાળકને અધિકાર.
તાત તને શિશુ તે શું સમર્પે, જ્યાં અનુગ્રહ અધિકાર. ૪
અભીપ્સિત પૂર્યા તે અનુરાગે, અહૈતુક તારા પ્યાર.
પ્રણુત પાળ હું પ્રેમે પ્રણમું, થવા અભય અવિધાર. ૫
આજ અભેદ ન ઉર કળુવે, સ્મરી અવિરત ઉપકાર.
તું પૂર્ણ પ્રેમ પારાવારે કર, આ અંગ તરંગ સ્વીકાર. ૬



## ભક્તિનો મહિમા

વિભુ તમે રહ્યા વ્યાપી સૃષ્ટિમાં, પણ ન આવતા અવર દ્રષ્ટિમાં
એ વ્યથા વિભુ ઉરમાં ધરી, અવતરો તમે દેહને ધરી.
વિષદ કીર્તિઓ વિસ્તરી હરિ, જે સ્મરી જીવો કે ગયા તરી
પ્રભુ સહજ અમે કેમ પામીએ, કોણ ચિન્તવને વિપદ્ વામીએ,
શક્તિ એક એ ભક્તિમાં ભરી, અનુગ્રહો વડે અમ પરે હરિ.
શ્રીમુખે કહ્યું છેજ સ્વામીએ, નવ મણું અમો ભક્તિ ખામીએ.
પ્રતાપ ભક્તિના કયમ કરી લહું, ભક્ત ભાગ્યને કયમ કરી કહું.
અધીર થઈ જતા ભક્ત કારણે, પરિબ્રહ્મ પોઢતા ભક્ત પારણે.
ચરિત્ર ભક્તનાં મન મહીં રમરૂં, વણ સુધા પીધે હૃદયમાં ઠરૂં.
અમર એ કરે અમર થઈ રહ્યા, અમરમાં સદા અમર એ વહ્યા.
ભક્ત કારણે અવતરે પ્રભુ, ઉદરયાતના શું ખમે વિભુ !
પશુ થયા તમે પક્ષીએ થયા, વળી તમે પ્રભુ પત્થરે રહ્યા.
સ્થાવરે રહ્યા જંગમે રહ્યા, એ ભક્ત કાજ શું આવડી દયા.
શ્રમ પડે પ્રભુ ભક્ત કાજરે, ભક્તને શિરે એહ લાજરે !
સુર સ્વર્ગમાં ભક્તિને બળે, અરિષ્ટ એમનાં ભક્તિએ ટળે.
વિધિ રચે તપે સૃષ્ટિને નવી, એ બ્રહ્મ કર્મને કયમ કવે કવિ.

શિવ સમાધિ એ ધ્યાનમાં રહે, ભૃકુટી માત્રથી વિશ્વ સંહરે.
વિભુ વહન કરે સૃષ્ટિ સર્વદા, નિજ રૂપે લહી છત્ર સર્વથા.
ચક્રપાણીએ ચક્ર છે ધર્યાં, ભક્ત ભય હરી અભયથી ભર્યાં.
વળી ત્રિશુળ ધર્યાં ભક્ત કારણે, અસુર કંઈ હણ્યા રમતમાં રણે,
વિધિ વદન સદા વેદ શોભતા, પરમ પ્રેમી એ ઘડી ન થોભતા.
કીર્તિ ભક્તિની વિશ્વમાં વડી, અભક્ત ના પ્રીછે પ્રેમીને ખડી.
ભક્તિએ પ્રભુ નાચ નાચિયા, ભક્તિએ યદુનાથ યાચિયા.
ભક્તિ એ રીઝે પુષ્પ પત્રથી, ભક્તિનાં વધુ મહાત્મ્ય સત્રથી.
ભક્ત દુઃખને હરિ ઉરે ધર્યું, ભક્ત કાજ શું નથી તમે કર્યું!
ભક્તથી જનો ભક્તિને વરે, અગમ્ય ઈશને આપના કરે.
ભક્ત જો થયા નવ હને જગે, કોણ પ્હોંચતે પ્રભુ પદો લાગે.
ભક્તનું ઋણી વિશ્વ આ બધું, એ ભક્તને નમું શું કરું વધુ!
ધન્ય ધન્યરે ધ્રુવજી બાળને, પ્રિય કર્યાં પ્રભુ પ્રણતપાળને
ધન્ય છે બળી દૈત્યમાં દીનો, પવિત્ર કીર્તિએ વખાણતા જીવો.
ભક્ત પૌત્ર તો ભક્તિને વરે, આશ્ચર્ય એહમાં નહીં જરી ખરે.
ધન્ય જેમની ભક્તિને બળે, સ્તંભથી પ્રભુ પ્રગટ નિકળે.
હનુમંત ભક્તિને કો શકે કથી, હૃદય જેમને શ્રીરામની છબી.
શબરી ગૂહની કેવી ભક્તિઓ, રામ યાચિયા એ કેવી શક્તિઓ,
શરણ મહાત્મ્ય તો વિભીષણે લહયા, સુખ સુલભસહુ સહજમાં થયા,
ભરત લક્ષ્મણે સર્વ છે તજ્યા, ધન્ય ભક્તિ એ ચરણને ભજ્યા.
ધન્ય વ્રજવધુ ઓળખ્યા હરિ, ભીતિ વિશ્વની ના ધરી જરી.
ધન્ય રે સતી દ્રૌપદી તને, દ્વારિકા હરિ દેખીઆ કને.
કુન્તિ ભક્તિમાં સદૈવ જાગતાં, ભક્તિ કાજ એ વિપદ્ માગતાં.
સુત એમના શું હશે મણા, વશ કર્યા વિભુ વિશ્વ રે તણા.
નિમિત્ત જેમને કહી ગીતા, હરિ, એ અર્જુને કરી જન કૃપા ખરી.
સુધન્વા બિરદ ભક્તનાં ધર્યાં, તપ્ત તેલને શીતળ છે કર્યાં.
ચંદ્રહાસની ભક્તિ એ હરિ, વિષતણી થઇ વિષયા વરી.

આ યુગે વળી ભક્ત કંઈ થયા, જેને કાળ કર્મના દોષના દહ્યા.
ધન્ય એમની જનનિને કહું, ધન્ય ધન્ય આ ભૂમિને લહું.
ચરણ પંકજે ભકત રાખજો, કરી કૃપા મને દાસ દાખજો.
ત્રિવિધ તાપ તો ભકિતથી ટળે, જીવભાવના ભેદ રે ગળે.
ભકિતએ પ્રભુ હૃદયમાં રહે, ભકિતએ વિભુ વિશ્વમાં લહે.
દર્શને સદા હરિ ઉરે રમે, હરિ વિના બીજું ચિત્ત ના ગમે.
હરિ વિના બીજું સત્ય ના દીસે, ત્રિકાળબાધ એ તત્વ ઉર હીસે.
ભેદભ્રાંતિ સૌ ભકિતથી ટળે, ભકત ભકિતથી બ્રહ્મમાં ભળે.
ભકત બ્રહ્મમાં ભેદ ના જરી, ઉકિતયો બધી એકની ખરી.
ભકિતભાવ છે અતીવ આકરા, જેહ જાણતા શેષ શંકરા.
વળી લહે સદા સનક શુક રે, જ્ઞાની યોગીએ ભકત મૂક રે
નારદે કવ્યાં મહાત્મ્ય વ્યાસને, સુત મુનિ કવે એશી આસને.
અતુલ શકિતએ ભકિતમાં ભરી, ઉત્તરાસુતે મુકિતને વરી.
વિસરું હું નહી ભકતને કદા, શરણમાં રહું ભકતના સદા.
એટલું મને આપજો પ્રભુ, જાણુને વધુ શું કહું વિભુ!



## લીલા લખાય શું તમારી

લીલા લખાય શું તમારી, લાલન અમે લીલા૦
તારી લીલા તારાથી ન ન્યારી. લાલન૦ ટેક૦ ૧

લખવા બેસું તો લાલ દૂર દૂર લાગતાં, દ્વૈતવૃત્તિ લાગતી અકારી.
અખંડઆનંદ મન માગે છે, મોહના, બીજી વાતો તો બધી ખારી ૨

લીલા અમારી હજી રહી છે અધૂરી લાલ, દૂર રહી મૂર્તિ એ મધુરી.
લીલામાં લાલન રમતા સદૈવ શું, આપ અમૂર્ત ગિરધારી. ૩

લીલામાં તુંજ લાલ લખવામાં તુંજ લાલ, એ તો લીલા સદૈવ ન્યારી.
આપ અખંડ એકરૂપ અવિનાશ ત્યાં, કોણ ગાય લીલા તમારી. ૪

લીલાની રઢ તને લાગી લાલન આ, લીલા લખાવવી શું પ્યારી.
જડને ચલાવતી ચેતનની દોરીઓ, હરિ હાથ એક છે તમારી. ૫
પરવશ પ્રાણીને પ્રેરણાઓ આપની, મતિઓ આ હોય ના અમારી.
આજ્ઞાએ ચાલવું ને આજ્ઞાએ મ્હાલવું, એજ ગતિ નાથ છે અમારી. ૬
લીલાએ લ્હેવાના લાલન લખાવશું, આજ્ઞાઓ આજ શું તમારી.
લીલાએ લક્ષ નથી રહેતા લાલન હવે, લક્ષ એક આપમાં મુરારી. ૭
વૃત્તિને વાસ વિભુ વિલસો વિલાસથી, કરશો નહીં રે કદી ન્યારી.
લીલા લખાવજો લાલન સદૈવ આમ, અંતરમાં દર્શને પધારી. ૮
અંતે સમાવજો લીલા લાલનમાં, એજ ઉર યાચના અમારી.
મારી તમારી સહુ લીલા સમેટવી, કાં કે છે તત્ત્વ નિર્વિકારી. ૯



## વિશ્વમાં વેષ

શરણના જીવને શુદ્ધિઓ આપવા, વિશ્વમાં વેષ આપે લીધા રે,
પ્રેમીની પાસ પિંડે રહીને પ્રભુ, પુણ્યના પ્રશ્ન કો ના કીધા રે. ૧
જેમણે જગતના મોહ ઉતારીયા, એહનાં મૂલ અમૂલ આપ્યાં,
ત્રિવિધ તાપો તમે ટાળીને ત્રિકમા, કર્મનાં મુળિયાં હાથ કાપ્યાં. ૨
ભુવને ભેદીને ભક્તને ભાળવા, અંતરે આંખ આપી અનોખી,
જ્યાં જુવે જગતમાં ત્યાં જુવે આપને, જ્યોત આપી જ્વાળા પ્રેમ પોખી. ૩
દેહીની દ્રષ્ટિઓ દશ્યમાં આવરી, સ્નેહીએ સોંસરાં સત્ય જોયાં,
એ તમારી કૃપા કામનાઓ વિના, દેખીને દાસનાં મન મ્હોયાં. ૪
દ્વૈત અદ્વૈતની આંટી ઉકેલવા, હોંશ હૈયે નથી એહને રે,
ચરણમાં ચિત્ત ચોંટી ગયાં ચિન્તવે નાથ ન્યારા નહીં તેહને રે. ૫
જીવ ને જગતના ભેદ ભાકતે લહયા, લક્ષમાં લાલ આવી ગયા રે,
વ્યક્ત અવ્યક્તમાં આપને ઓળખે, ફંદના ફેલ ચાવી ગયા રે. ૬
એ કૃપા કલમમાં કેમ ઉતારવી, એહના ભેદ હું ના લહું રે,
ઉર આનંદને ઓળખો અંતરે, તો પછી આપને શું કહું રે. ૭



# અંજલિ બીજી



## ભગવત્-લીલાનાં કાવ્યો

नाना रूप विधाता त्वं
    भक्तानां ध्यानहेतवे ।
येषु रूपेषु यत्प्रीति
    स्तद् तद् रूपं बीभर्षि च ॥

ધારતો નવલાં રૂપો, ભક્તોના ધ્યાન કાજ તું,
જેની જેવી પ્રીતિ જેમાં તેવાં રૂપો બહુ ધરૂં.

# ભગવત્–લીલાનાં કાવ્યો

## પવિત્ર ચરિત્ર તારાં

પરિબ્રહ્મ પવિત્ર ચરિત્ર તારાં, મુખે આણતાં દુઃખ જાએ અમારાં,
અવિનાશ અદ્વૈત તત્વો તમારાં, લહે કેમ અલ્પજ્ઞ ઉરો અમારાં.
પ્રભુ પામવા એ નથી બાળ–ખેલો, કયાંથી પામશે શિવને જીવ ઘેલો,
કંઈ યોગીઓ ભોગીઓ વન ફરતા, દમી દેહને સાધનો કેક કરતા.
અમારાં હરિ સાધનો સાવ લૂખાં, કિયે બળ પ્રભુ પામીએ રંકમુખાં,
તથાપિ તમે દીનને સ્હાય કીધી, દઈ રંકને રાજસત્કીર્તિ લીધી.
અવિચ્છિન્ન છો તે થકી ભાવ આવા, ઘટે છે પ્રભુ આપને એજ દાવા,
ભોળાં મન માને પ્રભુ છે જ પાસે, છતાં છોડી પાછાં ઘડીમાં જ ન્હાસે.
અમારા ન કીર્તિ તમારી અજાણી, તો યે તારજો નિકમા દીન જાણી,
મહામોહકારી હરિ આપ માયા, જતા શ્યામ શરણે જેણે જીવ રહાયા.
તરાવો તમે તો તરે એહ માયા, ઘટે આપને એ પ્રભુ બિરદ રાયા,
અને મોહ મૂકયા હરિ આપ હાથે, વળી એહ ન્હેના વિભુ આપ સાથે.
પ્રભુ ભુન અદ્ભુત છો આખ વ્યાપ્યા, નથી જીવનાં જોર જે જાવ માપ્યા,
આવ્યે શરણુ સ્મરણુ થકી શુદ્ધિ દીધી, બચાવી બળે બાળની સાર લીધી.
જગન્નાથ જીવત્વના ભાવ જો જો, પરાધિન જાણી એના દોષ ખોજો,
હરિ કર્મના મર્મ જીવે ન જાણ્યા, વૃથા ભાર ન્હેવારના તોય તાણ્યા.
જતા સુખના દિવસો તો સરીને, અતિ આકરા દુઃખ દિનો કરીને,
ન ચાલે લલાટે લખ્યા લેખ આગે, પરાણે પડયો પાશના જીવ જાગે.
ન છૂટયા વડા સિદ્ધ યોગી યતિઓ, પડયે દુઃખ દેખી ન જાતિ ગતિઓ,
ઘણું જ્ઞાન ધારે તથાપિ અજાણ્યા, ધરી કાય એ જાય ના રે વખાણ્યા.
બચાવો બચાવો પ્રભુ બાળ જાણી, ઉગારી જ લ્યો મોહ મમત્વ તાણી,
નથી નાથ ઓછી તમારી દયાઓ, આપી સ્મરણુમાં સ્નેહ સાથે રહ્યા હે ।

ભૂલે જે તને તેહને સુખ શું છે, ભજે જે તને તેહને દુઃખ શું છે।
એ તો બેઉ માયા તણા છે પ્રપંચો, અખંડિત એ છે વહેવાર સંચો.
સદા કાળ સાક્ષી રહી આપ પેખો, નથી લાગતી સુખ દુઃખોની રેખો,
જીવે ઓઢિયાં એ અભિમાન જાશે, ત્યારે આપ આનંદ રૂપે સમાશે.
પરિત્રાણુ છે એ પ્રભુ હાથ તારે, કરો જો કૃપા તો જુવે ભાવ ન્યારે,
અનાથો તણો નાથ તું તો સદા છે, તને સમરતાં સર્વને સંપદા છે.
અમારા ઉપાયો હરિ એક એ છે, રહે શરણ જેને તું દાસો લહે છે,
કેવે ધ્યાન શોધે તને જ્ઞાની યોગી, કેવે ભાત્ર ભક્તિ કરે ભક્ત ભોગી.
ન જાણું હરિ એહનાં હું વિધાનો, તથાપિ ઉરે આશ જે આપ માનો,
તમે શરણ આવ્યે લીધાં કંઈ ઉગારી, ગને આશ વિશ્વાસ એ નાથ ભારી.
હકારે કરીને હરિ મુક્તિ દીધી, અજાણ્યા અજામેળની શુદ્ધ લીધી,
અહો કેમ આશા મૂકું નાથ તારી, લીધી છે સદા સાર તેં નિત્ય મારી.
પ્રતીતિ થઇ તો પછી સાદ શેના, ન પૂછો પ્રભુ સાર જાણી જ એના,
ધટે જીવ ભાવો ધરી આમ રહેવું, ઘટે બાળને બાપને સર્વ કહેવું.



## અમારાં તમારાં

હરિ દીનબંધુનાં બિરદો તમારાં, રહેજો જોતા જીવન આ અમારાં હરિ૦ ટેક
પ્રભુ જાણ્યાં ચરિત્રો તમારાં, એથી આશ ધરે અંતર અમારાં. ૧
જ્ઞાની ધ્યાનીને દર્શન તમારાં, જાણી મન મુંઝાય છે અમારાં,
થાય અનુગ્રહથી દર્શન તમારાં, માની મન હરખાય છે અમારાં ૨
સિદ્ધ શોધે છે ચરણો તમારાં, ઉર ઇચ્છે એ શરણો, અમારાં.
રમા સેવે જે ચરણો તમારાં, સદા કાળ હો એ શરણો અમારાં. ૩
ફર્યાં વનમાં જે ચરણો તમારાં, કરો પાવન એ ઉર આ અમારાં.
ધરે યોગીઓ ધ્યાન જે તમારાં, એવાં ધ્યાન ઉર ઇચ્છે અમારાં ૪
કેમ દર્શન થશે એ તમારાં, નથી આવરણ ભેદ્યાં અમારાં.
જપ તપ દાન ધ્યાનો તમારાં, સહુ અધુરાં છે સાધનો અમારાં. ૫

સ્વામ સાધન સહેલો તમારાં, કરો કલ્યાણ શરણો અમારાં.
પ્રભુ પાવન એ ચરણો તમારાં, પામે શક્તિ દ્યો અંતર અમારાં ૬
અમે નાથ સદાકાળનાં તમારાં, આપ જાણો જીવન આ અમારાં.
ભવરોગહર નામ છે તમારાં, હરિ દર્દો જાણો છો અમારાં. ૭
હેવા પ્રેમે એ નામો તમારાં, લેવાં એથી અજાણ ઉર અમારાં.
હરિ અદ્ભુત ચરિત્રો તમારાં, કેમ જાણે એ અંતર અમારાં. ૮
એ પાવન ચરિત્રો તમારાં, અહોરાત્ર સ્મરો અંતર અમારાં.
હરિ દિલ દયાળ છે તમારાં, નવ જોશો કર્મો કો અમારાં. ૯
પ્રભુ સ્મરણો મધુરાં તમારાં, થતાં આવરણ જાય છે અમારાં.
તો ય કેવાં છે કૌતક તમારાં, મન માયાએ ભૂલે અમારાં. ૧૦
રહે અખંડ એ સ્મરણો તમારાં, આપ હાથે એ જોર ના અમારાં.
પ્રભુ દિવ્ય જન્મ કર્મ જે તમારાં, થાય એ જ અહોભાગ્ય છે અમારાં. ૧૧
એ દુર્ગમ્ય જ્ઞાન જે તમારાં, થાય ઉર ભાવે ભાગ્ય એ અમારાં.
પ્રભુ ભવ ભવ એ સ્મરણો તમારાં, આજ યાચે છે મન આ અમારાં ૧૨
બહુભાવે અમારાં તમારાં, નથી અંતર તમારાં અમારાં.
દીનબંધુ છે બિરદો તમારાં, એથી અંતર છે નિર્ભય અમારાં ૧૩



## આવડી અલખત

આવડી અલખત તમે શાને ભરી રે, આવડી તલખત તમે શાને કરી રે.
નહીં મન નહીં માયા, નહીં કાયા નહીં રાયા, છાયાએ ન જાવ રહાયા રે,
હારી માયા તુંથી વધી, તને એણે લીધો રૂંધી, નથી નિકળાતું ચીંપી રે.
હવે તો પસ્તાતા હશો, જાણી જોઇ હું હાથે ફસ્યો, ચાલે ન ઉપાય કશો રે,
થાકો ત્યારે આંખ મીંચો, માયા માંહી પાછી સીંચો, નથી થઇ નવ હીંચો રે.
જડી બુટ્ટી પાસ રાખી, જાદુગરી જાળ નાંખી, કળા ન કળાય ઝાંખી રે,
આવા કોડ શાથી થયા, મને ઉરે આવે દયા, અનુરક્ત શાણે રહ્યા રે.
સુખ દુઃખ વેષ લીધા, આપ એથી નવ બીધા, વૃથા જીવે ક્લેશ કીધા રે,

અલખત છશે કીધી, આપે તો નિવૃત્તિ લીધી, આતો નથી રેજનિદ્દિ રે.
રિદ્ધિ જોઇ આપે રાચ્યા, જોઈ રહ્યા જીવ નાચ્યા, એથું ન જવાય જ્યારે,
ધન્ય ભાગ્ય જીવ કહેવાં, આપ ઈચ્છા સહુ રહેવાં, આપે પડે જેથી વ્હેવાં રે.
રહેવા વ્હેવા વાળા મૃષા, શૃંગ કેમ હોય શશા, અગમ્ય એ તો છે દશા રે,
અલખત નહી આ તો, તલખત જૂદો નાતો, અલખત એ છે વાતો રે.
પડધા પરામાં પડયા, જીવ જુદા નવ જડયા, આ શું આપે આપ લડયા રે.



## એના અનુગ્રહે

ભક્ત બ્રહ્મલોક નથી ન્હાતા જુવો ને જીવ ભક્ત, બ્રહ્મલોક૦
એને કાજે ધરણીએ હરિ ધાતા, જુવોને જીવ૦ ટેક. ૧
નિર્ભય અધિક નહી બાપ થકી બાળકું, દાસ દયાળ એ નાતા,
ધ્રુવજીના ધ્યાનથી બાળકના જ્ઞાનથી, રહામા આવીને શંખ વાતા. ૨
જસોદાને પારણે ગોપીને બારણે, વેણુએ વેદગીત ગાતા,
કુંતીકુમાર ક્યારે દ્વારિકાં પધારતા, હસ્તિનાપુર હરિ જાતા. ૩
અમરીષ કાજ હરિ આવી ઉતાવળા, વિજ્જુલે વાય વિભુ રાતા,
કયાધુ કુમાર કાજ તાતા એ સ્તંભમાં જ, શ્યામ જુવો સ્નેહે સમાતા. ૪
ગણતાં એ થાકીએ તો ય રહે બાકી એ, ગુણ એ તે કોના ગવાતા,
ન્હાતાને ધાતા એ લીલાનાં લક્ષણો, મહામાયાના પાર ના પમાતા,
આપેજ ભક્ત ને આપજ ભગવાન એ, એના અનુગ્રહે જણાતા. ૫



## પ્રભુના અવતાર

પ્રભુ તમે ધરી વપુ વસુંધરા, અનુગ્રહો કર્યાં ભક્તને ખરા.
સ્મરણ માત્રથી સંસૃતિ જવા, ચરિત્ર કઈ કર્યા ઉર ઉતારવા. ૧
મીન રૂપથી તમે કૃપા કરી, સત્યવ્રતને ચેતવ્યા હરિ.
ઔષધિ લીધી, વહાણુ રાખીઆં, વળી શીખો દઈ સત્ય ભાખીયાં. ૨

કચ્છ રૂપે તમે મેરૂને ધરી, દેવ દૈત્યને સહાય તો કરી.
મંથને મળ્યાં રત્ન જે હરિ, તે કૃપા કહું કૂર્મની ખરી. ૩
વરાહ રૂપથી પૃથ્વીને લીધાં, હિરણ્યાક્ષથી તમે યુદ્ધ રે કીધાં.
અતુલ પરાક્રમી અસુરને પુણ્યા, ધરણીને ધરી હરિ તમે ધૂણ્યા. ૪
નરહરિ રૂપે સ્તંભને ચીરી, ધરણી ઢાળીઓ દૈત્ય કેસરી,
બાળને તમે હૃદયમાં લીધો, અમર ભક્તને જગતમાં કીધો. ૫
બટુક રૂપથી યાચિયા બળિ, અકળ એ કળા જાય ના કળી,
ભાગ્ય તો હશે બળિ તણાં ખરે, જે પ્રહે પ્રભુ ચોકીઓ ભરે. ૬
પરશુરામનાં પરાક્રમો ઘણાં, ક્ષત્રિયો હણ્યા રાખી ના મણા,
વેર વાળીયાં માતને ગમ્યાં, તેજ જેમનાં શ્રીરામમાં સમ્યાં. ૭
રામ નામનાં મહાત્મ્ય શું કહું, અમર કીર્તિઓ જાણતા સહુ,
રઘુ કુળે ખરે પ્રગટ એ રવિ, માત જાનકી લક્ષ્મીની છબી. ૮
કૃષ્ણ વૃષ્ણિએ ચંદ્રમા તમે, સ્મરણ માત્રથી દુઃખ સૌ સમે,
ભક્ત માત્રનાં ચિત્તને હર્યો, અખૂટ જાદુ એ જન્મમાં ભર્યો. ૯
બુદ્ધ રૂપે તમે મોહ નવ સજ્યો, જે સમે જને ધર્મને તજ્યો,
મોહમાં તમે વિશ્વ રક્ષજો, રંક જીવને ભૂલી ના જશો. ૧૦
કલ્કી રૂપને સત્વરે ધરો, અધર્મ ટાળીને ધર્મ સંવરો,
કળિયુગે પ્રભુ કસોટી ના કરો, દિલ દયા દયાસાગરા ધરો ૧૧



## નરસિંહ સ્તવન

જય નરસિંહ નામી શીર, સ્તવન તમારાં રે,
કરતા ઈંદ્રાદિ દેવ બ્હીને એકધારાં રે. ૧
જગદંબા લક્ષ્મી દૂર રહીને વિનવે રે,
પણ જોઈને રૂપ વિકાળ પાસ ન આવે રે. ૨
પણ જેને છે તમ જ્ઞાન બાળક વયમાં રે,
તેને સુખ દુઃખ સર્વ સમાન હર્ષ કે ભયમાં રે. ૩

એ આવ્યા પ્રભુ તમ પાસ, શીતળ મનના રે,
જેને કારણ એ અવતાર નરસિંહ તનના રે. ૪
તેને નિરખી તમારાં મન શાન્તિ પામ્યાં રે,
એ ભક્ત શિરોમણિ બાળ શીર પદ નામ્યાં રે. ૫
તમે લઈ ઉછંગે નાથ, હૃદયે ચાંપ્યો રે,
જે શાન્તિનો અવતાર, ભયે નવ કાંપ્યો રે. ૬
જે તાતે દારૂણ દુઃખ એને દીધાં રે,
તેને અપાવી મુક્તિ નામ અમર છે કીધાં રે. ૭
સહુ સુરશું લક્ષ્મી માત, સ્વયંએ પડીયાં રે,
એ ભક્તિનો મહિમાય કારણ જડીયાં રે. ૮
દઈ અમર વરો ને રાજ પ્રભુએ આપ્યાં રે,
થઈ વિશ્વે શાન્તિ નાથ અમર દુઃખ કાપ્યાં રે. ૯
સુર કરતા જય જયકાર, પ્રભુ ને બાળકના,
એ અગમ્ય લીલા ભાગ ભક્તના પાળકના. ૧૦
પ્રહલાદે કીધા વાસ પ્રભુના અંતરમાં,
એ ભક્ત અમારે ઉર રહો જન્માંતરમાં. ૧૧



## અસુર કુળમાં રાય

અસુર કુળમાં રાય જે બળિ, ધન્ય જેહના ટેકને વળી,
સુર સરવ તણાં જોર ભાગીઆં, અસુરનાં વળી ભાગ્ય જાગીઆં ૧
પ્રભુ શીરે વડાં કષ્ટ આવીઆં, પુણ્ય બેઉનાં સરસ કહાવીઆં,
યજ્ઞ કર્મનાં ફળ દિલે લહ્યાં, જે કદી વૃથા ના જ રે ગયાં. ૨
દર્શનો થયાં બટુક રૂપનાં, ભાગ્ય જાગીઆં અસુર ભૂપનાં.
યજનનાં ફળો તરત તો મળ્યાં, પુણ્ય રાયનાં જાય ના કળ્યાં. ૩
આપનાર જે માગવા ગયા, ત્રિવિક્રમે કરી દૈત્યને દયા,
છળ કર્યાં થકી છે લઘુ થયા, નિયમ નીતિના તો ખરા થયા. ૪

ગુરૂ કહે બળી વિષ્ણુ આ ખરે, દેવ કાજ આ રૂપેથી ઉતરે,
બળી કહે ગુરૂ આજ તો થયા, જ્ઞાન આપીઆં વિષ્ણુને લઘા. ૫
ઈંદ્ર પદવિ તો યત્નથી મળે, પણ પ્રભુ મળે પ્રેમના બળે,
યજ્ઞના ફળે દર્શનો પ્રભુ, થઈ કૃપા ખરે ઓળખ્યા વિભુ. ૬
બળી કહે હરિ જો તમે મળ્યા, રાજ્ય પામીઓ યજ્ઞ સૌ ફળ્યા,
કર ધરે હરિ આપતાં બલિ, અકળ એ ગતિ કો શકે કળી. ૭
રૂપ વાધિયાં લઈ લીધું બધું, સર્વ આપતાં રણ રહ્યું વધુ,
શિર ધર્યાં પછી નાથ આગળે, સત્યવાદી એ સત્ય ના ચળે. ૮
કસોટીએ મળ્યા કર્મપાકની, શિર ધરી લીધી કીર્તિ નાકની,
બાંધીઆ બળિ બંધને કરી, તાતને થઈ ખબર એ ખરી. ૯
પિતામહે પ્રભુ પ્રાર્થના કરી, સુતને કહે ભય નથી જરી,
ભક્ત દેખીને લાજીયા પ્રભુ, છોડી બંધનો કરી કૃપા વિભુ. ૧૦
શિર ધરી કરો આપીઆ વરો, સુત દુઃખો હવે સર્વ સંહરો,
બંધને કરી બાંધીઓ તને, બંધનો હરો એ હવે મને. ૧૧
પાતાળમાં જઈ રાજ્ય તો કરો, થઈ રહીશ હું દાસ તાહરો,
તુજ ગૃહે અમે પોળિયા થશું, દુઃખ રખે ધરો અંતરે કહ્યું. ૧૨
ધન્ય ધન્ય રે તમે થયા બળિ. સાયુજ્ય મુક્તિઓ સહજમાં મળી,
પુષ્પ વૃષ્ટિઓ દેવતા કરે, ભક્તભાગ્ય ને મન મહીં ધરે.
ધન્ય આ ધરા પદ ધર્યાં પ્રભુ, પ્રગટ તો થયા ત્રિવિક્રમે વિભુ. ૧૩



## અન્નપૂર્ણા આવ્યાં આજ

તુજ દર્શન કરવા કાજ કન્હૈયા, અન્નપૂર્ણા આવ્યાં આજ,
રીઝવવાને ગિરિધર રાજ, કન્હૈયા૦ ટેક
વિધવિધવાની રૂપ ધર્યાં શું, જેના નથી કંઈ ચાજ,
મધુર રસે મિષ્ટાને આવ્યાં, મોહન મુખ જોવાજ. ૨
ખાજાં ઘેબર કણુશી જલેબી, પકવાન સહુ શીરતાજ,
બાસુદી દૂધપાક દહીને, દાળ ભર્યાં કુંડીમાંજ. ૩

શેવ સુંવાળાં પાપડ, મોઈનાં પાન તણાં લઈઆજ,
વાલ વટાણા વડાં વધાર્યાં, શાકે બાંધી પાજ. ૪
શ્વેત રૂપે વચમાં જ વિરાજે, ભાત તણા ગિરિરાજ,
ત્રિભુવન પતિની તૃપ્તિ કાજે, સાજ કર્યાં છે આજ. ૫
નિત્ય દર્શન કરીએ નટવરનાં, આજ અન્નપૂર્ણા માજ,
જેના વિણ જીવ ઘડી નભે ના, ખરેખરી એ માજ. ૬
રાય રંક ઋષી મુનિ મહાજ્ઞાની, જેની વડે જીવતાય,
જે મા જગને જીવન આપે, અદ્ભુત ભાવરદાય. ૭
પ્રસાદ રૂપે પૂર્ણ કરે મા, આપી આતમરાજ,
પ્રસન્ન આજે એ અન્નપૂર્ણા, જેની આ લીલાજ. ૮
કરો દર્શન મા દીનબંધુનાં, અમ દર્શનમાં માજ,
માયા જાણી જમો જીવન એ, આવ્યાં છે સમવાજ. ૯
ધન્ય કન્હૈયો ધન્ય ગોવર્દ્ધન, જ્યાં અનપૂર્ણા રાજ,



## પ્રભુ જુવે પિંડમાં

પ્રેમી પ્રભાતમાં પ્રભુ જુવે પિંડમાં, ઉર અજ્ઞાન અંધાર ભેદી,
અંજલિ અર્ધ્યમાં આપ આપે સદા, દ્વૈતની છાપને છેક છેદી. ૧
વૃત્તિની વેદીએ વિષયને હોમતા, નિર્મળ ચિત્ત ન્હાતા પ્રભુને,
વિશ્વમાં વિસ્તર્યાં વિમળનેત્રે જુવે, વસ્તુરૂપે જુવે એ વિભુને. ૨
સ્નેહ સિંહાસને શ્યામને સ્થાપતા, જીવ ભાવે વળી દાસ રાચે.
સ્મરણનાં સુખ સંસારમાં પામવા, ફરી ફરી જન્મ એ આપ યાચે. ૩
જીવને જીવન મુક્તિ સુખો આપવા, શ્યામ સંસાર સાચે રચ્યા છે,
અમર આનંદ એ આગવા ભક્તના, ધન્ય જેને પ્રભુ એ પચ્યા છે. ૪



## શરદ પુનમનો ચંદ્ર

ઉગ્યો શરદ પુનમનો ચંદ્ર, રાત રૂપે ભરી રે,
ગિરધારિએ ગોપીને પ્રેમ, વાત ઉરે સ્મરી રે.
પ્રભુ જાણે ગોકુળની નાર, નંદના નંદને રે,
લહી લીલાને લેખ્યા મોરાર, લીધા આનંદને રે.
લીધી મોરલી મથુરાંનાથ, વગાડી છંદથી રે,
જેમ પ્હોચે ગોપીને નાદ, આવે આનંદથી રે.
થઈ ગોકુળે ગોપીને જાણ, બંસીના નાદથી રે,
જગસ્મૃતિયો થઈ છે વિલીન, હરિના સાદથી રે.
ગોપી વિસર્યાં છે તન મન ભાન, પ્રભુનાં ધ્યાનમાં રે,
એક મધુરા એ બંસીના બોલ, રહ્યા છે કાનમાં રે.
સૌ નિકળ્યાં તજી ઘરબાર, સંસારી સ્નેહને રે,
જેને પ્રભુએ કર્યા છે યાદ, તજે એ અન્ય નેહને રે.
ગોપી આવી ભરેલી આનંદ, હરિને શોધતી રે,
જેણે પ્રભુના લીધા છે પંથ, શક્તિ ન કો એ રોધતી રે,
શ્યામ સુંદર કાલિન્દી તીર, જુવે છે વાટડી રે,
ગોપી આવી છે એકે શ્વાસ, ધબકતી છાતડી રે,
બોલ્યાં આવ્યાં અમે અહીં આજ આમંત્રણ આપને રે
થવા ધન્ય ધર્યાં અવતાર ખોવા ત્રણ તાપને રે.
શ્યામ સમજાવે સતીઓના રાહ સુંદરી પાછાં વળો,
કેમ થાય આપણુથી અધર્મ માનિનિ, મનમાં કળો,
બોલી વ્રજ વનિતા મૂકીને માન, કન્હૈયા શું કહો રે
અમો પૂર્ણ પ્રીછું છું ધર્મ, અજાણી રપે લહો રે.
સૌ ધર્મો તમોમાં સમાય, અગારા સંસારના રે,
અમે થઈ સંસારથી પાર, વ્હેવારના ભાર ના રે,
તમે ધરણી ધર્યાં અવતાર, પ્રેમીને પાળવા રે,
સહભાવે ભવે, ભગવાન, ભક્તોને વાળવા રે.
પ્રભુ તમને શા દેહ સંબંધ, જુવો દિવ્ય દ્રષ્ટિએ રે,
આતો માન્યા માયાના પ્રબંધ, મિથ્યા આ સૃષ્ટિએ રે,

હરિ જગને જીવનના ધર્મ, અમે સૌ સંવર્યા રે,
તમે નિર્ગુણ નંદકુમાર, નેહેથી ઉર ધર્યા રે.
પ્રભુ આવ્યું તમારે શરણ, પાછું કો ના વળ્યું રે,
વળી થાતાં હરિ દર્શન, અમે આ શું સાંભળ્યું રે.
હરિ ભક્તોને ભીતિ ન હોય, વિચારો અંતરે રે,
આજ દીઠા અમે અપરોક્ષ, નથી પટંતરે રે.
પ્રભુ પિંડ મહીં રમનાર, પરીક્ષા ના ઘટે રે,
જુવો અંતરયામી જરૂર, મન આ કોને રટે રે.
પ્રભુ પ્રગટ્યા ગોકુળમાં આપ, થઈ પુષ્પ વૃષ્ટિયો રે,
દેખી દિવ્ય લીલાઓ અનંત, ખુલી ગઈ દ્રષ્ટિયો રે,
વ્હાલા વ્હાલાને આવ્યા વિશાદ, પ્રસન્ન પ્રભુ થાવને રે
નાથ મૂકીને જાશું આ દેહ, કહેશો જો જાવને રે,
પ્રીછ્યા પ્રમદાના પ્રેમ અથાગ, પાછી તો નહીં વળે રે
પરિબ્રહ્મે વિચાર્યાં એમ, ભલે એ બ્રહ્મે ભળે રે.
જેના અંતરયામી શું ભાવ, એકત્વને પામીઆ રે,
એના જીવત્વ-ભાવના ભેદ જરૂરજ વામીઆ રે,
નંદનંદન પુરૂષ પુરાણ, અનાદિ એક છે રે.
રાધા આદિ રામાઓ રચ્યાં રૂપ, વેદોના વિવેક છે રે,
પરિબ્રહ્મની શક્તિઓ એહ, અનંત અભિન્ન છે રે,
જીવભાવે ન એહ જણાય, આત્મે અવિચ્છિન્ન છે રે.
જેને દીનબંધુની દયાય, દેહની ન ભ્રાંતિઓ રે,
જાડી જાણે માયાની સહાય, થતી નિત્ય ક્રાન્તિઓ રે.
નહીં જીવ જ તો શાનાં જગત, અદ્વૈતે આંટી નથી,
જેને પુરણ બ્રહ્મ પ્રસન્ન, એને કો ઘાટી નથી.
ભેદ ભાવે એ બ્રહ્મ ના પમાય, અણુ અણુ એક જે રે,
ભાળે અનન્ય ભાવે એ એક, ભજે રાખી ટેક જે રે.
એને ઉર ઉગે યાદવનો ચંદ્ર, આવરણ આઘાં કરી,
એની આત્મ કળાઓ સોહાય, અભિન્ન જે એને વરી.



## કોને કામણ કરીઆં ?

કોને કોને કામણ કરીઆં, કન્હૈયા તેં કોને કોને૦
કોનાં કોનાં મનને હરીઆં, કન્હૈયા૦ ટેક ૧
વૃજવાસી જાણે જે અમને જ કરીઆં, ના ના સરવને કરીઆં,
માયિક થઈ માનવને કરીઆં, પરવશ વિષયો વરીઆં. ૨
જેણે સુખ જેમાંહે માન્યું, એ પાછળ એ ફરીઆં,
કેટલાં રૂપ ધર્યાં તેં કન્હૈયા, કેટલાએ મન હરીઆં. ૩
નશ્વર પાછળ ફર્યાં એ ન ઠર્યાં, ફરી ફરી જીવન ધરીઆં,
પણ તેમાં તુજને જોનારાં, ફરીને નવ અવતરીઆં. ૪
અનુગ્રહ નજરે તેં જે જોયાં, ખરાં કામણ ત્યાં કરીઆં,
મારાં મન શું એમજ હરીઆં, રૂપ હૃદયમાં ભરીઆં. ૫
જે ઘડીઓ તુજ વિણ વિણ જાતી, એ સંચિત અનુસરીઆં,
પણ એ સર્વે ભોળા મોહન, તુજ માંહિ મધુ ભરીઆં. ૬
અમૂલાં સુખ તો તુજ સ્મૃતિએ, તેં એ કામણ કરીઆં,
આશ્ચર્યો શાં ધરવાં એનાં, તેં તારણ પદ ધરીઆં. ૭
આત્મ ગણું તો નથી ઉપકારો, આજ અનોખાં ઠરીઆં,
કહેનારાં ન્હેનારાં હરીઆં, ઓહ અનુપમ કરીઆં. ૮
મન રહે ત્યાં લગી કામણ કરજે, હરજે મન જેમ હરીઆં,
ચોર ચતુર તું કૃષ્ણ કન્હૈયા, ન ગણે તેં જે હરીઆં. ૯
ચોર કહું તો ચિન્તા શી તેં, એ નામો પ્રિય કરીઆં,
તારાં તુજને જે જે કહે તે, તેં તુજ રૂપે કરીઆં. ૧૦
નામ રૂપને ગુણ દોષોનાં, તેં કર્યાં ઓઢાં ધરીઆં,
અનુપમ અર્થો તુજ કામણના, જાણે તુજને વરીઆં,
તને વર્યાં એ તર્યાં નિર્ગુણને, એકત્વે અનુસરીઆં. ૧૧

❧

## વાણી હું પાવન કરૂં

વિભુ વિશ્વવ્યાપક વિષ્ણુને, લક્ષ્મી સહિત સ્નેહે સ્મરૂં,
વિધિ વેદ સુર સ્તવે સદા, પણ વાણી હું પાવન કરૂં. ૧
જય વિજય નંદ સુનંદ ને, પ્રેમે અમરગણ પૂજતા,
એ દ્વારપાળો અષ્ટને, પ્રભુ રૂપ ભક્તો બૂજતા. ૨

સનકાદિને સ્થંભાવિયા, એ બળ પ્રભુ દાસત્વનાં,
દીનબંધુ લાડ લડાવતા, કર્મો કરી જ જીવત્વનાં. ૩
ઈચ્છા થકી સૌ કરી શકો, પણ ભક્ત માટે એ વિધિ,
અનુગ્રહ લીલા વિગ્રહ મિષે, કરૂણા જીવો ને છે કીધી. ૪

વિભુ વિશ્વનાં પાલન કરો, લાલન કરો વળી ભક્તનાં,
ચાલન કરો ચૈતન્યથી, અનુસ્યૂત રહી આ જક્તનાં. ૫
ઈંદ્રાદિ અમરો દુઃખમાં, શરણે તમારે આવતા,
વળી ભક્તના ભાવો પ્રભુ, તમને ભવે પ્રગટાવતા. ૬

સુખમાં સુવો ક્ષીર સાગરે, સાન્ત્વન સુર પામે તહીં,
છે ધન્ય ધરણી દાસને, ધ્યાને ધરે એ મન મહીં. ૭
ચરિતો તમારાં ચિત્તમાં, અમરત્વ ભાવ જગાડતાં,
નિર્ગુણ ગુણોમાં આવતા, આશ્ચર્ય એ જ પમાડતાં. ૮

પ્રભુ ધર્મ પાલન ધારિયા, તો કેમ એ યે ના કરો,
જીવ અંશ માયા આવર્યા, કરૂણા કરી ધ્યાને ધરો. ૯
પ્રભુ ચરાચરમાં વિસ્તરી, નિર્લેપ રૂપ રહી શકયા,
એ ખેલ આ બ્રહ્માંડમાં, પરિપૂર્ણ કો ન કહી શકયા. ૧૦

મન બુદ્ધિ માંહિ આવવા, વળી નિજ રૂપે જીવ લાવવા,
અવતાર આ અવનિ વિષે, ભક્તિ તણાં બી વાવવા. ૧૧
અનુગ્રહ તમારા એટલું, કરીને કદી ના અટકતા,
પ્રભુ પ્રેમ પાશે બાંધતા, જયમ જગે જીવ ન ભટકતા. ૧૨

છો તરણુ તારણુ ભક્તના, વળી વિશ્વથી ન્યારા નહીં,
આત્મા અમર સહુ જીવના, પ્યારૂં તમોથી કો નહીં. ૧૩
એ ભેદ વેદ ન પામતા, જીવ જાણવા જોવા મથે,
જીવ શિવ જગ સૌ આપ છો, આત્મા રૂપે દેહને રથે. ૧૪
ઘડી બે ઘડી આ રઢ રહે, ત્યાં જીવ માયા ખેંચતી,
પણુ આપ શરણે આવતાં, એ આપ માંહિ વ્હાયતી. ૧૫
પ્રભુ પ્રેમથી તમને સ્મરૂ, એવી દયા અવિધારજો,
અધૂરા અમારા સ્નેહને, સિરદો વડે જ સ્વીકારજો ૧૬
પ્રભુ દ્વૈત શાને દેખવા, એ ભાવ માયા જાળ છે,
અવશેષ તત્ત્વે આપ છો, પણુ બાપ જીવ તો બાળ છે. ૧૭
હરિ બાળ પાળ તમે સદા, અમને નથી ચિન્તા કશી,
હૃદયે રહી રણછોડ કોડો પૂરતા હૈયે હશી. ૧૮



## પ્રભુપદ પ્રેમ

જેમને પ્રભુ પદ પ્રેમ પ્રગટેલ એમનાં દુઃખોથી દિલના ડગેલ, જેમને૦ ટેક
નારદ નવાઈ લહે, હૈયાં હોંકાર દે, ધ્રુવજીએ ધ્યાને ધરેલ ૧
દરિયે ડૂબાડીઆ પર્વતથી પાડીઆ, પ્રભુએ છે ખમ્મા કરેલ,
ટેકો તે કાજ કડા તેલે તળાવતાં, ઉકળતાં આપે ઠરેલ. ૨
રાજાઓ દાણુ દે, એ દિકરાના દામ લે, અમ્મર એ કીર્તિ કરેલ,
આવ્યો છે રંક એને લીધો છે અંક વળી, કાયાનાં માંસો તોળેલ. ૩
જપતા તા શિવ અને જાતા તા જીવ તોય, પ્રીતેથી સાધવા દીપેલ,
અતિથિ જમાડતાં, સુત મોંધા ખાંડતાં, પ્રભુ જી છે આપ પ્રગટેલ. ૪
જાય જીવ ભાવ અને થાય શિવ ભાવ તવ, માયાના પાશ ઉતરેલ,
કહેણીએ એક અને રહેણીએ એક સંત, પ્રભુએ પોતાના કરેલ. ૫



## યોગીન્દ્ર મહાદેવ

જોગીંદ્રપણું જણાવી, કહ્યા મર્મ સતીએ,
એના ઉત્તર આપ્યા, હસીને પશુના પતિએ. એના ઉત્તર૦ ટેક ૧

બેનને બતાવી સતી, શું રહ્યા સતાવી રે,
મેં તો જગ માયા વને વશીને પતાવી રે. ૨

ભોળા ભોળા ભોળા અમે, નિર્ગુણના ઓળા રે,
તમે એ પરણ્યાં પારવતી પાથરીને ખોળા રે. ૩

જંગલના જોગી અમે, વિષય વિયોગી રે,
તમને વર આપ્યો ત્યારે, માન્યો મને ભોગી રે. ૪

ભગીરથે ભજ્યો મને, તપે ગંગા ધરવા,
સગર સુતોની સદ્દગતિ વેગે કરવા. ૫

મારે શરણે આવે એને, જે માગે એ આપું રે,
તમારી પેઠે રે એને દિલમાં હે સ્થાપું રે. ૬

નીલકંઠ રૂપે હું તો નાગને રમાડું રે,
પણ પાસે આવે એને અમૃત જમાડું રે. ૭

કૈલાસની ઝુંપડી એ વિશ્વ વસાવું છું,
કહો તો એ ઝુંપડીને રત્ને રસાવું છું. ૮

ચોરી તો કરું છું નિશ્ચે ભક્તોના મનની,
અથવા કરું છું એમના જગના જનમની. ૯

અર્ધાંગે રહી સતી ન ઘટે રિસાવું રે,
કહો તો ભવાની, ગંગા ધરીને રિઝાવું રે. ૧૦

શિવ શક્તિ સતી તમે ક્યારે ન્યારાં જોયાં રે,
ગંગાને ઘાટે સતી આપે શિવે સોહ્યાં રે. ૧૧



## સ્તવન શંકરનાં કરૂં

મનમાં મને ઇચ્છા થઇ જે, સ્તવન શંકરનાં કરૂં,
લઉં લેખિની લખવા કરે, ત્યાં ક્ષોભ મન માંહિ ધરૂં ૧
જે ભેદ વેદ ન જાણતા, એ માનવી મુખ શું કહે,
પરમાત્મ પ્રેમી તત્વ એ, ઉરમાં રહી સર્વે લહે. ૨
મેં નજર ત્યાં નિરખી કરી, તો જ્યોત દીઠી જાગતી,
જે પ્રેરણાઓ દઇ રહીને, ભૂલ મનની ભાગતી. ૩
શિવ શું નમી મેં ત્યાં કહ્યું, જે આપ તો ઉમિયાપતિ,
તમ ચરણ શરણે આવતાં, દુર્લભ પ્રભુ કંઇ એ નથી. ૪
કૈ કૈ જનો છે તારીઆ, અધિકાર ત્યાં જોયા નથી,
દુઃખ હર તમે એક દેવ છો, એ જાણીયું મેં મન મથી. ૫
ઈશ આપવાને કાજ પાંચે, મુખ પ્રભુ પ્રેમે કર્યાં,
વળી શીતળ કરવા દાસને, ગંગા તમે મસ્તક ધર્યાં. ૬
સાક્ષાત્ અંબા જગતનાં, ગૌરી સદા સંગે રહ્યાં,
ભવ ભીષણ રોગો ટાળવા, એ રૂપ મેં મનમાં લહ્યાં. ૭
મંગળ કરે જે વિશ્વનાં, એ બાળ ધેલા ગણપતિ,
શિવ સ્મરણ કરવા આપનાં, નથી પ્હોંચતી મારી મતિ. ૮
રિદ્ધિ અને સિદ્ધિ સદા, જે દેવની સંગે રહે,
વળી લક્ષ લાભ જ બાળકો, એ ભેદને કોઇ જ લહે. ૯
કુમાર કાર્તિક આપના, જે અમરના અધિરાજ છે,
છે મયુર વાહન જેમનાં, આશ્ચર્ય મોટાં આજ છે. ૧૦
શિવ સર્પ વિષ કંઠે ધર્યાં, તે ભક્ત ના ભય ટાળતાં,
વળી વિભૂતિ અંગે ધરો, સંસાર શબને બાળતાં. ૧૧
ભવ ચંદ્રમાનાં ભાગ્ય શાં, જે ભાલમાં ભૂષણ થયા,
સુધા સરે શિવ સંગથી, નવજીવન જગને દઇ રહ્યા. ૧૨
રૂદ્રમાળ જેની ઉર ધરી, એ ધન્ય દાસો છે ખરે,
જે હર હૃદય હોંશે રહે, એ જગતને પાવન કરે. ૧૩

ભવ ભાગ્ય નંદી: ભૃંગીનાં, જે તમારાં વાહન થયા,
એ પૂજાતા જગ જીવથી, જેની ઉપર શિવની દયા. ૧૪
નીલકંઠ વિષ સંસારનાં, તમ દર્શને ઉતરી જતાં,
તમ સ્મરણ શાન્તિ આપતાં, ને પતિત પાવન થઇ જતાં. ૧૫
શાશ્વત ગતિ તમ શરણમાં, જો મરણમાં સ્મૃતિ એ રહે;
શિવ એક ઇચ્છા એટલી, અંતર લહો મુખ શું કહે! ૧૬
શિવ સ્મરે તમને પ્રેમથી, એ ભવ મહીં તો ના ફરે,
એ અમંગળ શંકા કરે, એ દેહીના દોષો ખરે. ૧૭
અજ્ઞાનહર એ જીવના, રખે ઉપેક્ષાઓ કરો,
કલ્યાણ કરવા વિશ્વનાં, શિવ સગુણ રૂપોને ધરો. ૧૮
ના ના ઉપેક્ષા નહી કરો, નિશ્ચે તમે દુઃખ ભંજના,
એ અમર સત્યો આપનાં, આ તો બધી એ વ્યંજના. ૧૯
શંકર તમારા તત્વને, સંસારી જન તે શું લહે!
શુક સનક સરખા જાણતા, તો યે મુખે ના ના કહે! ૨૦
સાકાર શંકર રૂપનાં, વર્ણન કરે વેદો વિધે,
અમૂર્ત મૂર્ત તમે થયા, તે માત્ર ભક્તોને લીધે. ૨૧
એ કૃપાઓ જે આપની, જીવ જાણશે શું અલ્પ આ,
કેમ અનૃણી થાશે જ એ, સ્તવતાં તમોને કલ્પ આ. ૨૨
સહુ કાળ સ્તવતાં શારદા, નવ પાર પામ્યાં એકદા,
પણ શિવ તમારા નામથી, છે અભય ભક્તો તો સદા. ૨૩
ત્રણ ગુણથી જગ બાંધીઆં, તે ત્રિશુળ હરના હાથમાં,
એ ત્રિશુળથી જન તારવાં, એ બળ અમારા નાથમાં. ૨૪
પરિત્રાણકારક નામ જે, શિવ એ સદા રહે જો મને,
સાક્ષી સદા અંતર તણા, કહેવું વધુ કોની કને! ૨૫
અણમૂલ મોંઘા મંત્ર એ, પંચાક્ષરે તમને સ્તવે,
પંચત્વ થાતાં દેહનાં, શિવ રૂપ એ શાસ્ત્રો કવે. ૨૬
ત્રિકાળબાધ શિવ તત્વનાં, જ્ઞાને નથી બંધન કર્યાં,
જીવ પુત્ર શિવ શરણે જતાં, જગ માત મન માંહિ હસ્યાં. ૨૭

માતા પિતા પુત્રે વળી, કહેવા અને લ્હેવા લગી,
ભવ ભ્રમણુ ભ્રાન્તિ આ બધી, ભવ ભાવથી ભજવા લગી. ૨૮
ભવ ભય નથી ભવ ભક્તને, ભવ રૂપ દેખે ભવ સદા,
ભવ ભાગ્યશાળી ભક્ત એ, ભાળીશ હું ભવમાં કદા! ૨૯
પરિપૂર્ણકામી નામના, છે બિરદ આશુતોષના,
અમ અંતરે આનંદ દેખ્યા, સુખ શિવ સંતોષના. ૩૦



## શિવ શંકર ચરણે

શિવ શંકર ચરણે, ધરિયે પંકજ શિવ શંકર૦
એના અનુગ્રહ અંતર સ્મરીએ. પંકજ૦ ટેક ૧
કૃષ્ણુ કમળથી શંકર પૂજે, એ ધ્યાને ભવ તરીએ.
દશાનન પૂજે શિર કમળથી, એહ દયા ન વિસરીએ. ૨
પાર્વતી પતિને પદ્મે પૂજતાં, યમ દંડે ઉગરીએ.
કૈલાસ પતિ કમળેથી રીઝે, સ્મરતાં ભય ન જરીએ ૩
ભોળા ભાવે ભવને ભજીને, પદ્મે પૂજા કરીએ,
અમર કર્યા નંદીને જેણે, એહ કૃપા ન વિસરીએ. ૪
અનેક ભક્તો શંકર પૂજી, તરી ગયા એ સ્મરીએ,
ગૌરી ગંગા એ પ્રભુ પૂજે, અળગા નહીં જ જરીએ. ૫
ત્રિલોચન તારણુ સકળ જગતના, સ્મરી પાપો પરહરીએ,
ઝેર જગતનાં ઝીલે શંકર, નામે અમ્મર થઈએ. ૬
શાન્તિ ભરે ભવ હરહર કહેતાં, કામ થકી ઉગરીએ,
વિશ્વનાથ વિશ્વાસે રહેતાં, ભવ ભીષણુ ભય હરીએ. ૭
અનંત કૃપાએ વિશ્વપાતની, કયમ કરી વર્ણન કરીએ,
સંતો થાકયા શાસ્ત્રો થાકયાં, અલ્પ મતિ શું ઉચરીએ. ૮
સહસ્ત્ર મુખેથી શેષ જ થાકે, એક મુખે શું ઉચરીએ,
હૃદય કમળ આ ધરીને શિવને, ચરણુ કમળ શિર ધરીએ. ૯



## જય વાયુપુત્ર

જય વાયુપુત્ર અવતાર મહેશ આપ, કરૂ વંદના ચરણમાં હરવા ત્રિતાપ.
શ્રી રામ કાજ અવતાર તમે ધરેલા, દઈ આશિષે સુરગણે નિર્ભય કરેલા.
છો સચિવ સુગ્રીવ તણા અતિશેજ શાણા,જેવિપતમાંનવતજે પ્રિયએજ જાણ્યા,
ઉપકાર કાજ અવતાર તમે ધરેલા, રહી સંગ સુગ્રીવ તમે સુખીઆ કરેલા.
વળી મૈત્રિમાં નિમિત્ર રૂપ તમે થયેલા, છો જાણકાર પ્રથમે જ તમે ગયેલા,
તમ દર્શને રઘુપતી સુખીઆ થયા'તા, તમ દર્શને પ્રિય વિયોગ ભુલી ગયા'તા.
જ્યાં વિષ્ણુ સાથ શિવનાં મિલનો થયાં રે,ત્યાં દુ:ખમાત્ર જીવનાં પછી ક્યાં રહ્યાં રે
શ્રી રઘુપતિ મન વિષે તમને લહેરે, દઈ મુદ્રિકા કર વિષે ગુહ્ય જ કહે રે
દેખી સમુદ્ર કપિઓ મનમાં મુઝાતા, દઈ દોષ રાવણ શિરે ઉરમાં ખીજાતા,
લહી દુ:ખને બળ પરાક્રમ આદર્યાં છે,મુનિ વચનથી સ્વરૂપ જ્ઞાન જ સાંચર્યાં છે.
રઘુનાથને હૃદયમાં નિશદિન સ્મરે જે, કહો કેમ એ નિમિષમાં ભવના તરે એ,
લંકાં બધી ,ફરી વળ્યા સતી કાજ શાણા, દીઠાં નહીં જનક નંદિનીને મુંઝાણા
આવ્યા અશોક વનમાં મળી ભાળ જ્યારે,દીઠાં અશોક તરૂ તળે પછી માત ત્યારે,
છે હર્ષ અંતર વિષે ગુણ રામ ગાતા, હે માત છે કુશળ ક્ષેમ જનક જમાતા.
દઈ મુદ્રિકા પદ વિષે નમનો ક્ર્યાં રે, કહી રામ વાત દુ:ખ માત તણાં હર્યાં રે,
શ્રી જાનકી દુ:ખ હરી સુખથી ફર્યાં રે, થઇ જાણ રાવણ પછી ભયથી ભર્યાં રે.
અક્ષય અને અસુર બહુ હણીને વળેલા, લેવા વિદાય પછી જાનકીને મળેલા,
સંદેશ લઈ સતી તણા પછીથી ફરેલા,છે અનશને કપિ સહુ,સુખીઆ કરેલા.
લઈ મિત્ર વૃંદ રઘુનાથ સમિપ આવ્યા, કહે પ્રણમીને કુશળ જેહ સંદેશ લાવ્યા,
છે મા પ્રભુ કુશળ માત્ર પુરતાં કહેવા,કારણ નથી ક્ષણ હવે અહીં આંજ રહેવા.
કહે ધન્ય ધન્ય રઘુનંદ તને શું આપું,નથી આજ કાંઈ મુજ પાસ હૃદયેજ ચાંપુ,
લક્ષ્મણ થયા રણમહી મૂર્છિત જ્યારે, લાવ્યા તમે અમર ઔષધિ શિઘ્ર ત્યારે.
વીતી ગઈ અવધને રઘુનાથ નાવ્યા, રચતાં ચિતા ભરતને દુ:ખ સૌ સમાવ્યાં,
એમ રામ લક્ષ્મણ અને સતી માત સીતા,સુગ્રીવ અને ભરત દુ:ખ હર્યાં અજીતા.
છે રામ અંતર વિષે જ પ્રત્યક્ષ જેના, કહો જીવ તે જસ કહે કઈ રીત તેના
પ્રભુ રામપ્રિય શિવ આપ સદા તમે છો, કરૂં વંદના ચરણમાં સુર સહુ નમે જો;



## મન મંદિર

નમું મનમંદિર રઘુનંદન, નમું નમું મન મંદિર૦
કરતા અમર મુનિવર વંદન, નમું નમું૦ ટેક ૧
જગ નિયમનના ચાલક પાલક, એકજ દશરથ નંદન,
પિતૃ વચન પાળે પરમેશ્વર, જય જય કોશલ વંદન. ૨
ધન્ય દશરથ ને ધન્ય કૌશલ્યા, રામ સરીખા નંદન,
ધન્ય વળી રઘુવંશ વિશેષે, રામ ભરતનાં બંધન. ૩
જાનકી તો જગદંબા આપે, રામ હૃદયનાં રંજન,
રામ હૃદય જેને નિત રહેતા, નમું એ અંજનિ નંદન. ૪
શબરી ગુહનાં ધન્ય રટણ જે, પગ પૂજ્યા ભવભંજન.
દાસ હૃદયના દિનમણી રાઘવ, દુષ્ટ જનોના ક્રંદન,
રૂંવે રૂંવે રઘુનંદન રહેજો, રટણો સ્પંદન સ્પંદન. ૫



## સીતા સખીને પ્રીછવે

સીતા સખીને પ્રીછવે, પેલા દશરથ બાળ,
કોણ પુણ્યે અહીં આવીઆ, થયા ઈશ કૃપાળ. સીતા૦ ટેક ૧
નોતાં દીઠાં નોતાં સાંભળ્યાં, આવાં અદ્‌ભુત રૂપ,
સૂર્ય આગળ જેમ આગીઆ, એમ સર્વે આ ભૂપ. ૨
સુણ રે સખી મારૂં મન દરે, એવું નથી જગ કોઈ.
આણે તે પાશો નાંખીઆ, મારી શુદ્ધ જ ખોઈ. ૩
દૃષ્ટિએ દિલ મારાં હારિયાં, પડ્યા પરવશ પ્રાણ,
તાતનાં પણ છે રે આકરાં, કેમ ટૂટશે એ બાણ. ૪
રઘુકુળના એ લાડીલા, રાય દશરથ કુમાર,
ખમાખમામાં ઉછર્યા, પુષ્પ શા સુકુમાર. ૫
કયમ કરી ચાપ ચડાવશે, મારૂં મન રે મુંઝાય,
જનકને જઈ તમે વિનવો, મૂકે પણની કથાય. ૬

સીતાએ તન મન સોંપીઆં, રામ ને રે ચરણ,
જો કદી એ મિથ્યા થશે, તો તો પામશે મરણ. ૭
સખી રે સીતા શું બોલીઆં, બ્હેની થઇ શું અજાણ,
ઋષિએ પરાક્રમ વર્ણવ્યાં, એનાં અમોઘ બાણ. ૮
કોમળ તો એનાં રૂપ છે, રખે ખાતાં રે ભૂલ,
અસુર હણી યજ્ઞ રક્ષીઆ, એના બળનાં શાં મૂલ! ૯
સુબાહુ તાડિકાદિ મારીઆં, જગે જાણ્યા અજીત,
નિશ્ચે એ ત્ર્યંબક તોડશે, વરશે સીત ખચીત. ૧૦

રૂપે તે ગુણ કેમ તોળીએ, બેની કરો રે વિચાર,
અમૂલ મોતીઓ સીપે ભર્યાં, કેમ પામીએ પાર. ૧૧
વિધિનાં નિર્માણો એજ છે, તારી એની રે જોડ,
શંકર પારવતીને વિનવો, પુરે સહુના એ કોડ. ૧૨
સીતા શ્રી સાગ્બને વિનવે, હળવું કરવા ધનુષ,
જગદંબા જેને વિનવે, કેમ જાણે એ મનુષ. ૧૩
ગૌરીનાં વ્રત જેણે આચર્યાં, એને શંકર રહાય,
વળી ત્ર્યંબકનાં બળ ઓસરે, લેતાં કર રઘુરાય. ૧૪

જેના નામે ભવ ભય છૂટે, ટૂટે યમના રે પાશ,
ત્યાં ત્ર્યંબકનો શું આશરો, અડતાં અવિનાશ. ૧૫
ભક્ત હૃદયના જાણુ જે, સતી સીતાના નાથ,
શરણે આવ્યા શત્રુ ના તજે, તજે કેમ એ હાથ. ૧૬
જગત જનુની જનક સુતા, રામ જગના રે તાત,
અખંડ મિલન એ અનાદિનાં, જાણે વિરલા એ વાત. ૧૭
અવિચળ રહો મારે અંતરે, એવાં સીતા ને રામ,
શરણુ રાખો મને સર્વદા, તમે પૂરણ કામ. ૧૮



## અવધ પુરીમાં અવતર્યા

અવધપુરીમાં અવતર્યા, ચૌદ ભુવનના નાથ.
ઈંદ્રાદિ દેવો અંતરિક્ષથી, સ્તવે જોડીને હાથ. ૧
બ્રહ્માના ભાર વધારવા, કરવા વરને અવ્યર્થ,
ભૂમિના ભાર ઉતારવા, લીલામાં છો સમર્થ. ૨
દશરથ સત્ય જણાવવા, દાખવવા સુત ધર્મ,
રઘુવંશમાં પ્રગટો તમે, એના કો જાણે મર્મ. ૩
કૌશલ્યા કુખ શોભાવવા, થયા બળવંત બાળ,
માતા કૈકેયીને મુંઝાવવા, અરે આપીને આળ. ૪
લક્ષ્મણ સેવા સ્વીકારવા, દેવા જગતને બોધ,
નીતિ નિયમને સંભાળવા, કરવા મનના નિરોધ. ૫
ભરતની કીર્તિ વધારવા, કરવા ત્રિભુવને નામ,
અવધે અધિરાજ આવીઆ, રવિ વંશે રે રામ. ૬
જનકતણાં પણ પાળવા, કરવા અદ્‌ભુત કર્મ,
વિદેહી સુતા વરશો તમે, એના વેદો ને મર્મ. ૭
શરણ સાધનને સ્વીકારવા, વળી પ્રેમની રીત,
શબરી શલ્યાને તારવા, કરવા કર્મ અમિત. ૮
હનુમંત હૈયાં શોભાવવા, રહેશો હૃદયમાં રામ,
અકિંચન હું ને મારા ભક્ત એ, દાખો પૂરણકામ. ૯
દશાનન દર્પને ટાળવા, વાળવા નિજ ધામ,
અવનિએ અજન્મા અવતરો, રઘુવંશે રે રામ. ૧૦
પતિ વ્રત ધર્મો પાળવા, ટાળવાને અધર્મ,
અકળ કર્મો તમે આચરો, એના શિવ જાણે મર્મ. ૧૧
શંકરનાં મહાત્મ્ય જણાવવા, રામેશ્વરનાં પૂજન,
ભક્તિ વિના સુલભ નથી, એ તમારાં દર્શન. ૧૨
સાંત્વન છે સુર સાથને, સ્હાય સીતાના નાથ,
પુષ્પાંજલિઓ પ્રેમે કરે, તમને જોડીને હાથ. ૧૩



## કરૂં વંદના

એમ અંતરે આરાધ્ય જે અવધેશ સીતાના પતિ,
કરૂં વંદના એ ચરણમાં, રહેજો અચળ એમાં મતિ. ૧
પરિપૂર્ણ બ્રહ્મ પવિત્ર એ, જે બાળ દશરથ રાયના,
રઘુવંશ કારણ દેહ ધારણ, તમ ગુણ મુખ ગવાય ના. ૨
છો ભક્તતારણ અસુરમારણ, બાણધારણ રઘુપતિ,
તમ ચરણ કારણ અટપટું. નવ જાણતા કો મહા જતી. ૩
જે ચરણથી અહલ્યા તરી, ને શિલાની થઇ સુંદરી,
એ પતિતપાવન રઘુપતિ, અનુમહ કૃપાઓ આદરી. ૪
ગુહરાજ જે ચરણે તર્યા, વળી અસુર સ્વર્ગે સંચર્યા,
તે તરણ તારણ રઘુપતિ, છો ભક્ત કારણ અવતર્યા. ૫
શ્રીરામના પણ જે ગુરૂ, વશિષ્ઠ આત્મારામ છે,
કહું મહાત્મ્ય એનાં શી રીતિ, પુણ્યનાં ત્યાં કામ છે. ૬
આ સૃષ્ટિની નીતિ પાળવા, અધર્મને વળી ટાળવા,
તમો અજન્માએ જન્મ લીધા, એ ભક્તને મન હાળવા. ૭
છે સત્યવાદી રાય દશરથ, શ્રીરામ જેના પુત્ર છે,
દેહ જાય તો છો જાય પણ. સત્ એજ એનાં સુત્ર છે. ૮
જેણે પુત્ર કારણ તપ કર્યાં, ને વશ કર્યાં ત્રિભુવનધણી,
એ અજન્મા પણ અવતર્યા, પ્રભુ પ્રેમીના કયમ રહે ઋણી. ૯
જેણે ઘણે કષ્ટે પ્રેમ દ્રષ્ટે, રામનાં મુખ ભાળીઆં,
તે રામ વન જાતાં અરે, તજી દેહ સત્ય સંભાળીઆં. ૧૦
જે કાજ દશરથ દેહ તજે, તો રામ રાજ્ય ન કયમ તજે,
મહાપુરૂષ જો મમતા કરે તો, પછી એને કો ભજે. ૧૧
ધન્ય ધન્ય કૌશલ્યા તમે, જે ઉદરમાં હરિ આવીઆ,
શુકશેષને જે નવ મળે, એ બાળ થઇને ધાવીઆ. ૧૨
શ્રીરામ લક્ષ્મણ જોડ છે, ક્ષણ એક અળગા ના રહે,
અવતાર એ તો શેષના, સદૈવ સંગ સાથે વહે. ૧૩

પ્રણુ ભરત સરખા વીર જે, અતિ જ્ઞાન વૈરાગ્યે ભર્યા,
હોય રામવીરા એહવા, આશ્ચર્ય એમાં નહીં જરા. ૧૪
જેણે ભારતે દ્રષ્ટાંત ભરિયાં, ભ્રાતૃના એ ભાવનાં,
દશરથ કુળે એ અમર દીવો, રામ–ભાગ્ય શાં એ લાવનાં. ૧૫
શત્રુઘ્ન શત્રુ હરણુ માટે, રાજ્ય ભરતે સોંપીઆ,
એ ગમ્યું કે ના ગમ્યું તોયે, વીર વચનને નવ લોપીઆં. ૧૬

સુકુમાર પુત્રી જનકની, મહાલક્ષ્મી સીતા અવતર્યાં,
કુળવધુ જે રઘુવંશની, તે સ્વામી સાથે વન ફર્યાં. ૧૭
શ્રીરામ ત્યાં આરામ છે, એ સત્ય માને મન વશ્યું,
મહાલક્ષ્મી સાથે સચરે, ત્યાં વન કશું ને ઘર કશ્યુ ૧૮

કૈકયીએ કલંકજ વ્હોરીઆં, એ દેવના સુખ કારણે,
જો રામ વન નવ જાય તો, રાવણુ હણે કોણુ જ રણે! ૧૯
વળી સુમિત્રા સરખાં સતી, તેણે પુત્ર ધર્મ જ જાણીઆ,
નવ ના કહી વનમાં જતાં, કયમ ધર્મ ભૂલે શાણી આ. ૨૦

શ્રીરામના અવતાર જ્યાં, ત્યાં ધન્ય અસુરોયે થયા,
તો ભક્ત ભાગ્યને વરણુતાં, મુનિઓ હશે થાકી ગયા. ૨૧
જે મરણુ વાતાં જડ થયું, તે રામ નામે ઉદ્ધરે,
તો જીવતાં સુખ જો ભજે, તો કહો કયમ એ ના તરે. ૨૨
જેણે હૃદય ચીરી રામ દાખ્યા, એ પ્રેમ તે કેવા હશે!
હનુમંત સરખા અમર દાસો, નહીં હોય આ જગમાં કશે. ૨૩

શ્રીરામ જ્યાં એહેસાનમાં, ત્યાં અવરનું તે શું ગજું,
અંજનીનંદન આપને, હું રામ સાથ સદા ભજું. ૨૪
સુગ્રીવ સખા શ્રીરામના, અહોભાગ્ય એનું શું ભણું,
અનિઅલ્પ મતિ છે માહરી, લખવું પડે એમાં ઘણું. ૨૫

જેણે બંધુને વળી ઘર તજ્યાં, વિભીષણુ શરણે આવીઆ,
શ્રીરામને જો ઓળખ્યા તો, અમર ભક્ત કહાવીઆ. ૨૬

વળી સખા જે શ્રીરામના, ગુહરાજ ભીલના તાજ છે,
એણે પગ પખાળ્યા રામના, એ અમર કીર્તિ આજ છે. ૨૭
શ્રી જનકરાય વિદેહી જે, એ વિદેહી કેવા હશે,
જ્યાં લગન રાજા રામનાં, એ વિદેહે કેવાં હશે ! ૨૮
ઉર્મિલા, માંડવી, શ્રુતકીર્તિ જે, એ જનક કુળની પુત્રીઓ
એવી કુંવરીઓ ત્યાં પ્રગટતી, જ્યાં શુદ્ધ સાચા ક્ષત્રિયો. ૨૯
જ્યાં રામના અવતાર ત્યાં, પશુ પક્ષીયે પાવન થતાં,
તો માનવીનાં ભાગ્ય શાં, એ અમથકી ન કહ્યાં જતાં. ૩૦
શ્રીરામ આત્મા સર્વના, તમ સ્તુતિ કો કરશે ભણી,
તમ સ્તુતિ તો શાસ્ત્રો કરે, આ તો માત્ર વહતી લાગણી. ૩૧
સ્તુતિ કોણ કરે કોની કરે, કેવી કરે વળી કયમ કરે,
એ ભાન તો મુજને નથી, હસતાં હશે હરિ તો ખરે ! ૩૨



## ધ્યાન રામનાં

હૃદય રામનાં ધ્યાન જેમને, રામ સમ ન કો પ્રિય એમને.
મિથિલબાળને ધ્યાન રામનાં, પરમ પ્રિય એ પૂર્ણ કામનાં ૧
જે સુખે રહે રટણ રામનાં, એ સુખો નથી હાડ ચામનાં,
ક્રૂર દૃષ્ટિઓ કૈકેયી કરે, જન્મ ત્યાં જુવો ભરત રે ધરે. ૨
વેર દૃષ્ટિઓ દશગ્રીવે ધરી, અંતકાળમાં સમીપ શ્રીહરિ,
ધન્ય મરણ એ દર્શને પ્રભુ, વિષમ દ્રષ્ટિયો તોય એ વિભુ. ૩
બુદ્ધિ ને મને વિષમતા ચડે, આત્મને કદી એહ ના અડે.
ભક્તિએ ભર્યાં ગુહનાં મનો, પાર એ કરે રામનાં તનો. ૪
પૂર્ણ ભાવથી શબરીએ પૂજ્યા, અખિલ ઈશ્વરા બોરથી રીઝ્યા
ચરણરેણુ એ તત્ત્વ કારમાં, ગૌતમી રહ્યાં સતીજ હારમાં ૫
સુગ્રિવે સખા ભાવથી લહ્યા, સ્વર્ગ રામ એ છોડી ના ગયા,
રામ નામથી પત્થરો તર્યા, ધન્ય ધન્ય એ રઘુપતિ ધર્યા. ૬

દંડકે બધાં પાપ તો દહ્યાં, રઘુપતિ પદો નિજ પરે વહ્યાં
ભરત અંતરે રઘુપતિ રમે, વાસના કહો કેમ ત્યાં સમે ! ૭
જે ઉરે રહે સ્મરણ રામનાં, એ ઉરો તજે રટણ કામનાં,
અજીત વૈરી જે વાસના વડી, રામ નામથી એ ઢળી પડી. ૮
લીંગ દેહ જે કદી ન છોડતી, દીર્ઘજીવી એ મૃત્યુ પોઢતી,
રંગ રાગ જે દુઃખ હેતુઓ, જન્મ મરણના મુખ્ય કેતુઓ. ૯
રામ નામથી એ સહુ તૂટે, અવર સાધને જેહ ના છૂટે,
દશરથે તજ્યા દેહ નામથી, અધિક ના ગણ્યું કાંઈ રામથી. ૧૦
રામપૂજ્ય જે પિતુ જગે થયા, નીતિ કાજ એ દાઢથી ગયા,
સતી સીતા ઉરે રમણ રામનાં, વિસરીઆં સહુ સ્મરણ ધામનાં ૧૧
રોમ રોમમાં છે રઘુપતિ, કેમ છોડી દે દેહ એ સતી,
રામ ધ્યાનથી વિમળ દષ્ટિયો,સરી ગઈ સહુ દશ્ય સૃષ્ટિઓ. ૧૨
અમર તત્ત્વમાં મન જ્યાં ઠર્યાં, અસત્ય તત્વ સૌ સહજમાં સર્યાં
રઘુપતિ હીરો હાથ આવીઓ. મન ન મૂકશે એની ચાવીઓ. ૧૩
ધનિક મસ્ત એ ધ્યાનમાં રહે, અવર સર્વને તુચ્છ એ લહે.
કામ છોડી જે રામને લહે, રત્ન છોડી એ કોડી ના વહે. ૧૪
જીવ જ્યાં લગા રામ ના લહે, તાપ ત્યાં સુધી તનમાં વહે,
રામ નામનાં શીતળ નીરથી, શમી જતા સહુ તાપ ધીરથી. ૧૫
લક્ષ્મણે સહ્યાં શોધ ભૂખને, રામથી ગણ્યાં તૃણ સુખને
રામ શબ્દ જે કાળમાં થયો, કાળ બંધ એ જીવ છૂટિયો. ૧૬
ચરઅચર સહુ તત્ત્વમાં ભળ્યાં, રામ નામ ના સાંભળ્યાં કળ્યાં,
તદપિ નામના માત્ર જાપથી, તજી દીધી જીવે ભ્રાંતિ આપથી. ૧૭
નામ રૂપ ત્યાં નથી જુદાં રહ્યાં, એક તત્ત્વમાં નિત્ય એ વહ્યાં,
સ્પર્શ પારસે લોહ કર્યાં રહે! એમ નામથી રામમાં વહે. ૧૮
આદિ અંતમાં રામ જે રહ્યા, મધ્યમાં કદી જીવ થઇ વહ્યા,
તદપિ નામથી ભ્રાંતિ એ ગઈ, જીવ ભાવની બીતિ યે વહી. ૧૯
નિત્ય જે હતાં નિત્યમાં રહ્યાં, સત્ય તત્વમાં દ્વૈત સૌ વહ્યાં,
અવર ભાવ સૌ વિરમી ગયા, આત્મતત્વમાં એ સમી ગયા. ૨૦

જીવ ભાવની ભ્રાંતિઓ જતાં, બુદ્ધિ ને મનો ના રહે છતાં;
રમત માત્ર એ રામ રાજ્યની, કરૂં ફરજ અદા માત્ર તાજની. ૨૧
રામ રાજ્યમાં રામવિણુ ના, રામવિષ્ણુ સહુ જીવ મીણુના
તદપિ રામ જો રાજવી થયા, હુકમ વેઠવા સહુ જીવે રહયા. ૨૨
આત્મદષ્ટિયે રામ એ રહે, અન્ય દષ્ટિયો જીવ શેં વહે!



## કેવટ ને કિરતાર

કહેતા કેવટને કીરતાર, અમને ગુહ ગંગાપાર ઉતાર,
સખા તું સમજે મિત્રાચાર. અમને ગુહ૦ટેક ૧
નામી નાવ કિનારે આણ્યાં, કરવા પ્રભુને પાર,
અવધવિહારી અધિરા ન થતા, હજી જરી છે વાર. ૨
પાદ પખાળું પછી પધારો, દશરથ રાજ કુમાર.
આપ ચરણમાં ચેટક મોટું, જડ ચેતન બનનાર. ૩
પત્થર પેં પ્રભુ કાષ્ટો ફૂણાં, સજીવ થતાં શી વાર!
એમ થાય તો અમે શું કરિયે, નૌકા અમ આધાર. ૪
રાજીવ લોચન ચરણ ધરે ને, ગુહ કરે જળધાર,
જે ચરણો બ્રહ્માએ ધોયાં, શિવે વહ્યા શિર ભાર. ૫
એ ગંગા અવનિયે આવી, રામ કરે લાચાર,
એ આશ્ચર્યો અમરે જોયાં, લાજ્યાં ગંગા સાર. ૬
પુનિત પ્રભુનાં એ ચરિત્રોના, કોઈ ન પામ્યા પાર,
એ પદ પ્રેમે લીધાં ગુહે, અનુપમ એ અધિકાર. ૭
વિસ્મય થઈ વિધિ ઉર વિચારે, મહિમા દીસે અપાર.
ઈંદ્રાદિ અંતર આનંદ્યા, હવે નિશ્ચે દુઃખ ટળનાર, ૮
કેવટના કર ગ્રહીને ચાલ્યા, અખિલ જગદાધાર.
સીતા લક્ષ્મણ ને રઘુનંદન, નાવ ચડ્યાં નિરધાર, ૯
કર્ણધાર કેવટ એ કૌતુક, અમર જુવે ધરી પ્યાર.
સુરગંગાને સીતા પૂજે, અંતરને ઉપહાર. ૧૦

ગંગા પાર ઉતારી ગુહે, પ્રભુ ચરણુ ધર્યાં શિર સાર.
ઉર થાપી અવધે શે આપ્યાં, અમર પદો નિરધાર.
અનુપમ કીર્તિ આજે એની, ગવાઈ રહી સંસાર. ૧૧
પરમ ધામ પ્રેમીને દેવા, પ્રભુ લેતા અવતાર,
આશ્ચર્યો શાં ગુહ તરે એ, તરે નામે નરનાર. ૧૨
અનંત લીલા અખિલેશ્વરની, કોણુ કળી શકનાર!
અનુગ્રહ કરશે એ ઉર ધરશે, ઉતરવા ભવ પાર. ૧૩



## રામ, ખમ્મા તને

ખંમા તને રામ ખંમા તને, કહે કૌશલ્યા રામને જાતાં વને,
ખંમા તને રામ ખંમા તને, માત દેતાં આશીર્વાદ દ્રવતે મને. ૧
ખંમા તને રામ ખંમા તને, માત અંબિકા કરજો રક્ષા મને,
ખમા તને રામ ખંમા તને, અજ ઈંદ્રાદિ દેવ વને રક્ષજો તને. ૨
ખંમા તને રામ ખંમા તને, મારા દેવના દીધેલ રામ ખંમા તને,
ખંમા તને રામ ખંમા તને, મારા દૂધના પીધેલ રામ ખંમા તને. ૨
ખંમા તને રામ ખંમા તને, તારા વેરીના વધ થાય ખંમા તને,
ખંમા તને રામ ખંમા તને, તારાં વિઘ્નો સરવ જાય ખંમા તને. ૪
ખંમા તને રામ ખંમા તને, રાય દશરથના પ્રાણુ રામ ખંમા તને,
ખંમા તને રામ ખંમા તને, હો રઘુકુળના ભાણુ રામ ખંમા તને. ૫
ખંમા તને રામ ખંમા તને, મારા લક્ષ્મણુની જોડય રામ ખંમા તને.
ખંમા તને રામ ખંમા તને, એ જાગતો તું પોઢય રામ ખંમા તને. ૬
ખંમા તને રામ ખંમા તને, સતી સીતા સંભાળતાં ખંમા તને,
ખંમા તને રામ ખંમા તને, એનાં લાડોને પાળતાં ખંમા તને. ૭
ખંમા તને રામ ખંમા તને, ભાઈ ભરતના ભાવના ભેદુ તને,
ખંમા તને રામ ખંમા તને, રખે ઓછાં આવે એવા વીરને મને. ૮
ખંમા તને રામ ખંમા તને, મારા આજ્ઞા-ધારણુ રામ ખંમા તને,
ખંમા તને રામ ખંમા તને, તારા તાતના તારણુ રામ ખંમા તને. ૯

ખંમા તને રામ ખંમા તને, સુત, સુરે પૂજાવ રામ ખંમા તને,
ખંમા તને રામ ખંમા તને, તારાં નામ નાવ થાવ રામ ખંમા તને. ૧૦
ખંમા તને રામ ખંમા તને, મારા જીવનનાં જોર રામ ખંમા તને,
ખંમા તને રામ ખંમા તને, મારી આશાના દોર રામ તારી કને. ૧૧
ખંમા તને રામ ખંમા તને, મારી અંતર આશીશ રામ ખંમા તને,
ખંમા તને રામ ખંમા તને, તને રક્ષજો જગદીશ રામ ખંમા તને. ૧૨



## રઘુનંદન હૃદે રહેજો

રઘુનંદન હૃદે રહેજો, અભિવંદન ગ્રહી લેજો.
તમે જગ ચક્ર ચાલક છો, તમે પીતુ વાક્ય પાલક છો. ૧
તમે કૌશિક મખો સાધ્યા, પ્રથમ પ્રાક્રમ પછી વાધ્યા,
જનકનાં જ્ઞાનને જોઇ, મહામુનિઓ રહ્યા મોહી. ૨
તમે ઉર જેહને રહેતા, નથી એ ભાર શિર વ્હેતા.
પ્રતિજ્ઞાને પુરી કરવા, જયે જગલક્ષ્મીને વરવા. ૩
ધર્યાં પગલાં જનકપુરમાં, વિરાજ્યા એ જનક ઉરમાં,
મિથિલ બાળા વરી ચાલ્યા, જતાં ભ્રગુ પુત્રને સાલ્યા. ૪
ફરી અમ્બર ઉરે ચાપ્યાં, તમે ના કોધથી કાપ્યા,
અવધના હર્ષને કહેવા, નથી સમર્થ કો લ્હેવા. ૫
પિતા માતા ઉરે હર્ષ્યાં અમી આશીશથી વર્ષ્યાં,
રહ્યા કંઇ કાળ આનંદો, જૂદા વિધિના કંઇ છંદો. ૬
કહે દશરથ કરૂં રાજા, નથી મારે દિવસ ઝાઝા,
પીતાને રાજ્ય છે દેવાં, વિધિને છે જુદાં કહેવાં. ૭
અમર કાર્યો હતાં બાકી, રહે કયમ એ કર્યા પાકી,
હતા અભિષેક થવાના, થયા આદેશ જાવાના. ૮
રઘુનંદન વને જાતાં, પ્રજાએ મ્હો ન જોવાતાં,
જનકબાળા જતાં સાથે, પ્રજા હૈયાં નથી હાથે. ૯

પિતા એ પ્રાણુ ત્યાગ્યા છે, સુતા એ નાજ જાગ્યા છે,
જતાં બાળો વને મોંઘાં, પીતાને મૃત્યુ છે સોઘાં. ૧૦
ધરીને સુતમાં સ્નેહો, પડે તજવા જરૂર દેહો,
શ્રવણુ-પિતુના સ્મરી શ્રાપો, કરી સુત નામના જાપો. ૧૧
તજી દીધાં શરીર રાયે, અમર છે આજ મહિમાયે,
ગુરૂ સંદેશથી આવી, ભરત ભાળે થયું ભાવી. ૧૨
કુસુમથી છે કુણાં હૈયાં, ઉપજ્યાં એ તાતનાં છૈયાં,
અહો આવી કઠિન કરણી, અમારે શિર આ વરણી. ૧૩
વિધાનો આ થયાં શેણે, રઘુપતિ વન ગયા જેણે,
જઇ રઘુનાથ પદ પડીઆ, સીતાપતિએ ઉરે જડીઆ. ૧૪
અહો વીર દુઃખ ના ધરીએ, કહયાં તાતે જરૂર કરીએ,
હૃદય તારૂં લહું છું હું, અધિકારે અધિક તું છું. ૧૫
તું જન્મ્યે ધન્ય રઘુકુળ છે, તને દુઃખ એ મને સળ છે,
ઋણો વીર તાતનાં વાળી, કરો કીર્તિ વચન પાળી. ૧૬
થતાં આજ્ઞા રઘુવીરની, રહી ના ધીર એ વીરની,
લઈને પાદુકા માથે, વળ્યા વીરા દુઃખો સાથે. ૧૭
અયોધ્યા બ્હાર રહે છે એ, ધૂરા રાજ્યે વહે છે એ.
કઠિન તપ આચર્યાં એણે, સુખો સૌ છે તજ્યાં જેણે. ૧૮
પરમ પુનિત વીરા એવા, હવે તો માત્ર છે કહેવા,
પરમ પ્રિય ભક્ત ગુહ રાજા, મળ્યા એને રઘુરાજા. ૧૯
પદો જે પૂજ્યાં વિધિએ, પૂજી કીર્તિ કરી લીધી એ,
કર્યો રામે વને વાસો, હર્યો કઈ કઈ ઋષિ-ત્રાસો. ૨૦
સીતા સૌમિત્રીની સાથે, કર્યાં પાવન વનો નાથે,
દશાનનને થઈ જાણો, ફરે છે વન રઘુરાણો. ૨૧
સુકીર્તિઓ હરી લેવા, દશે શિર રામને દેવા,
હર્યાં છળથી જનકબાળા, કર્યાં દેખાડવા ચાળા. ૨૨
નિમિત્ત વિણુ ના કર્યું થાતું, મરણુ આવ્યે હૃદય માતું,
જતાં સીતા રઘુરાજે, કરી લીલા મનુષ કાજે. ૨૩

પવન નંદન પ્રીછી આવ્યા, રઘુવીરને મને ભાવ્યા,
ગયા સુગ્રીવની પાસે, પધાર્યા છે અનાયાસે. ૨૪
પરસ્પર દુ:ખની વાતો, કરી દેખાડીઓ નાતો,
સમ દુ:ખો થઈ મૈત્રી, વહે છે સાથ સૌમિત્રી. ૨૫
હણી વાલી દીધાં ધામો, અમર એ વીરનાં નામો,
સીતાની શોધને કાજે, કપિઓ પ્રેમથી ગાજે. ૨૬
હનુમંતે ધરી હામો, કર્યાં પૂરાં પ્રભુ—કામો,
રણે રાવણ હણી હાથે, દીધી મુક્તિ રઘુનાથે. ૨૭
શરણુ આવ્યા વિભિષણને દઈ લંકા હણ્યાં ત્રણને,
સતી લઈને વળ્યા પાછા, અવધમાં દિન રહ્યા આછા. ૨૮
ભરત વાટો જુવે વીરની, અમર આશા જ એ ફરની,
પૂરી એ આશ પવન—સુતે, બચાવ્યા પ્રાણથી ઋત એ. ૨૯
ભરતના એહ આનંદો, ગગન નિરખે અમર વૃંદો,
ધરીને રાજ્ય રઘુપતિને, થયા આનંદ મહામતિને. ૩૦
ગયા આવ્યા પ્રજા પ્રાણો, પરમ પ્રિય છે રઘુભાણો,
સકળ સૃષ્ટિ ભરી હર્ષે, થયા જય જય કુસુમ વર્ષે. ૩૧
પરમ પાવન કરી ચરિતો, પ્રભુ પૂરી ભરી સરીતો,
લઇ ચંચુ પુનિત ચાર્તાં, પુરાં એ નાજ કહેવાતાં. ૩૨
નિરંતર એ હૃદે રહેવા, પ્રભુ કર્યાં આવી એ કેહેવા,
નથી વર્ણન પુરાં થાતાં, નથી તૃપ્તિ ગુણો ગાતાં. ૩૩
સમર્થો સૌ ગયા થાકી, તથાપિ એ રહ્યાં બાકી,
અમે અલ્પજ્ઞ શું કહીએ, શરણુ તારે પ્રભુ રહીએ. ૩૪
નિરંતર ભક્તિ તમ આપો, અચળ મહિમા ઉરે સ્થાપો,
હૃદય રમતા સહુ ક્હેતા, પુનિત ભાવો ભરી વ્હેતા. ૩૫
અહો ભાગ્યો અમારાં એ, સ્મરણુ થાતાં તમારાં જે,
નથી ઇચ્છા પ્રભુ બીજી, કરો છો સૌ પૂરી રીઝી. ૩૬

હૃદયે ભરજો અખૂટ શક્તિ, રીઝો એવી કરું ભક્તિ,
રીઝે એ કો રીઝાવે કો, બતાવો એ રઘુવીર હો. ૩૭



## અંબાના ધામમાં

માઘ નવરાત્રમાં અંબાનાં ધામમાં, માનવના સંઘ અતિ આવે હોજી.
રાજ રાજેશ્વરી ચરણે ચડાવવા, મન મોંઘી ભેટ એ લાવે હોજી.
પંચામૃતેથી મા અંબાનાં પાવલાં, સહુ તોથી સ્નેહે સિંચાતાં હોજી
કુંકુંમ ચંદનને પુષ્પેથી પૂજતાં, ભક્તોનાં ચિત્ત ભીંજાતાં હોજી.
ઉત્તમ આભુષણે શોભે આરાસુરી, અબીલ ગુલાલ અતિ ઉડતાં હોજી,
સપ્ત શતીએ મા અંબા સ્તવાય ત્યાં, બોલે બોલે રે મન બુડતાં હોજી.
મેવાના થાળમાં અંબાને માગતાં, રાત્રે આરોગતાં ફરાળો હોજી,
અષ્ટમીએ યજ્ઞ યાગ અંબાને ચાચરે, નોમે નૈવેદ્યના થાળો હોજી.
સરખી સાહેલી મા અંબાના ચોકમાં, ગરબે રમંતી રસ ઘેલી હોજી,
ઠણકાને ઠેકાથી ઉરના આવેશથી, માને નમેલી જેમ વેલી હોજી.
કંઠ મધુર્યં શું કોકિલ ટહુકતી, અંતર ભીંજાવતી રીઝાવે હોજી,
શબ્દોમાં શારદા આપે વિરાજતી, અંબાને બ્હેન બિરદાવે હોજી.
ભક્તો ભવાઈથી માને રીઝાવતા, વેષ ધરે ક્લેષને વિરમવા હોજી,
માના પ્રસાદને પામીને પ્રેમથી, અંબાના અંકમાં સમાવા હોજી.
યુગ યુગ એ સ્નેહમાં ચરણોમાં માગતા, માને પ્રતાપ તરી જાતા હોજી,
ભક્તોના ભયને હરતાં ભુવનેશ્વરી, કેવા એ પ્રેમના ફળાતા હોજી!
અણુગણુ જ્યોત્ય દીપમાળ પ્રગટતી, નોબત શરણાઈ ભેરી ગાજે હોજી,
જય જય સદૈવમા અંબાના ધામમાં, નિત્ય આનંદ આવા રાજે હોજી.
આરાધુ અંબિકા આવા ઉપહારથી, ચાપરીએ અંજલિ ચડાવુ હોજી,
સ્નેહે સ્વીકારી મા આવીને અંતરે, મા મને શું આમ તું લડાવુ હોજી.



## તુલસી વિવાહ

આજ તુલસીના લગ્નની વધામણી રે લોલ
તિથિ પ્રમોધિની એકાદશી સોહામણી રે લોલ. ૧
માત ધરતીએ માંડવા રોપાવીઆ રે લોલ,
એને તરીઆં તોરણથી ઓપાવીઆ રે લોલ. ૨
માને કુંવરી પરણાવવાના કોડ છે રે લોલ,
જેને વરવાના રાય રણછોડ છે રે લોલ. ૩
ચૌદ લોકેથી જાન આજે ઉતરી રે લોલ,
જેમાં બ્રહ્મા ને શિવ છે સગોતરી રે લોલ. ૪
ઇંદ્ર અમરોની સાથ ઋષિ આવીઆ રે લોલ,
સિદ્ધિ બુદ્ધિ ગણેશ સાથ લાવીઆ રે લોલ. ૫
પિતૃ–લોકેથી પીતૃઓ પધારીઆ રે લોલ,
જેણે પ્રેમેથી પિંડને સ્વીકારીઆ રે લોલ. ૬
ગોત્ર દેવી ને ગણેશનાં પૂજન કર્યાં રે લોલ,
લાવી ફોઇએ મગદળ નવેદ્ય ધર્યાં રે લોલ. ૭
વરરાજા તે વિષ્ણુ અખિલેશ છે રે લોલ,
જેના તોરણને બારણે પ્રવેશ છે રે લોલ. ૮
માયે પોંખી પ્રભુને પધરાવીઆ રે લોલ,
વેદ મંત્રો મંગળ ઉચરાવીઆ રે લોલ. ૯
શોભે તુલસી ઓઢીને રાતી ચુંદડી રે લોલ,
કરે ચૂડી મીંઢળ ને નાડાછડી રે લોલ. ૧૦
દિવ્ય પુષ્પોના હાર મઘમઘી રહ્યા રે લોલ,
ધૂપ દીપે મંડપ ઝગઝગી રહ્યા રે લોલ. ૧૧
ક્યારે કુમકુમના સાથીઆ સોહામણા રે લોલ,
થાય નાદો મંગળ ત્યાં ઘંટાતણા રે લોલ. ૧૨
કંકુ ચોખાને ચંદન ગુલાલથી રે લોલ,
કર્યાં પૂજન વરકન્યાનાં વહાલથી રે લોલ. ૧૩

મધુપર્કથી દાન કર્યા પાત્રનાં રે લોલ,
ચરણ વંદ્યા પ્રેમેથી જમાતનાં રે લોલ. ૧૪
વંદી વિષ્ણુને તુલસી પરણાવીઆં રે લોલ,
સુરે જય શબ્દે પુષ્પ વરસાવીઆં રે લોલ. ૧૫
ચાર મંગળ ફરીને પગે લાગીઆં રે લોલ
ત્યારે દેવોનાં દુંદભી વાગીઆં રે લોલ. ૧૬
માત પ્રેમ તે મુખે ન જાય ભાખીઆ રે લોલ,
એણે ઘેર-જમાઈ શ્રી હરિને રાખીઆ રે લોલ ૧૭
વ્હાલાં તુલસી ન સાસરે વળાવીઆં રે લોલ,
સુતા સ્વામીને સર્વસ્વ ભળાવીઆં રે લોલ. ૧૮
એનાં ભાગ્યોને વિશ્વે વખાણીઆં રે લોલ,
જેણે તુલસીનાં લગ્ન કરી જાણીઆં રે લોલ. ૧૯
થાય દર્શન આવાં એ અહોભાગ્ય છે રે લોલ,
તમ તુલસી અખંડ સૌભાગ્ય છે રે લોલ, ૨૦
નમું નેહે નેહે હું સમારંભને રે લોલ,
નમું નેહે તુલસી હું જગદંબને રે લોલ. ૨૧



## જય વૃંદા મા તુલસી

જય વૃંદા મા, તુલસી થઈ તેં પ્રભુનાં પદ શોભાવીઆં,
જે જગત પતિ ગુણે કરી તેં તેનાં મન લોભાવીઆં, જય વૃંદા મા૦ ટેક ૧
તુજ સ્પર્શે પાક પ્રસાદ થતા, તુજ સ્પર્શે યમના ભય રે જતા,
તુજ સ્પર્શે પ્રભુ પ્રસન્ન થતા. જય૦ ૨
તને કુંવારિકા પ્રીતે પૂજે, તું સતીત્વનાં મહાત્મ્યો બુજે,
તું પૂજ્યે સતીના રાહ સૂઝે. જય૦ ૩
તુજ સ્પર્શે દાન અનંત થતાં, તુજ સ્પર્શે પાપ અનંત જતાં,
તુજ સ્પર્શે જીવન ધન્ય થતાં. જય૦ ૪

તુજ ક્યારે જે જપ સ્તોત્ર થયાં, તો તેનાં ફળ નવ જાય કહ્યાં,
તુજ મહાત્મ્ય જીવે નવ જાય લહ્યાં. જય૦ ૫
તુજ માળાએ જો જપ રે થયા, તો જન્મ મરણના ભય રે ગયા,
પ્રભુ વાસ પુરી નિત પાસ રહ્યા. જય૦ ૬
જેણે પ્રભુ ચરણે તુલસી ધરીઆં, એને ભક્ત તણાં બિરદો વરીઆં,
એને પ્રભુએ પોતાનાં કરીઆં. જય૦ ૭
મા જગત-જનુનિ તું સાચી, તને કયમ લહું મા, બુદ્ધિ કાચી,
મા ભક્તિ દ્યો હું કહું યાચી. જય૦ ૮



## સામળા શાને રીસાયા ?

કુંજ કુંજ શોધે સખી કહાન, ઓ સામળા શાને રિસાયા,
બોલો બોલો માગીએ ન માન ઓ સામળા૦ ટેક.
કમળા તરછોડી કહાન આવ્યા છો કુંજમાં, ભુલી ગયા શું ભગવાન,
મથુરાં મૂકીને મધુવનમાંહે આવીઆ, માયા લગાડવા મ્હેમાન.
વૈકુંઠ વિસારી તમે વશીઆ વૃંદાવને, વિધિનાં નથીએ વિધાન,
રસીઓ રીસાવીઆ ને રાધા ખોવાય છે, ત્રિકમ શાં આવાં તોફાન.
ભૂખ્યા રે હો તો હરિ ભાયાં મગાવીએ, માખણનાં માટ મૂલવાન,
મોરલીને નાદ નાથ આપ્યાં નિમંત્રણો, કરવા શું આમ અપમાન.
બંસીને બોલ અમે આવ્યાં ઉતાવળાં, અધરાતે આવે વેરાન,
સરવસ મૂક્યાં રે તોય તમને ન પામીઆં, જૂઠી શું વેદની જબાન.
પગરો કે પ્રિય હવે પિંડ અમે પાડીએ, ચાંદલીઆ રહેજે જમાન.
ગોપીના વૃંદમાં પ્રીતમ પ્રગટીઆ, ભક્તિને વશ ભગવાન.



## મારે જાવું યમુના તીર

સખી જોવાને શ્યામ શરીર, મારે જાવું જમુનાં તીર,
હળવે ઢોળી નાખ્યાં નીર, મારે જાવું૦ ટેક. ૧

સાસુ બોલ્યાં સંતાપેથી, રાધો વહુ પૂરી ખીર.
પા ઘડીમાંહે પાછી આવું, વાર ન થાય લગીર ૨
નાના દીયર લાકડા અતિ, ઢોળે ઝાઝાં નીર
બાઈજી રહ્યાં સખી બોલતાં હું, ચાલી બદલી ચીર ૩
વાટ જતાં વનમાળી મળીઆ, ભુલી શુદ્ધી શરીર
રસ્તે રોકાયુ કયમ જાએ, મન થયું જ અધિર ૪
ત્યાં સામળીઓ સંગે ચાલ્યા, મુખ રાખી ગંભીર
ચાલ્યો ચૂપી ચતુરાઈ ચૂકી, ચૂકી ભરવા નીર. ૫
જ્યમ ત્યમ પાણી ભરિયાં બેડે, બેઠી યમુના તીર
કહે કન્હૈયો બેઠા કેમજ, ચોળાતાં આ ચીર ૬
શિરપર ઘડુલો નથી ઉપડતો, હરી લીધાં તેં હીર
અમે શું કરીએ એમાં સજની, ખોટાં તુજ ખમીર ૭
હશે હરિ જરી હાથ લગાડો, રાંધવી છે હજી ખીર
હશીને બોલ્યા હરજી હળવે, કેવી પાકી પીર ૮
નથી કહેતી જમવાનું અમને, ખાતિ ખાવી ખીર
મન મોહન મોકું થાય સુંજને, નથી રહેતી કાંઇ ધીર ૯
કૃપા કરી કહાનાએ અંતે, ભરી ચાલી હું નીર
બાઇજી બોલ્યાં તપી તાણીને, અસી શુ ધાટે ભીડ ૧૦
કાંઈ નવ જાણું એમ હું ઉભી, રાખી મુખ ગંભીર
અંતરમાં હૈયાં હસતાંતાં, મળતાં હળધરવીર ૧૧



## જય ગંગે દેવી દયાળ

જય જય ગંગે દેવી દયાળ, જય જય ગંગે૦
માતા માનવ તારાં બાળ. જય જય ગંગે૦ ટેક ૧
અનુગ્રહ કરવા અવનિ આવી, લેવા અમ સંભાળ,
શંકર શીશ સોહાવનહારી. ઉર શોભી જયમ માળ. ૨

ચંદ્રમૌલિના ચિત્ત હર્યા તેં, જે જગના પ્રતિપાળ,
હિમકન્યે તું હાર્દ લહીને, જપતી દેવ દયાળ. ૩
ગૌરી ગંગા ગૃહ શોભાવે, મનહર મેના બાળ,
જટા જૂટમાં શિવ સમાવે, કરવા જગ રખવાળ. ૪
ધન્ય ભગીરથ ભૂમિ ભૂષણ, પ્રયત્ને લાવ્યા ભાળ,
સગર સુતોને મિષ પધાર્યા, હરવા અવનિ આળ. ૫
મંદાકિની તું મહિ શોભાવે, રસ આપે જ રસાળ,
અધમ ઉદ્ધારણ જય મા ગંગે, અમ પાપો ન નિહાળ. ૬
ગંગા દર્શન સ્પર્શન થાતાં, જાય જીવનની ફાળ,
સદાસામ્યની અદ્દભુત શક્તિ, ગંગે થાવ કૃપાળ. ૭
ગંગાના ગુણ સુર મુનિ ગાતા, અલ્પ મતિ હું બાળ,
તદપિ માતા, માતા તું તો, ગંગે છું દેવી દયાળ. ૮



## ગોપીઓનો સંદેશ

ઉદ્ધવ યોગ નથી નવા, અમે પૂર્વે સાધેલા,
આજ એના ફળને રૂપે, હરિ હાથે લાધેલા. ૧
યોગે રીઝે ઉર એકલાં, રહેતાં અંગ ઉદાસ,
સર્વાંગ યોગ એ જાણવા, જ્યારે પ્રભુ રહે પાસ. ૨
નયન નિરખતાં નાથને, જેનાં ભાગ્ય અતોલ,
શ્રવણ મધુર સુર સુણતા, જાણે નિગમના બોલ. ૩
રસના રસિકને બોલાવતી, જેણે મુક્ત થવાય.
અવર રસો જેની આગળ, સાવ નિરસ જણાય. ૪
અંગે અડી રજ ખંખેરતાં, શુદ્ધ કરવા શરીર,
એ રેણું મથુરામાં ના મળે, થયા અમીર આહીર. ૫
કર વડે માખણ કહાડીને, ભરી મૂકતાં રે માટ,
ચરણ દર્શનને ઉતાવળાં, જતાં જમનાને ઘાટ. ૬

મથવા ડોપ્યા ને કંઈ મેથેને મોકલ્યા, ગોકુળનાં તારણ કીધાં. ઓ માત૦
માખણનો ચોર મને કહેતા ગોવાળીઆ, માગીને દૂધ અમે પીધાં. ઓ માત૦
જ્યમ ત્યમ કરીને મા ગોકુળ ઉછરિયા, આજે તે રાજ સુખ લીધાં. ઓ માત૦
માયા દેખાડી માત માતા મનાવતા, તારાં તે દૂધ નવ પીધાં. ઓ માત૦



## ક્યાં છે કુંવર !

ક્યાં છે ક્યાં છે કુંવર માતા જસોદા દેખાડો રે
પારણીઆં તમ ઘર બંધાયાં એક પ્રભુના પાડો રે ૧
વાવંટોળે ગોકુળ ઘેર્યું, બ્હાર -પડે છે રાડો રે,
કંસ તણા આ કપરા રાજ્યે નિત્ય પડે છે ધાડો રે. ૨
મુજ સાસુએ મોકલી મુજને, ખબર જઈને કહાડો રે,
આંગણુ આવી આંધી રખે, બાળક બ્હાર કહાડો રે. ૩
આજ લગી આંગણીઆં સૂનાં, હવે વળ્યો છે દહાડો રે,
ઉછેરતાં મા તમને એને, માથે ઉગશે ઝાડો રે. ૪
આંગણે આવી જુવે જસોદા, ચોદીશ રાખી ચાડ રે,
નથી કુંવર ક્યાં! નથી કુંવર ક્યાં! માત પડી જ્યમ ઝાડ રે. ૫
પડ્યો અસુર અદ્ધરથી હેઠો, ટૂટી પડે જ્યમ પહાડો રે,
કુંવર કન્હૈયો ઉપર રમે છે, પડચો પડચો એ આરો રે. ૬
ખમા ખમા કહે માત જસોદા, લાગ્ય તપાસું હાડો રે,
વાગ્યું હોય' તો વૈદ્ય તેડાવી, કુંવરને દેખાડો રે. ૭
ક્ષેમ કુશળ મા કહાન તમારો, પાસ લઈ જ રમાડો રે,
રામે રક્ષા કરી છે આજે, ભૂખ્યો માત જમાડો રે. ૮
અનેક દાન દીધાં નંદજીએ, ધન્ય ઘડી ધન્ય દહાડો રે,
કામ મૂકી કહાનો સંભાળો, પૂરાં પહોંચ્યાં લાડો રે. ૯
આજ પછી સુનો નવ મૂકશો, નજરથી બ્હાર ન કહાડો રે,
આજીજી કરી કહે ઈશ્વરને, જગજીવન જીવાડો રે. ૧૦



## જન્મ કર્મોની બલિહારી

પ્રભુ જન્મ કર્મોની બલિહારી, તમારાં પ્રભુ જન્મ કર્મોની,
જપે જગમાં પાવન નરનારી. તમારાં૦ ટેક ૧
જસોદા ઝુલાવે જગના જીવનને, જોવા પધારે ત્રિપુરારી,
નંદ આનંદે લાડ લડાવે, મુનિજને વાત એ વિચારી. ૨
સરખા સખાથી તમે ઘડીએ ન ખસતા, બ્રહ્માને ભ્રાન્તિ થઈ ભારી,
માશી આવ્યાં રે હરિ ભાણેજ મારવા, એને દીધાં રે ઉદ્ધારી. ૩
કાળી નાથ્યો રે કાંઈ અકળ કળાએ, વિષ વિનાનાં કીધાં વારી,
ગિરિ ગોવર્ધન કર પર ધારી, વ્રજવાશી લીધાં રે ઉગારી. ૪
અદ્ભુત કૃતિ જોઈ ચરણોમાં ઈંદ્રે, મુગટ મૂક્યા હશે ઉતારી,
વ્રજવધુ તમને જીવન જાણે, શંકર જાણે રે અવિકારી. ૫
મામા મારીને તમે માતામહ છોડાવ્યા, ધન્ય એ નીતિઓ તમારી,
રામ અવતારે-તમને બેન ન લાધી, બબ્બે બેનીઓ અવધારી. ૬
સુભદ્રાના તો તમે સગપણ સહોદર, દ્રૌપદી પ્રેમે સ્વીકારી,
વીરા તો વસ્ત્રો પુરેરે વિશ્વે, નથી રે નવાઈ એ તમારી. ૭
મ્હૈયર પનોતી બેની વીરા વડે, વિપદ્‌માં વારોની અધિકારી,
નરનારે રથ નારાયણ હાંકે, વ્યાસે એ વાતો રે વિસ્તારી ૮
અગમ્ય લીલા અલબેલા આપની, શું લહે બુદ્ધિ એ અમારી,
પરમ પદો એ તોયે એ રે પ્હોંચાડે, અંતર લહે જે ગિરિધારી. ૯



## રૂક્મિણિનો સદેશ

વેગે વ્હેલા આવો વસુદેવનંદન, મેં તો કીર્તિ સુણીને સોપ્યાં તન મન ધન.
મારાં વંદન હજારો સ્વીકારજોરે, તમે શરણવત્સલ મોરાર છો રે,
તમે લક્ષ્મીપતિ ભગવાન છો રે, આજ નંદનંદન તમે કહાન છોરે,
મેં તો જીવન ધર્યાં છે તમ કારણે રે, નહીં આવો તો જાશું પ્રભુ અ.સ્રોરે
મારા વીરાએ વેર કિધાં વાળીઆં રે, શિશુપાળ તેડીને સુખ ટાળીઆંરે.
સ્યામ સિંહ તે કેમ તૃણ ખાશે સુખે, નહીં આવો તો જીવ આ જશે દુઃખે

મધવા કોપ્યા ને કંઈ મેઘોને મોકલ્યા, ગોકુળનાં તારણ કીધાં. ઓ માત૦
માખણનો ચોર મને કહેતા ગોવાળીઆ, માગીને દૂધ અમે પીધાં. ઓ માત૦
જ્યમ ત્યમ કરીને મા ગોકુળ ઉછરિયા, આજે તે રાજ સુખ લીધાં. ઓ માત૦
માયા દેખાડી માવ માતા મનાવતા, તારાં તે દૂધ નવ પીધાં. ઓ માત૦



## ક્યાં છે કુંવર!

ક્યાં છે ક્યાં છે કુંવર માતા જસોદા દેખાડો રે
પારણીઆં તમ ઘર બંધાયાં એહ પ્રભુના પાડો રે ૧
વાવટો ળે ગોકુળ ઘેયું, બ્હાર - પડે છે રાડો રે,
કંસ તણા આ કપરા રાજ્યે નિત્ય પડે છે ધાડો રે. ૨
મુજ સાસુએ મોકલી મુજને, ખબર જઈને કહાડો રે,
આંગણ આવી આંધી રખે, બાળક બ્હાર કહાડો રે. ૩
આજ લગી આંગણીઆં સૂતાં, હવે વળ્યો છે દહાડો રે,
ઉછેરતાં મા તમને એને, માથે ઉગશે ઝાડો રે. ૪
આંગણે આવી જુવે જસોદા, ચોદીશ રાખી ચાડ રે,
નથી કુંવર ક્યાં! નથી કુંવર ક્યાં! માત પડી જ્યમ ઝાડ રે. ૫
પડ્યો અસુર અદ્ધરથી હેઠો, તૂટી પડે જ્યમ પહાડો રે,
કુંવર કન્હૈયો ઉપર રમે છે, પડ્યો પડ્યો એ આડો રે. ૬
ખમા ખમા કહે માત જસોદા, લાવ્ય તપાસું હાડો રે,
વાગ્યું હોય તો વૈદ તેડાવી, કુંવરને દેખાડો રે. ૭
ક્ષેમ કુશળ મા કહાન તમારો, પાસ લઈજ રમાડો રે,
રામે રક્ષા કરી છે આજે, ભૂખ્યો માત જમાડો રે. ૮
અનેક દાન દીધાં નંદજીએ, ધન્ય ઘડી ધન્ય દહાડો રે,
કામ મૂકી કહાનો સંભાળો, પૂરાં પહોચ્યાં લાડો રે. ૯
આજ પછી સુનો નવ મૂકશો, નજરથી બ્હાર ન કહાડો રે,
આજીજી કરી કહે ઈશ્વરને, જગજીવન જીવાડો રે. ૧૦



## જન્મ કર્મોની બલિહારી

પ્રભુ જન્મ કર્મોની બલિહારી, તમારાં પ્રભુ જન્મ કર્મોની,
જપે જગમાં પાવન નરનારી. તમારાં૦ ટેક ૧
જસોદા ઝુલાવે જગના જીવનને, જોવા પધારે ત્રિપુરારી,
નંદ આનંદે લાડ લડાવે, મુનિજને વાત એ વિચારી. ૨
સરખા સખાથી તમે ઘડીએ ન ખસતા, બ્રહ્માને ભ્રાન્તિ થઇ ભારી,
માશી આવ્યાં રે હરિ ભાણેજ મારવા, એને દીધાં રે ઉદ્ધારી. ૩
કાળી નાથ્યો રે કાંઈ અકળ કળાએ, વિષ વિનાનાં કીધાં વારી,
ગિરિ ગોવર્ધન કર પર ધારી, વ્રજવાશી લીધાં રે ઉગારી. ૪
અદ્‌ભુત કૃતિ જોઈ ચરણોમાં ઇંદ્રે, મુગટ મૂક્યા હશે ઉતારી,
વ્રજવધુ તમને જીવન જાણે, શંકર જાણે રે અવિકારી. ૫
મામા મારીને તમે માતામહ છોડવ્યા, ધન્ય એ નીતિઓ તમારી,
રામ અવતારે તમને બેન ન લાધી, બબ્બે બેનીઓ અવધારી. ૬
સુભદ્રાના તો તમે સગપણે સહોદર, દ્રૌપદી પ્રેમે સ્વીકારી,
વીરા તો વઓ પુરેરે વિશ્વે, નથી રે નવાઇ એ તમારી. ૭
ચ્હૈયર પનોતી બેની વીરા વડે, વિપદમાં વારોની અધિકારી,
નરનારે રથ નારાયણ હકિ, વ્યાસે એ વાતો રે વિસ્તારી ૮
અગમ્ય લીલા અલબેલા આપની, શું લહે બુદ્ધિ એ અમારી,
પરમ પદો એ તોયે એ રે પ્હોંચાડે, અંતર લહે જો ગિરિધારી. ૯



## રૂકિમણિનો સદેશ

વેગે વ્હેલા આવો વસુદેવનંદન, મેં તો કીર્તિ સુણીને સોપ્યાં તન મન ધન.
મારાં વંદન હજારો સ્વીકારજોરે, તમે શરણવત્સલ મોરાર છો રે,
તમે લક્ષ્મીપતિ ભગવાન છો રે, આજ નંદનંદન તમે કહાન છોરે,
મેં તો જીવન ધર્યા છે તમ કારણે રે, નહી આવો તો જાશું પ્રભુ બ રણેરે
મારા વીરાએ વેર કિર્યાં વાળીઆં રે, શિશુપાળ તેડીને સુખ ટાળીઆંરે.
શ્યામ સિંહ તે કેમ તૃણ ખાશે મુખે, નહીં આવો તો જીવ આ જાશે દુઃખે

ત્રણુ દિવસમાં લગ્ન નિરધારીઆરે, નહીં આવો તો પુન્ય પરવારીઆરે,
મારી વિનતિ સુણીને વ્હેલા આવજોરે, જાણી દાસી આળસ નવ લાવશોરે
આગે રામ રૂપે રઘુવંશમાં તમે, ત્યાં એ સીતા થઈ અવતરીઆં અમે.
હુંતો જન્મો જન્મ તમને વરી રે, નાથનિજની જાણીને કરો ના પરી રે.
કૃષ્ણ કાગળે તે કેટકેટલું લખું રે, મારે આજે નથી અહીંઆં પખું રે,
પ્રભુ અંબા પૂછને પાછી વળું રે, ત્યાંથી એવું કરજો જે તમને મળું રે.
હું રંકને હાથ તમ રત્ન રે જડો, અનાથોના નાથ મારી વારે ચડો,
એક હરિ અક્ષરે તમે કરુણા કરી, એવું જાણી ઝાઝું નથી લખતી હરિ.



## જસોદા વિધિ શું વાતો કરે

જસોદા વિધિ શું વાતો કરે, મારો ક્યાં ગયો બાળ,
ગોકુળ ગામ સનું કરી, ચાલ્યો ગયો રે ગોપાળ. જસોદા. ટેક ૧
પુત્ર વિયોગે મા વ્યાકુળી, કરે આપ પ્રલાપ,
પરાક્રમે પુત્રને ઓળખ્યા, વધ્યા વધુ પરિતાપ. ૨
દશરથ નંદન રામ એ, આજે નંદ કુમાર,
કૌશલ્યા માતા શું અમે નહીં, દેવકી ઝીલ્યા ભાર. ૩
દશરથે દેશવટા દીધા, એનાં અપશું આ વેર!
દેશવટા દીધા નંદને, વસ્યા વસુદેવ ઘેર. ૪
કેકૈ મા શું મને ગણી, નથી દીધી મેં ગાળ?
ઉખળે બાંધ્યાનાં આવડાં, ચડાવ્યાં રે શું આળ. ૫
હનુમાન અંગદ આદિ સખા, એતો અહીંયે છે સ્યામ,
કાર્ય સરે વ્હેતા મૂકીઆ, એતો આગે એ રામ. ૬
સતી સીતા એને એકલી, અહીં ઝાઝેરી નાર,
તમ સંગ આવે ક્યમ કરી, નથી નીસરી એ બહાર ૭
જોઈયે તો ખોડ્ય પડી નથી શેષ શ્રી બળરામ,
મથુરામાં કોણુ મળી ગયાં, તજ્યાં અમને રે આમ. ૮

અવધપતિ અહલ્યા ઉદ્ધરી, આજે કુબ્જાને કામ,
નંદનંદન, શું વેગે વળ્યા, તમે મથુરાંરે શામ. ૯
રાય રાવણને મારિયા. લીધી કીર્તિઓ બાપ,
એરે કારણ મથુરાં ગયા, આપી અમને રે થાપ. ૧૦
મામા મારી કરી નામના, મૂક્યા માને રે બાપ,
કન્હૈયો કીર્તિનો ભૂખ્યો હશે, મેં તો જાણ્યો પ્રતાપ ૧૧
રાશો ગ્રહો રથ હાંકવા, શીખવા જરાસંધ,
રોકે ટોકે હવે કો નહીં, કરો ફાવે તે ધંધ. ૧૨
વનવાસથી રામ આવીઆ, પૂર્યા માતાના કોડ,
મુજને મળી આશા પૂરજો, કૃષ્ણ છો રણછોડ. ૧૩



## વિસરો નહીં વ્રજરાજ

વિસરો નહીં રે વ્રજરાજ, વ્હાલા રે અમને વિસરો નહીં૦
વિસારી શું ચાલ્યા તમે, જીવતા મૂવાં રે અમે, જીવ ના લીધા જમેરે
મથુરાંથી આવ્યા તમે, દીઠા મેહ ત્રૂઠ્યા અમે, મુકી મન ક્યાં રમે રે,
માનવી તમેરે નહીં, યમુના તો મોડી થઈ, કાળાની કીડાઓ લહી રે.
ગિરિરાજ તમે તોળી, અમને ન માર્યાં ભોળી, આજ વિષ પાયા ઘોળી રે,
વિરહનાં વિષ પાયાં, એ તો રગેરગ છાયાં, જતાં નથી જીરવાયાં રે.
આવ્યારે અસુરો માર્યાં, કોઈથી ન તમે હાર્યા, અમ ઉર અગ્નિ ભાર્યાં રે
માયો તો નિસાસા નાખે, દૂધ એનાં કોણ ચાખે, વાચા નહીં કેમ ભાખે રે
અમને તો માયા દુઃખો, જસોદાના જોઉં મુખો, જાણે સમુદ્દર લૂખો રે,
નંદ મુખે તમ નામ, સુનાં કર્યાં એનાં ધામ, ભાગી શું આશાઓ આમ રે.
તમ સખા વ્હીલા ફરે, પ્રીતિના પસ્તાવા કરે, અરે એ તો મને ઝુરે રે
લોકલાજ અમે લોપી, પ્રેમવેલ તમે રોપી, ભાગ્યદશા આજ કોપી રે.
તમે પ્રભુ પૂર્ણકામી, નજરો ન જગ રહામી, અમો કામી એય ખામી રે,
માધવ જોયે માયા નડે, તો તો શાસ્ત્ર ખોટાં પડે, આ શું માયા આપે રડે રે.

ભલે તમે દૂર વસો, ઉરેથી તો નહી ખસો, કસોટીયે ભલે કસો રે,
અટપટી ભાગ્યરેખા, સુખદુઃખ દે રે દેખા, પ્રેમીના છે પંથ નોખા રે.
વાંક શું વ્હાલારે વશ્યો, બ્હીના શું સંસાર દશ્યો, ઉરેથી તો ના જશો રે
અમો રોતાં જગે જોયાં, તમે તમ નામો ખોયાં, ઘટે રોવું માયા મ્હોયાં રે
માયાનાં બંધન મોટાં, અમો કેમ કરૂં ખોટાં, તમે એવાં કરો કોટાં રે,
માયા હવે જાણી જૂઠી, પાણીમાં ભરાવે મૂઠી, અમને એ એમ રૂઠી રે.
એક સુખ ઉરે નડે, તમને કલંક ચડે, સહો સહુ અમ વડે રે
મ્હેંણાં જોગ તમે થયા, અમારે શું લાભ ગયા, જસ આ તો જગે રહ્યા રે,
અંતરયામી માટે કહીએ, અંતરયામી માટે વહીએ, અંતરયામી રાખો હૈયે રે



## વિદાય લેતાં કન્હૈયાને

નંદજી કહે કહાન બોલો અવધારી, વાટ જુવે જસોદા તમારી રે,
કહાન તમે ગોકુળ ગામના વિહારી, ટેક
માત તાત કહાન કહો કેમ હોય બીજાં, શું હાસી કરાવો અમારી રે,
વૃંદાવને પ્રેમવેલડી રે રોપી, ગોપ ગોપીએ સીચીંયા વારી રે.
અંતરીક્ષથી દેવ કૌતક જોતા, ગોપ ગોપીના બનતા બીખારી રે,
વ્રજવાસી સર્વ તમે ઘેલાં બનાવ્યાં, એના સર્વસ્વ છો ગિરધારી રે.
જસોદાનાં જીવન ધન્ય કરીને, એને ખોળે ખેલ્યા રે મોરારી રે,
વ્રજ વૈકુંઠ તમે રહેજે બનાવ્યું, બળભદ્રની બેલ છે તમારી રે.
બંસીનાં ભાગ્ય કહાન ગોપી વખાણે, તમો કરે એ કામણગારી રે,
ગોપીના દીન કેમ કરી જાય, કહાન તમ પર જે જાય વારી વારી રે.
સર્વસ્વ જેણે સોપ્યાં ચરણુ એ, શું કરશે રાધા દુલારી રે,
મામાને મોહન માર્યો ભલે, નથી મથુરાંની ગાદી તમારી રે.
ઘડપણના ઘાવ અમે કેમ કરી વેઠશું, શેણે આ પ્રીત પરવારી રે,
મધુપુરને માનવે કામણ શુ કીધાં, આમ માયાઓ કેમ ઉતારી રે.



## શ્રીનંદજીને

કહાન કહે તાત વિનતિ અમારી, માતા મુંઝાય ત્યાં અમારી રે,
તાત અમે જાદવ કુળ અવતારી. ટેક
પરધન તાત તમે જતનેથી જાળવ્યા, નથી જગ મ્હાંય જોડય કો તમારી રે.
જસોદાના પ્રેમ છે જગથી રે ન્યારા,યાવ જુગ જુગ એ જનનિ અમારી રે.
ગોકુળનાં સુખ નથી ગોલોકમાં, મારાં મન રહેશે પાસ તમારી રે,
ગોપ ગોપીના પ્રેમ વારી વિના, પિતા, વેરયો સૃકારો અમારી રે.
ખરી તો મારાં તનમન પિતા હવે, ભાગ્ય ગયો એ પરવારી રે.
બળભદ્ર વીર શું તમને સંભારતાં, જીવન રાખીશું અમે ધારી રે,
નંદ નંદન મને કહેશે જગત તાત, તમ વડે જ કીર્તિ એ અમારી રે.
બાળકના દોષ બાપ અંતર ન લાવશો,લેજો એક વાર ખબરો અમારી રે.



## કહાન ખંમા તને

ખંમા તને કહાન ખંમા તને, નિજધામ મૂકીને આવ્યા વૃંદાવને.
ખંમા તને કહાન ખંમા તને, માવ માખણ માગો મા જસોદા કને 1
ખંમા તને કહાન ખંમા તને, જે યોગીને નહીં તે અસુરને મને,
ખંમા તને કહાન ખંમા તને, ગોપ ગોપીમાં ખેલ્યા એ ક્રિયા ધને. 2
ખંમા તને કહાન ખંમા તને, ગાય વાછરૂ ચરાવજો ધીરે વને.
ખંમા તને કહાન ખંમા તને, નાગ કાળીને શિર કહાન ખંમા તને. 3
ખંમા તને કહાન ખંમા તને, કાળ મારીને ધાવજો ધીરે મને,
ખંમા મને કહાન ખંમા તને, ગિરિ ગોવર્ધન ધારજો ધીરે વને. 4
ખંમા તને કહાન ખંમા તને, ભલે બ્રહ્માને ભોળવ્યા રમતાં વને,
ખંમા તને કહાન ખંમા તને, થયા ભુખ્યા ભગવાન માગ્યાં નારીકને 5
ખંમા તને કહાન ખંમા તને, વને દાવાનળ પીતાં ખંમા તને
ખંમા તને કહાન ખંમા તને, જે પુણ્યે પમાયા મથુરાં જને. 6
ખંમા તને કહાન ખંમા તને, વરી કુબ્જાને રૂપ દીધાં એજરે તને
ખંમા તને કહાન ખંમા તને, ગજ મલ્લોને ઢાળતાં ખંમા તને. 7

ખંમા તને કહાન ખંમા તને, કંસમામાને મારતાં ખંમા તને,
ખંમા તને કહાન ખંમા તને, પિય પાંડવ પ્રતિપાળતાં ખંમા તને, ૮
ખંમા તને કહાન ખંમા તને, ભુમિ ભાર ઉતારતાં ખંમા તને,
ખંમા તને કહાન ખંમા તને, આમ લીલા લખાવવાને રહે જો મને ૯



## આવ્યા છે ગોકુળમાં

ગોપાળ બાળ થઈને આવ્યા છે ગોકુળમાં, યદુ કુળમાં વધ્યા છે વંશ મૂળમાં.
નંદ જાણે જે આવ્યો નાનડીઓ, કરી ઘડપણમાં આજે આંખડીઓ. ૧
જાણે જસોદા જે જીવન સુધાર્યાં, નવ જાણે મા મથુરાં પધાર્યાં રે,
ગોપ ગોપીના જીવ હરખાયા, એના ભેદ ન જાય પરખાયા. ૨
કરી કંસે ઉગરવા તૈયારી, આવ્યાં મોત એની મતિઓ પરવારી.
જાણ્યું કુતાએ જ્યારે કુરુનગરે, એણે જાણ્યું વધી છે હવે વગ રે.
એવા મોહ મૂકયા છે મહારાજે, જાણે ભક્તો આવ્યા એ અમ કાજે. ૩



## જાદુના જાણ

જાદુના જાણ કહાન જાદુના જાણ, બાણો વિનાએ એ તો વિંધે રે પ્રાણ.
મારીનાં ઝેર એણે જાર્યાં રે કેમ ! ચુશીને પ્રાણ લીધા એવે રે નેમ.
ચાલ્યા વિના રે એતો ઉડતાં શીખ્યા, જાણી અસુર એણે તૃણને પીંખ્યા.
ગાડાં ને ઝાડ એણે ભાગ્યાં રે એમ, જેમ કમળ ગજ સુંઢે લે તેમ.
મોહનને મુખ મા જગત જુવે, ઘડીમાં પાછાં રે એની યાદી ખૂવે.
ટચલી આંગળીએ કેમ ગિરિ તોળાય, એરે જાદુતો એના અવધિ કહેવાય,
કાળીને કૃષ્ણે નચાવ્યો રે એમ, જંબુરો નાગને નચાવે રે જેમ.
દાવાનળ પાન કીધાં અંજલિએ એમ, ચરણામૃત ભક્ત પિયે પ્રીતથી જેમ.
આવ્યા અસુર હરી જાણ્યા રે કેમ ! ભક્તોને કાજ એના કેવા રે પ્રેમ !
સોળસેં ગોપીમાં કહાન એકલા રમે, એ રાસો જોવાને સુર ગગને સમે.

ગુરૂનાં રે બાળ મૂવાં જીવતાં કર્યાં, યમનાં ફરમાન એતો પાછાં ફર્યાં
પાણીની મ્હાંય એણે બાંધ્યાં રે પુર, વિશ્વકર્મા તો જેને હાજરાહજુર.
દ્રૌપદીનાં ચીર નવ ફ્હાડ્યા પુરે,જેને શ્યામની સહાય એને કોણ જ લૂંટે!
છાપરીને ઠામ કહો મ્હેલ કેમ થાય, સુદામાની ભક્તિના ભેદ ના જણાય,
ઉત્તરાનો બાળ માર્યો ના મર્યો, એ તે કસબ ગોણે કેવો કર્યો
ભક્તોને કાજ એ તો લીલા કરી, હું ઘેરે ગાઉં એને જાત્રા તરી,



## મા, અખિલ વિશ્વ વિશે

અંબા તમે અખિલ વિશ્વ વિશે જ વ્યાપ્યાં,
રમવા તમે હૃદયમાં મન શુદ્ધ સ્થાપ્યાં, ૧
મા મંદિરે જગ મહીં કંઇ સ્થાન સ્થાપી,
મા અંતરે રહી વળી, જન ભક્તિ આપી. ૨
મા નિયમથી નથી અમાં તમ દર્શનોએ,
મા તોય છો હૃદયમાં નિજ સ્પર્શનોએ. ૩
મા અન્ન બાળ વધુ માત ઉરે રહે છે,
મા માત છો તમ ઉરે જ મયા વહે છે. ૪
મા મા તમે સુતથી આશ કદી ન રાખી,
મા ઇચ્છીને સુખ સદા, અમી દ્રષ્ટિ દાખી. ૫
મા અનુગ્રહે કરી ફરી અમ બાળ લેતાં,
મા બાળ બુદ્ધિ લહી, જાગ્રત આપ રહેતાં. ૬
મા બાળ તો ભૂલી જશે તમને ઘડીમાં,
મા તોય ના વિષમ વૃત્તિ જ માવડીમાં. ૭
મા આપનાં જીવન રક્ષણ આંખડીમાં,
મા બાળ તો સુખી સદા તમ પાંખડીમાં. ૮
મા તમ દયા મનુજને સુખ માગવી શી!
મા માતને ઉર પ્રીતિ વળી જાગવી શી! ૯

મા માતનાં દિલ શિશુ દુઃખથી દ્રવે છે,
મા માતનાં મન સદા મધુથી સ્રવે છે. ૧૦
મા માતના ગુણ કહું લઘુ બુદ્ધિ એ છે,
મા માતના ગુણ લહું ઉર રિદ્ધિ એ છે. ૧૧



## તારાં ગીતો ગાવાં

મા મારાં અર્ચન આવાં, મા તારાં ગીતો ગાવાં,
મા નિર્મળને શાં ધાવાં રે. મા, મારાં૦ ૧
મા ચૌદ ભુવન તું વ્યાપી, મા જગને જ્યોતિ આપી,
મા કોણે તુજને માપી રે ! મા, મારાં૦ ૨
મા અંબા આરાસુરમાં, એ મા અરાધું ઉરમાં,
મા તુજ જગે ભરપુર મા રે, મા, મારાં૦ ૩
મા સદૈવ તું સંસારે, મા નિજનનિ ન વિસારે,
મા જીવન જ્યોતિ પસારે રે, મા, મારાં૦ ૪
મા મથતાં મુનિજન થાક્યા, મા જીવ શરણે રહે પાક્યા,
મા તેંજ ઉઘાડા. ઢાંક્યા રે, મા, મારાં૦ ૫
મા મતિ અમારી થોડી, મા કરગરીએ કરજોડી,
મા સ્વીકારજો આ કોડી રે, મા, મારાં૦ ૬
મા તું ભાવોની ભુખી, મા નથી લાગણીઓ લૂખી,
મા કયમ કરી કવશે કુખી રે, મા, મારાં૦ ૭
મા માતૃપદો છે તારાં, મા કોટી વંદન મારાં,
મા દ્યો શક્તિ નોધારાં રે, મા, મારાં૦ ૮
મા ભક્તોને મન ગમતાં, નવરાત્રે ગરબા રમતાં,
મા નવેદ નોમે જમતાં રે, મા, મારાં૦ ૯
મા મા થઈ અઢળક આપ્યું, મા નિજ તુર ઉરમાં સ્થાપ્યું
મા અલ્પ અમે આલાપ્યું રે, મા, મારાં૦ ૧૦

મા ઉરમાં ઊર્મિ આપી, સહુ ગાંઠ હૃદયની કાપી,
મા અદ્‌ભુત શક્તિ માપી રે, મા, મારાં० ૧૧
મા તું અંતરની જ્યોતિ, જગ બાળ વડે તું પન્હોતી,
મા માટે માયા મ્હોતી રે, મા, મારાં० ૧૨
મા આંખ્યાં આવરણ ખોતી, મા મન મંદિરે રહોતી,
મા તુંજ જીવનની જ્યોતિ રે, મા, મારાં० ૧૩



## ઉરે અંબા પધારી

ઉરે અંબા પધારી રે, લીધાં વંદન સ્વીકારી રે,
પૂરી આશા અમારી રે, અકળ શક્તિ તમારી રે. ઉરે અંબા० ૧
મા વિશ્વે વ્યાપી રહી, મૂર્ત અમૂર્ત આપ,
માનવ દાનવ દેવના, મા તેં ટાળ્યા તાપ.
પૂર્યા તે વાંચ્છિતો એનાં, થઈ પુત્રી ગૃહે મેના,
ચડી આવી અસુર સેના, હણી તેજે વધારી રે. ઉરે અંબા० ૨
પાવન પગલાં તાહરાં પૂજ્ય પૃથ્વી મ્હાંય,
એ કારણ મા આવીઆં, આરાસુરમાં આંય.
અહો મા ભકતને કાજે, નવે ખંડે રીઝી રાજે,
અભય દેતી સદા ગાજે, ભુમિ ભાગ્યો વધારી રે. ઉરે અંબા० ૩
મા મંત્રો મહા મૂલના, અમને આપ્યા આજ,
શક્તિ વિણ સહુ વ્યર્થ છે, શક્તિ સૌની તાજ.
લહું મા સ્નેહ સંકેતો, ધરો મા બાળ અંકે તો,
ધરૂં શિર પાદપદ્મે તો, લીઓ મા ભવ ઉતારી રે. ઉરે અંબા० ૪
અકળ શક્તિ મા તાહરી, જીવ જીવ જ્યોતિ જણાય,
વેદ વદે વિધિએ થકી, ભૌતિકથી શું ભણાય!
રહું મા શરણમાં તારા, લહું મા ઉર કૃપા ધારા,
ક્ષમા કરી દોષ મા મારા, અસતથી લો ઉગારી રે. ઉરે અંબા० ૫



## તમ ખોળે છે બાળ

મા તમ ખોળે છે તમ બાળ, તમારાં, મા તમ ખોળે૦
કરજો એની મા સંભાળ, તમારાં મા૦ ટેક ૧
કર્મ મર્મ નવ જોશો જનનિ, મા છો દીનદયાળ,
મા તમ સરખાં માતા માથે, નવ હો અમને ફાળ. ૨
મા સરજાવો મા સંહારો, માત કરો રખવાળ,
મા જાણો છો વિપત વારતા, ઉગારી લ્યો આ કાળ. ૩
મા નવ જોશો દોષ અમારા, છો અંબા પ્રતિપાળ.
મા સાધનમાં કાંઈ ન મારે, આરોપું મન માળ. ૪
મા મનને એનાથી વાળો, અમ રંક ગણી તમ બાળ,
મા સંકટમાં આપ વિના કો, નથી લેનારૂં ભાળ. ૫
મા તમ શરણે મુંઝાઈ આવ્યાં, નવ લ્હેશો અમ આળ,
મા તમ અભય શરણમાં લેજો, સર્વસ્વની સંભાળ. ૬
મા સંભાર્યે સ્હાય કરો છો, મા મન આપ વિશાળ,
મા વિશ્વાસે માને અડે, નિર્ભય એનાં બાળ. ૭



## મંગળ માનાં નામ

મંગલ મંગલ માનાં નામ, સ્મરીએ મંગલ મંગલ૦
થાયે મંગલ જેથી કામ, સ્મરીએ૦ ટેક ૧
તન ધન માને કાંઈ નવ જોઈએ, મા છે પૂરણકામ,
એ અલબેલી પ્રેમે ઘેલી, જગ–જનનિ જેનાં નામ. ૨
જગ સરજેને જગ સંભાળે, અખંડ આઠે જામ,
માતા ધાતા માતા દાતા, માત સદા સુખ ધામ. ૩
મા જગદંબા એકજ સહુનાં, સુખ દુઃખમાં વિશ્રામ,
મા તમ બાળક તમ વિણુ બીજે, પામે ક્યાં જ વિરામ. ૪
માત તમારે શરણ સદાએ, સ્મરીએ મંગલ નામ,
માના મંગલ ધ્યાને કરિયે, સદૈવ સર્વે કામ. ૫



નમું નમુ મા બહુચરા, જેના દાસ અનેક,
માનાં વાહન કુકડાં, સુખના જ્યાં અતિરેક. અંબા૦ ૪
મા મહાકાળી રૂપનાં, દર્શન ઇચ્છે દેવ,
એ માને નિત્યે નમું, મૂકીને મન અહમેવ. અંબા૦ ૫
મા મહાલક્ષ્મી આપનાં દર્શન હો દિન રાત,
છો જગદંબા માવડી, નમુ નમુ ચરણમાં માત. અંબા૦ ૬
મા મા સરસ્વતી શારદા, નિત્ય રહો મન મ્હાંય,
માનાં મહાત્મ્યો એજ જે, અપંગ પંખાળા થાય. અંબા૦ ૭
નમું નમુ મા માહેશ્વરી, ગૌરી ગણપતિ સાથ,
જેને નમતાં માત્રથી થાય અનાથ સનાથ. અંબા૦ ૮
મા તમ નામ અનંતના, કયમ પામું હું પાર,
બાળ જાણી મા પાળજો, ઉતારજો ભવપાર. અંબા૦ ૯



## અંબા આશાપુરી

માતા કરિયે રે તમને પ્રણામ, અંબા આશાપુરી તમે.
માતા મંગળ તમારાં નામ. અંબા આશા૦ ટેક ૧
માનાં આદ્ય આરાસુર ધામ, અંબા માનાં અંબા અનુપમ નામ. ૨
માતા તુળજાનાં દક્ષિણે ધામ, અંબા માનાં ચામુંડા ચિત્ત હરનામ ૩
માતા મહાકાળી પાવે વિશ્રામ, અંબા માનાં બહુચર સુંવાળે નામ ૪
માતછબીલીછો અંબા આપ,અંબા માતા સિધવાઇ સુખનાં નમાપ ૫.
માતા નવદુર્ગા છો અનંત, અંબા. માના ગાય ગુણો ગુણવંત. ૬
માને સેવે વિષ્ણુ મહાદેવ, અંબા. માને બ્રહ્મા ભજે અવશ્યમેવ. ૭
મા છો અખિલેશ્વરી અદ્‌ભુત, અંબા. માનારૂપે ત્રિભુવન પૂત. ૮
માને જાણે એ માના સપૂત, અંબા. માના મણકા બ્રહ્માંડ એ સત ૯
માનાં તરણ તારણ ધરૂ ધ્યાન, અંબા. માતા માનજો બાળ સમાન ૧૦



## પદ ધરિયે પંકજ

મા અખિલેશ્વરી પદ ધરિયે પંકજ, મા અખિલેશ્વરી૦
મા સ્વીકાર સ્નેહે કરિયે. પંકજ મા૦ ટેક. ૧
મા તુજ શરણે તન મન સર્વે, ધરી સંસારે તરિયે,
મા તું ઉર આદેશો આપે, તુજ જ્યોતિ અનુસરીએ. ૨
મા તું અનુગ્રહ એટલા કરજે, અન્ય ન માગું જરીએ,
મા તું આપે યોગ્યજ અમને, શાને ચિંતા ધરીએ. ૩
મા તું માતા બાળક પાળક, નિર્ભય રહી વિચરીએ,
મા વરદાનો એહજ દેજે, સ્નેહે નિત્ય સમરીએ. ૪



## અંબા ઇશ્વરી

મા તમે અંબા ઇશ્વરી, કરી કૃપા આરાસુર વસ્યાં,
મા શરણુ આવે આપને, તેને નથી દુર્લભ કશ્યાં. ૧
મા નિત્ય આનંદો નવા, ને ભક્ત મન ભીજી જતાં,
મા પુણ્ય જાગે પૂર્વનાં, તવ દર્શનો એનાં થતાં. ૨
મા નિત્ય રાસો જ્યાં થતા, ને જન મૂકે જ્યાં આખડી,
મા માનવી શું મહાત્મ્ય કહે, એ પરમ પાવન ચાખડી. ૩
મા વિમળ વાણીએ કરી, તમ બાળ બોલે ગાઇ રહ્યાં,
મા એ શ્રવણુ દર્શન થતાં, નાસ્તિક આસ્તિક થઇ ગયાં. ૪
મા મંડપે કંકુ અને કેસર ગુલાલો ઉડતાં,
મા નિત્ય મંગળ જ્યાં રહે. ત્યાં માનવી મન ખુડતાં. ૫
મા પૂણ્યધામે આવતાં, અદ્દભુત આનંદો થતા,
મા એ અનુભવ શું કહું, જે કહ્યા મુખથી ના જતા. ૬
મા એજ ભદ્રે ભદ્રકાળી, રૂપમાં તમને લહું,
મા એક ઇચ્છા એટલી જે, તમારે ચરણે રહુ. ૭
મા જ્યોત અંબા જાગતી, અજ્ઞાન જીવનાં ગાળતી,
મા અંતરે આપે રહી, નિજ શરણુમાં એ વાળતી. ૮



## સવચ્છી ગાય

સવચ્છી ગાય પૂજીને કરિયે પ્રણામ, આપ્યાં પવિત્ર સતીએ રીઝી નિજ નામ.
તું કામધેનુ કરતી જગને જ તુષ્ટ, તુજ પય ધૃતે જગત જીવ થતાજ પુષ્ટ.
તું સમાન માત જગની નહીં કોઇ બીજી, તુ અર્પતી નિજ હીરા જનનેજ રીઝી.
તુજ બાળ આ અવનિને કરતો રસાળ, દઇ અન્ન વસ્ત્ર જીવને જ થતો કૃપાળ
હે અંબ આ જગ પરેજ કૃપાળ રહેજો, ગણી રંક બાળ જીવના નવ દોષ લહેજો
મા ઋષિમુનિ, તમપદે શિરને ધરે છે, વળી ઇન્દ્ર આદિઅમારો સ્તવનો કરે છે.
મા તુજ ગુણો મનુજ બાળ લહે શી રીતે, છે માત તું અમરદષ્ટિ કરેજ પ્રીતે
મા તુજપદે પ્રણમીને પૂજનો કરૂંરે, મા કર કૃપા મન વિષે તુજને સ્મરૂં રે.



## આપો અંબાવ્ય મને આંખડી રે

આપો આપો અંબાવ્ય મને આંખડીરે,મા માગું મણિને ધરૂં પાંખડી રે
મા આરાધું આંખના દેવતા રે, મા જે રે સદૈવ તને સેવતા રે.
મા અંતરનાં ચક્ષુ તમે ખોલીઆંરે, મા માગ્યાં આપ્યાં નથી ના બોલીઆંરે
મા માગ્યા વિનાએ આપ આપતારે, મા બાળકનાં દુઃખ દીઠાં કાપતારે
મા માયાવી મન સદા માગતારે, મા ઘટતાં આપીને કષ્ટ ભાગતાં રે
મા અંતર રહીને આંખ આપજોરે, મા તમને જોવા ને તેજ સ્થાપજો રે.



## કહી શકીએ શું અમે

મમ માતકૃપા કર દેવી તમે, દીન બાળ કહી શકીએ શું અમે.
મા વિશ્વ વિષે જ પ્રકાશ ભર્યા, દુઃખીઆ જીવને સુખીઆ જ કર્યા. ૧
અણુએ અણુએ તમ દીપ્તી દીસે, સચરાચર એ તમ તૃપ્તિ હોસે
અવિકાર તમે સવિકાર થયાં, માત એ ઋણુ તો નવ જાય કહ્યાં ૨

આદિ અંત વિષે એક માત તમે, વળી મધ્ય મહીં એજ માત રમે,
આપ શક્તિ વિના સહુ શૂન્ય બને, ભાવે ભક્ત સ્તરી માત ધન્ય બને. ૩
જડ જીવનને જીવતું કરતાં, અભિજ્ઞાન દઇ સુખ ત્યાં ભરતાં,
આપ શક્તિ વિના તૃણુ, નાજ કરે, માત આપ વિના કોઈ શું જ કરે ૪
શિવ શેષ સુરેશ સ્તવે તમને, જેનાં જ્ઞાન નહીં લવ લેષ મને,
માત શરણુ રહીને પ્રણામ કરૂં, માત થાવ પ્રસન્ન એ આશ ધરૂં. ૫



## દેવી દયાળુ તમને જ જાણી

દેવી દયાળુ તમનેજ જાણી, આવે તમારે શરણેજ પ્રાણી ૧
તથાપિ માયા ન શકેજ માણી, મા કોણ એ શક્તિ વળી અજાણી ૨
મા પાર આપો નિજ બાળ જાણી, દયાધરો ઠાકોર મ્હેર આણી ૩
અંબા ઉરે કોણ શકેજ જાણી, પરતંત્ર પ્રાણી ફરતાંજ ખાણી ૪
મા હ્યો તમે આ અભિમાન તાણી, માં જીવનીઆ સુણીને કહાણી ૫
મા અજ્ઞ જાણી સુણજોજ વાણી, અંબા ઉરે બાળ મનેજ જાણી ૬



## બુદ્ધિને આપના પ્રકાશ

મા બુદ્ધિને આપના પ્રકાશ, એ આપને ક્યાંથી જુવે,
માં ત્યારે જુવે તમ રૂપ, એ આપનાં રૂપો ખુવે. ૧
મા શક્તિ રૂપે સંસાર, અનુસ્યૂત આપે રહી,
મા અદ્દભુત આપી આધાર, રહ્યાં છો આપે વહી. ૨
મા પ્રકૃતિ પરાનાં સ્તવન, વાણી મન પ્હોંચે નહીં,
મા જન્તુનિને પ્રેમે પ્રસન્ન, કરૂ હું શરણમાં રહી. ૩
મા બાળક ના અડધા બોલ, હારદ તું હૈયે લહે,
મા જગદંબા બાળથી પ્રસન્ન, સર્વદા તું રે રહે. ૪
મા ઝાઝું કહયે શું હોય, અંતર જાણો છો તમે,
મા સ્થાપી ને ઉર એ રૂપ, વંદન કરીએ અમે. ૫

મા નવ દિવસ નવ રાત, તમારાં ધ્યાનો ધરૂં,
મા મંદિરે આપને પ્રત્યક્ષ, અદ્દભુત રૂપે કરૂં. ૬
મા કલ્યાણી રૂપ છો આપ, ક્ષમાઓ માગું કરી,
મા જાણીને ઉર આદેશ, મા માટે આપો હરી. ૭



## અખંડ આનંદે ભર્યાં

મા કેવાં તમારાં રૂપ અખંડ આનંદે ભર્યાં.
મા જેને મ્હોમાં બ્રહ્માંડ, જ્યારે આપ સ્નેહે વર્યાં ૧
મા ઉજ્વળ જ્યોતિ એ ઉર અમારે દાખજો રે,
મા જેવા જગત પર પ્રેમ, અમો પર રાખજો રે. ૨
મા થાશે અનિત્યના નાશ તમારા નાશ જ નથી,
મા જોવા એ આપનાં રૂપ, મહંતો રહેતા મથી. ૩
મા તારી દયા વિણ કોઇ એને દેખે નહી,
મા ઉરે ભર્યાં અજ્ઞાન, શકે શું જીવો લહી. ૪
મા દાસોને આપનાં રૂપ, હૃદયમાં દાખતાંરે,
મા એને દેખાડી દો ભેદ, અંતર ના રાખતાં રે. ૫
મા માતા રૂપેરે સદાય, અભય કર સ્થાપતાં રે,
મા દેખે તમારાં સ્વરૂપ, કળાઓ એ આપતાંરે. ૬
મા અદ્દભુત એ આપનાં રૂપ, નિરંતર ઉરે રહે,
મા આપોને એવા પ્રસાદ, બાળ કર જોડી કહે. ૭



## નવ દિવસ નવ રાત

મા આસોએ અંબા ગવાવ, વનિતાના વૃંદથી રે
મા નવ દિવસ નવ રાત, રહેતાં આનંદથીરે. ૧
મા ઇંદ્રાદિ દેવ અહમેવ મૂકીને સેવતા રે,
મા માગે તમારા પ્રસાદ, માનવ ને દેવતા રે. ૨

મા અંબા પૂજાવ ઉપહાર, ઓધિરા મુલને રે,
મા રીઝે,છો બાળને ભાવ, પોતાના કુળને રે. ૩
મા મીઠી તમારી આંખ, માનવની ઉપરે રે,
મા અંબા કૃપા વિણ કોઈ, પાર ના ઉતરે રે. ૪
મા અંબા તમારે ઓથ, આ જગ જીવી રહ્યું !
મા અંબા તમારે પ્રમોદ, પ્રેમ એ પામી રહ્યું. ૫
મા અંગે અંગે જે આનંદ, અંબા આપી રહ્યાં,
મા એ તો તમારાં રૂપ, માનવ માપી રહ્યાં ! ૬
મા પ્રેમ સ્વરૂપે પરોક્ષ, પૂજાના ભાવમાં રે.
મા આનંદ રૂપ અપરોક્ષ, અમોલા લાવમાં રે. ૭
મા પુષ્પ ચંદન ને નૈવેદ્ય, અમારે આ વડે રે.
મા રંક બાળકના બોલ, તું તનમાં તેવડે રે. ૮
મા આપનાં રૂપ અદ્ભુત, અમે શું જાણીએ રે,
મા વેદોએ વિસ્મય થાય, અમે શું વખાણીએ રે ! ૯
મા અંબા અમારાં ઉર, આપથી અજાણ્યાં નથી,
મા બાળે એ આપનાં નુર, વખાણ્યાં જાણ્યાં નથી. ૧૦
મા અંબા તમારે સંગ, અંગ જીવ પામીઆ રે,
મા અંબા તમારે સંગ અંગ જીવ વામીઆ રે. ૧૧



## અંબાનાં દર્શન

મારી અંબાનાં દર્શન આજ ઉર મંદિરે થતાં,
મા વિદ્યા એ તારા પ્રકાશ, અજ્ઞાન અંધારાં જતાં. ૧
મા તુંથી ભર્યાં રે બ્રહ્માંડ, ચરાચર વ્યાપી રહ્યાં,
મા જડને જીવન એ આપ, સર્વદા આપી રહ્યાં. ૨
મા તારી અખંડ એ જ્યોત્સ, જગતમાં જોતાં રહી,
મા તારા પ્રસાદે અનંત અજ્ઞાનને ખોતાં સહી. ૩

મા પુષ્પ ચંદન પરિહાર, તમને શેના ધરૂં,
મા તન મન ધન સૌ તુચ્છ, શું પાદપદ્મે ધરૂં. ૪

મા સર્વસ્વની રે દેનાર, તને શું આપીએ રે,
મા પ્રેમેથી થાજો પ્રસન્ન, અંતર આલાપીએ રે. ૫

મા ઈંદ્રાદિ દેવ સહુ સાથ, તમારાં સ્તવનો કરે,
મા બુદ્ધિ બાવનથી બ્હાર, માનવ શું કવનો કરે. ૬

મા લક્ષ્મી રૂપે છો આપ, જગત આનંદે ભર્યાં,
મા અંબા રૂપે અદ્‌ભુત, સદાશિવ સાથે ફર્યાં. ૭

મા શક્તિ રૂપે સંસાર, અનંતરૂપ આપે ધર્યાં,
મા સરસ્વતી વેદ સ્વરૂપ, એકે અનેક કર્યાં. ૮

મા સર્વેમાં આપનાં સ્વરૂપ, અખંડ એ ઉરે ધરૂં,
મા આપીને એ ઉપહાર, ચરણુમાં વંદન કરૂં. ૯



## શારદા શબ્દે વસો

દયા દાખવો દેવી દયાળ, શારદા શબ્દે વસો,
રસનાએ રહો રસ રૂપ, અંતર આનંદે હસો. ૧

મા સરસ્વતી તારાં સ્વરૂપ, જગે કો જાણે નહીં,
જેને પુરા તમારા પ્રસાદ, વિરલ આ વિશ્વે સહી. ૨

મા શબ્દે ભર્યાં બ્રહ્માંડ, ઓતપોત વ્યાપી રહ્યાં,
અખિલેશ્વરી આપ છો અખંડ, જગે જ્યોત્ય આપી રહ્યાં. ૩

મા પુરૂષ પ્રકૃતિના ભેદ, પરાની પાર રે રહ્યા,
નર જે રે થયા નિર્વેદ, એણે એ લક્ષે લહ્યા. ૪

મા કવીઓ કવે કૃતિ મ્હાય, બાળ ઉ[illegible]કશો,
મા મા માટે બાળના દોષ, ક્ષમ [illegible]. ૫

મા ખોળે ખેલાય જે ખેલ, પાપ પૂણ્ય એનાં નહીં,
મા મા વિના બીજાનાં ભાન, એને છે રે કહીં ! ૬
મા યદા તદા એ બાળ, આ જગ બોલી રહ્યું,
મા જાણી પોતાનું બાળ, અજ્ઞાન તેં નાશે લહ્યું. ૭
મા માતા લડાવે લાડ, એમાં આશ્ચર્ય કશાં,
પૃથા વિશ્વે આ જીવના દોષ, માતા હેતે હર્યાં. ૮



## ચિદ્શક્તિ ચિત્તે રહ્યાં

ચિદ્શક્તિ ચિત્તે રહ્યાં, ચિદાભાસને જોય,
એ અદ્ભુત રૂપ ન્યાળતાં, માતાનાં મન મ્હોય. ૧
મા મહાકાળી માત તું, શું જાણે જીવ શિવ,
તુજ લગી મા જાણવું, તુજ લગી શિવ જીવ. ૨
મા જગ બાળક તાહરૂ, તે એક તુજને જોય,
તુજ જોરે ક્રીડા કરે, અભય થયું એ સોય. ૩
એ અભય બાળ અંકે ધરી, દર્શાવો નિજ રૂપ,
તૃપ્ત કરો મા બાળને, જણાવી રૂપ અનૂપ. ૪
તજશો નહીં મા મુજને, રહ્યું હું નાનું બાળ,
બાળ-ટાળ મુજને લહી, કરજો મા પ્રતિપાળ. ૫
માને શિવ શારદ સ્તવે, હું કયમ જાણું ભેદ,
મા માત માત તું માત છે, જાણી ટાળું ખેદ. ૬
મા ખેદ ભેદ સૌ ત્યાં લગી, છો મા જ્યાં લગી દૂર,
દૂરે પણ ભરપૂર છો, જવ દેખ્યાં મા ઉર. ૭
જગ જંતુનિ મા જીવની, કરજે તું પ્રતિપાળ,
બાળ બુદ્ધિ બાળક કરે, થાજે તું જ કૃપાળ. ૮
કહે કવે શું બાળ મા, સુણજે કાલા બોલ,
ઉર ઉભરા મા ઠાલવું, કરશો ના મા તોલ. ૯

અમોલ નાનું બાળકું, એ પર પ્રીત વિશેષ,
એ જાણી વધુ શું કહું, મા જાણો આદેશ. ૧૦

મા મહામાયા ઉદરનું, જગ બાળક છે બાળ,
પ્રસર થયે છૂટું થતાં, પછી પ્રભુ લે સંભાળ. ૧૧

મા તુજ પુરુષ તું પ્રકૃતિ, તું તું તું મા તુંજ,
એ અભેદ ભેદે ભાગવા, અદ્વૈતે અન્ય કર્યું જ. ૧૨



## જગદંબા જગ આવીઆં

અંતર જ્યોત્યે તું રહી, દૂર દીપક શું જોઉં,
દીપે દીપક દેખીઆ, ઉર અંધારૂં ખોઉં. ૯
એ દીપક સંભાળીએ, રખપે રાણો થાય,
એ જ્યોતે જીવ ભાસતાં, વિકૃત રૂપો જાય. ૧૦
લક્ષ્મી-પૂજન જગ કરે, અમ પૂજન આ હોય,
કૃપા કરી મા માનજો, છો ચિદ્ શક્તિ સોય. ૧૧



## અંબાનાં અદ્‌ભુત રૂપ

મારી અંબાનાં અદ્‌ભુત રૂપ, મુખ કહેવાતાં નથી.
મારાં ચિત્ત લાગ્યાં માને ચરણ, તેજ રહેવાતાં નથી. ૧
માનાં રૂપ સ્વરૂપ શણગાર, બેભાને મેં દીઠા નહીં,
મારી મન હર્યાં શું એ માત, આજ વિચારૂં સહી. ૨
માના મંડપ, માના આનંદ, બ્રહ્માનંદે ભળ્યાં,
મા ત્રિગુણાતીત તમે સત્ય મારે મને કળ્યાં. ૩
આ તે સ્વપ્નું કે સાચું હોય, એમ મન મોહી રહ્યાં,
મા પ્રકૃતિ રૂપે તું સત્ય, એમ મન જોઈ રહ્યાં, ૪
મા આનંદ ઉર ન સમાય, એ તમે પેખી રહ્યાં,
મા જન્મ્યાં રે આજ અહોભાગ્ય, મા-મુખ દેખી રહ્યાં. ૫

અબોલ નાનું બાળકું, એ પર પ્રીત વિશેષ,
એ જાણી વધુ શું કહું, મા જાણો આદેશ. ૧૦
મા મહામાયા ઉદરનું, જગ બાળક છે બાળ,
પ્રસવ થયે છૂટું થતાં, પછી પ્રભુ લે સંભાળ ૧૧
મા તુંજ પુરુષ તું પ્રકૃતિ, તુ તું તું મા તુંજ,
એ અભેદ ભેદે જાણવા, અદ્વૈતે અન્ય કશું જ. ૧૨



## જગદંબા જગ આવીઆં

જગદંબા જગ આવીઆં, આજે લક્ષ્મી રૂપ,
શું વૈકુંઠ વડાં કર્યા, કે છો અનંત રૂપ. ૧
શું જગ આવ્યાં એકલાં, કે મા સ્વામી સાથ,
આનંદ જગ ઉલટી રહ્યા, છો મા સ્વામી સાથ. ૨
વિદ્યા રૂપે પ્રગટિયાં, ઝળહળ જ્યોતે આપ,
એ જ્યોતે મેં નિરખીઆ, માત ત્રિભુવન તાત. ૩
માત પિતાને નિરખતાં, જગ બાળક હરખાય,
બાળકોડા જોવા જગે, પધાર્યાં જગ અંબાય. ૪
મા મ્હાલક્ષ્મી નામથી, શોભે ત્રિભુવન ત્રણ
દર્શન કરે સુભાગીઓ, મા ભરિયાં આભરણ. ૫
દ્વારે દ્વારે સાથીઆ, થઈ રહ્યા રંગ રાગ,
તો મા-મુખ કેવાં હશે, એ દર્શન અનુરાગ. ૬
ઘર ઘર દીપે દીવડા, દર્શન દેવી અમૂલ,
એ જ્યોતે અંતર રહે, તો ભાગે સૌ ભૂલ. ૭
અચળ રહો મા અવનિયે, આજ અનુપમ રૂપ,
પૂજન અર્ચન પ્રેમનાં, મા માનો કરૂં ચુપ. ૮

અંતર જ્યોત્યે તું રહી, દૂર દીપક શું જોઉં,
દીપે દીપક દેખીઆ, ઉર અંધારું ખોઉં. ૯
એ દીપક સંભાળીએ, રખ્ખે રાણો થાય,
એ જ્યોત્યે જીવ ભાસતાં, વિકૃત રૂપો જાય. ૧૦
લક્ષ્મી-પૂજન જગ કરે, અમ પૂજન આ હોય,
કૃપા કરી મા માનજો, છો ચિદ્ શક્તિ સોય. ૧૧



## અંબાનાં અદ્ભુત રૂપ

મારી અંબાનાં અદ્ભુત રૂપ, મુખ કહેવાતાં નથી.
મારાં ચિત્ત લાગ્યાં માને ચરણ, તેજ સ્હેવાતાં નથી. ૧
માનાં રૂપ સ્વરૂપ શણગાર, એભાને મેં દીઠાં નહીં,
મારાં મન હર્યાં શું એ માત, આજ વિચારું સહી. ૨
માના મંડપ, માના આનંદ, બ્રહ્માનંદે ભર્યા,
મા ત્રિગુણાતીત તમે સત્ય મારે મતે કર્યા. ૩
આ તે સ્વપ્નું કે સાચું હોય, એમ મન મોહી રહ્યાં,
મા પ્રકૃતિ રૂપે તું સત્ય, એમ મન જોઈ રહ્યાં, ૪
મા આનંદ ઉર ન સમાય, એ તમે પેખી રહ્યાં,
મા જાગ્યાં રે આજ અહોભાગ્ય, મા–મુખ દેખી રહ્યાં. ૫
મા સગુણ રૂપે તમે સત્ય, એમ દિલ દેખી રહ્યાં,
મા લક્ષ્મી રૂપે તમે નિત્ય, વૈભવ પેખી રહ્યાં. ૬
મા અન્નપુર્ણા તું આદ્ય, ઉરે તો તૃપ્તિ થઈ,
મા સરસ્વતી તું સાક્ષાત, સ્તવને ગવાઈ રહી. ૭
મા જગદંબા એકજ તું, બાળ તુજ પાસે રમે,
મા આપી અખંડ દર્શન, હૃદયમાં તુંજ સમે. ૮
મા માયા રૂપે તું સત્ય, ખેલો ખેલાવે નવા,
મા તુજ કાજ કાઢયા એ વેષ, વેષ વિનાનાં થવા. ૯

મા નવદુર્ગા તું અનંત, રાસે ફરતાં દીઠાં,
મા કેમ વિસરાય એ રૂપ, તારાં મોંઘાં મીઠાં. ૧૦
મા ઝળહળ તારાં રૂપ, દીપમાળ દીપી રહ્યાં
મા કોણ જનમનાં પુણ્ય દર્શન તારાં થયાં. ૧૧
મા વિદ્યાએ તારાં રૂપ, અવિદ્યા જાઉં તરી,
મા એવા રે કરજે ઉપાય, માતા કૃપા રે કરી. ૧૨
મા બાળને કહેવું શું હોય, કરજે કરવું ઘટે,
મા શરણે રહું રે સદૈવ, મુખ મા મા રે રટે. ૧૩



## મા તું જગદંબા દેવી

મા તું જગદંબા દેવી, તને શિવ બ્રહ્માએ સેવી,
મા નહીં હોય મા તુજ જેવી રે. મા તું જગદંબા૦ ટેક૦ ૧
મા બાળને તુંજ લડાવે, લાડો એ ભાન ભુલાવે,
મા દઈ શિક્ષા તું રડાવે રે. મા તું૦ ૨
મા તુજ શિક્ષા મોહની દષ્ટિ સુખદુઃખ એ જીવની સૃષ્ટિ
મા કરજે અમીની વૃષ્ટિ રે. મા તું૦ ૩
મા દુઃખમાં સુખ બી ખોયું, તેં તુજપણું ન વગોવ્યું,
મા માતૃ પણું નવ ખોયું રે. મા તું૦ ૪
મા માતૃપદે તું રહેજે, સુખ દુઃખમાં ભાગ્યો લેજે,
મા બાળક દોષો સહેજે રે મા તું૦ ૫
મા કંઈ કંઈ રાડ્યો કરશું, કંઇ કઇ ઉન્માદે ચડશું,
મા નહીં જો તો જગ પડશું રે. મા તું૦ ૬
મા હું બાળક તું માતા, રહે તુજમાં જીવ સમાતા,
મા બાળકના એ નાતા રે, મા તું૦ ૭
મા મારે લેવું લેવું, મા તારે દેવું દેવું,
મા પ્રલય લગી એમ રહેવું રે. મા તું૦ ૮

# અંજલિ બીજી



## પ્રભાતિયાં ને પ્રકીર્ણ

यत्र यत्र मनो याति
तत्र तत्र समाधयः ॥

भिद्यते हृदयग्रन्थी छिद्यन्ते सर्वे संशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

જ્યાં જ્યાં મન જાયે ત્યાં
પરોવાયે સમાધિમાં.

ભેદાયે હૃદયગ્રન્થી, છેદાયે સહુ સંશયે;
ક્ષીણ થાતાં બધાં કર્મો, અપરોક્ષ પ્રભુ થયે.

# માતાની તિથિઓ

પડવે પૂરણ અમે માત કે, મા આશાપુરી રે લોલ,
બીજે બાળક તારાં સર્વ કે, તું માતા ખરી રે લોલ. ૧
ત્રીજે તુજ વિણ મારી માત કે, મારૂં કોઈ નથી રે લોલ,
ચોથે ચિત્ત ઠર્યાં છે માત કે, નિરખ્યાં જ્યારથી રે લોલ. ૨
પાંચમે પ્રીતિ તારે ચરણુ કે, મા મારી રહે રે લોલ,
છઠ્ઠે ઊંડું જગ જંજાળ કે, મા મારી કહે રે લોલ. ૩
સાતમે સેવી રહ્યાં સુરવૃંદ કે, મા કેમ પામીએ રે લોલ,
આઠમે અંબા થાવ કૃપાળ કે, ભવ ભય વામીએ રે લોલ. ૪
નોમે નવ દુર્ગા તું માય કે, જગ જનુનિ ખરે રે લોલ,
દશમે દર્શન દેજો માત કે, મુજને ચાચરે રે લોલ. ૫
એકાદશીએ કરીને વ્રત કે, મા મનમાં સ્મરૂં રે લોલ,
દ્વાદશી દયા કરો મમ માત કે, જન્મ મરણુ તરૂં રે લોલ. ૬
તેરશે તારો છે વિશ્વાસ કે, મા મને નહીં મૂકે રે લોલ,
ચૌદશે ચૌદ ભુવનની માત કે, બાળને નહીં ચૂકે રે લોલ. ૭
પુનમે પૂરી રહ્યાં છો આશ કે, મા પળ પળ તણી રે લોલ,
મા તુ સદા સદા એ માત કે, જોતી મુજ ભણી રે લોલ. ૮
માડી માતાનાં જે મહાત્મ્ય એ, બાળક શું લહે રે લોલ,
મા તને સેવે સદા સુર સિદ્ધ કે, જીવ મુખ શું કહે રે લોલ. ૯
મા પણ બાળકના જે બોલ તે માને મીઠડા રે લોલ,
મા એમ મુજને થઈ જ પ્રસન્ન કે, દોષ ન દીઠડા રે લોલ. ૧૦
મા કયમ માત જુવે જીવ દોષ કે, જે નિજ રૂપ છે રે લોલ,
મા તુજ તત્ત્વોની એ જાણુ કે, જગે અનુપ છે રે લોલ. ૧૧

# અંજલિ બીજી



## પ્રભાતિયાં ને પ્રકીર્ણ

१

यत्र यत्र मनो याति
तत्र तत्र समाधयः ॥

भिद्यते हृदयग्रन्थी छिद्यन्ते सर्वे संशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥



જ્યાં જ્યાં મન જાયે ત્યાં
પરોવાયે સમાધિમાં.

ભેદાયે હૃદયગ્રન્થી, છેદાયે સહુ સંશયે;
ક્ષીણ થાતાં બધાં કર્મો, અપરોક્ષ પ્રભુ થયે.

# પ્રભાતિયાં

---

## મૃગ—જળે

મન, હજી મૃગ જળે ક્યાં લગી દોડશો, નીર કે તીર જ્યાં છે નહીં રે,
પંથ ભૂલ્યાં તમે ક્યાં પદે પ્હોંચશો, જીવન અધાર ખોશો કહીં રે.
વિષય વ્યાસંગ તે ક્યાં લગી રાખશો, અત્તર જન્મે ય જે પામવા છે,
ભોગ્ય ભોક્તા થઈ ભવ ઘણા ભટકિયા, આજ તો જન્મને વામવા છે.
આ તને જો ન ઇચ્છા કરો એટલી, તો પછી હાથથી જાય બાજી,
અવર અવતારમાં એહ બનશે નહીં, ચુકવાનો નથી ચતુર કાજી.
મારૂં તારૂં કરી મમત માં બાંધશો, એહ તો ચોપડે છે લખાયાં,
માગ્યું મળશે નહીં, ત્યાગ્યું ટળશે નહીં, કોઈનાં કોપથી ના રખાયાં.
એ સહુ ફંદ ફસવા તણા જાણજો, સુખ લેવા જતાં દુઃખ થાશે,
કામનાધ્વંસથી ક્રોધ જાશે વધી, ક્રોધથી જાત્યનાં ભાન જાશે.
કૈંક અનર્થ એ કામ કરાવશે, એક જન્મે વળી નહીં જ અટકે,
વાસના બીજ ઉગ્યા વિના નહીં રહે, રંગ પાકા ચડયા નહીં જ ફટકે.
મન તું ઘોડા ઘડે કો ન સાચા પડે, તો ય વિવેક તું કાં ન આણે,
પાંજરે પંખીડું પરવશે પ્રાણ છે, તો ય એ રાંકડું રાગ તાણે.
મન માયા તણા મોહ હાંકી હવે, હરિતણા હેતને યોગ્ય થાજો,
કૈંક જન્મો તણા થાક ઉતારવા, નેહથી નાથનાં નામ ગાજો.
જીવને ભોળવી જાળ તેં બાળવી, એહનાં દુઃખ તું આપ પામે,
રત્નને રાખમાં રોળિયું તેં અલ્યા, તે તણાં પાપ તે ક્યાં વિરામે.
મુક્તિના પંથ જો ઝાલવા હોય તો, હરિ વિના રાગ બીજા તજો રે,
સ્વામના શરણમાં જઈ રહો સુખથી, અચળ વિશ્વાસથી એ ભજો રે.



## સૂર ઉગ્યા સાંઝે

સર્વના સૂર્ય સ્હવારમાં ઊગતા, અમ ઉરે સૂર ઊગ્યા જ સાંઝે
આયુના દિન અંધારમાં વહી ગયા, ઉગતાં તેજ આ આંખ આંજે ૧
સ્થાવરે જંગમે જ્યોતિ એ ઝળહળે, નામ ને રૂપના રંગ ભેદી,
હું નહીં તું નહીં તે નહીં ત્રિકમાં, છેક છાયા તણી છાપ છેદી. ૨
મસ્તકે દિનમણિ આજ મધ્યાહ્નના, કાયની છાંય કાયે સમી રે,
તત્ત્વના તેજથી ત્રિગુણ તૂટી ગયા, સાત માયા ભલે ત્યાં રમી રે. ૩
પૂર્ણ પ્રકાશમાં જીવ જળી ગયા, જઈ ભળ્યા જ્યોત્યમાં જ્યોત્ય રૂપે,
અખિલ આધેર અંધારને ભેદિયા, એક આધાર દીઠા અરૂપે ૪
વ્યક્તની વાસના વહી ગઈ વાયુમાં, એય વળગી વળી આપમાં રે,
શરીરની શીત શમી ગઈ સામળા, સુખ જેનાં નાવે માપમાંપ રે. ૫



## ચોકીઓ ચાર મોટી

રાજના રાજ તો હદમાં રાજતા, તોય ત્યાં ચોકીઓ ચાર મ્હોટી,
શરણના જીવને ચરણમાં આવવું, ક્યાં લગી નાથ એ થાય ખોટી. ૧
મનને ભક્તિનાં ભોજનો આપતાં, બળ વધ્યાં બુદ્ધિનાં ભૂખ ભાગે,
ચરણના સ્નેહથી ચિત્ત ચેતી ગયાં, ઝગહળી જ્યોત્ય એ જીવ જાગે. ૨
એક અહંકાર આડો ફરે આગણે, સદન સ્વામી તણાં રોધિયાં રે,
આપ આજ્ઞા વિના એ ન આઘો ખસે, સાધનો ના જડે શોધિયાં રે. ૩
કર્મ બાંધ્યા જીવો કરગરે એહને, સહુ સ્નેહી તણા સાંભળ્યા રે,
ઈશ ઈશારતે એય આઘો ગયો, પદ મહી પ્રેમીયો જઈ મળ્યા રે. ૪
સ્નેહથી શ્યામ તેં સાથમાં સ્થાપિયા, ઉર આનંદ એ શું વખાણું,
ભક્તિએ ભીંજતા રંકને રીઝતા, આજ મેં અનુભવ્યું એ ઉખાણું. ૫



## શ્રવણ

સ્યામ, સંસારીઓ સાંભળે શ્રવણમાં, વાંચતા કંઈક ગ્રંથોમહીં એ,
જીવ તે બ્રહ્મ ને દેહથી છે જુદો, અમર અસગ આધી નહીં રે. ૧
આત્મ વ્યાખ્યા સહુ સમજમાં ઉતરી, શ્લોક મુખે રહ્યા જ્ઞાનના રે,
મન જાણે મહા મુક્ત હું થઈ ગયું, દંભ આવ્યા એનાં ભાન ના રે. ૨
રાગને દ્વેષ એ ધર્મ છે મન તણા, દોષ એ ના અડે આત્મને રે,
મન ભલે મ્હાલતું હોય મોહે મહા, એ સહુ સંગ અનાત્મને રે. ૩
જ્ઞાન આવ્યાં ઉરે એટલાં જીવને, તોય અભ્યાસ અજ્ઞાનના રે,
પળ પળે રાગ ને દ્વેષ તો પાંગરે, ક્રોધ રાખે જરા ભાન ના રે. ૪
આપથી તુચ્છ એ જગત આ જાણતો જાણતો, કોઈના તોલ મારે,
કર્મના ભોગ તો જ્ઞાની ભોગે નહીં, માનતાં બ્હીક ના રહી લગા રે. ૫
જ્ઞાનીના આ બધા ધર્મ જે ધારિયા, એ હરિ શું ન કબૂલતા રે,
શાન્તિ તો ઉર આવી નહીં એહને, શું એ તે જ્ઞાનીઓ ભૂલતા રે. ૬
જ્ઞાન આવ્યું અહંકાર પચવે નહીં જીવના દોષ જાતો ન મૂકે
શુષ્ક વેદાન્તિ એ સર્વને ડારતા, ચતુર તો એહ વાતે ન ચૂકે. ૭
આ બધા ગુણ જો હોય જ્ઞાનીતણા, તો નથી જ્ઞાનનાં કામ મારે,
એ થકી અજ્ઞ સારા સહુ વાતથી, જે કદી જાય ના નિયમ બહારે. ૮
હે હરિ અટપટી આ લીલા આપની, અજ્ઞ જાણી મને પાર લેજે,
જ્ઞાનીને ઘટપટે ઘોર વિડમ્બના, હોય તો અજ્ઞ જાણીગ્રહેજે. ૯
આ સહુ દોષ અચૂક અજ્ઞાનના, જ્ઞાનીના ધર્મ એથી અનોખા,
શુષ્ક વેદાન્તથી વ્યાસ વહાવવા, રહેલ જાણી રખે ભાવ ધોખા. ૧૦
જીવને જીવ છો છેતરે જગતમાં, જ્ઞાની ને મન સૌ આપ રૂપે,
આત્મ રૂપે સહુ, અન્ય એને નહીં, દ્વંદ્વમાં દેવ દેખે અરૂપે. ૧૧
અંતરે આત્મમાં લક્ષ એના રહે, લક્ષણો એ રહેતાં ન ઢાંક્યાં,
આંધળો ઓળખી કાઢશે એહને, વૃક્ષ રહેશે નહીં બીજ પાકયાં. ૧૨
શાન્ત આપે થયો શાન્તિ એ આપશે, વિષમ ભાવો નહીં નામ એને,
અજ્ઞ પણ સત્ય અસત્યને પારખે, એટલી શક્તિ તો હોય એને. ૧૩

ગાગરે સુડયને ગાંધી યવાય તો, પરમ પુરુષાર્થ એ કોણ કહેશે,
વિશ્વમાં વિરલ જ્ઞાની ઘણા દોહલા, ઇશના ઓચર્યાં અચળ રહેશે. ૧૪



## ભકિતના ભેદ

ભક્તિના ભેદ ભગવાન હું ના લહું, જેહ ભાવે ભજે આપ ભીંજે
આજ અજ્ઞાનનાં આવરણો ઉર મહીં, તો ટળે રાજ જો આપ રીઝે. ૧
સામગ્રા સાધનો સ્મરણનાં એક છે, એય ઓછે વધુ ભાવે થાતાં
સ્વપ્ન સંસાર એ સત્ય જાગ્યા પછી, તોય ભણકારથી એ ન જાતાં. ૨
અંતરે આપની છાપ છાપી છતાં, છેતરે વાસના વ્યંગમાં રે,
એહનાં સંગમાં અગમાં આપને, ઓળખું ના ખરા રંગમાં રે. ૩
પદ વિષે પ્રેમ જો પ્રભુ તમે સ્થાપિયા, તો પરાપારના ભેદ આપો,
બ્રહ્મ બ્રહ્માંડમાં ભેદ ના ભાળીએ, જીવ ને શિવના ભેદ કાપો. ૪
જડ મહીં જ્યોતિઓ જોઇયે જાદવા, એહવાં અંતરે જ્ઞાન આપો,
પૂર્ણ વિશ્વાસ છે પ્રભુ મને આપના, દાસના દ્વંદ્વનાં ભાન કાપો. ૫
રાજના રાજને રંક શું રીઝવે, બાપ જોરો નહીં બળ અમારાં,
નેહની નજરથી નિરખજો નરહરિ, નિરખજો બિરદ બ્હાનાં તમારાં. ૬
પ્રેમીને પાળવા છે પ્રતિજ્ઞા કરી, સતત એનાં મને સ્મરણ રહે છે,
અચળ વિશ્વાસ એ અંતરે રાખજો, એ મને કોક ઉરે કહે છે । ૭



## શા શા સ્વરૂપે

સૃષ્ટિમાં શ્યામ શા શા સ્વરૂપે સમ્યા, એહનાં જ્ઞાન આપો અમોને,
દેહીની દૃષ્ટિયો દશમાં દોડતી, દેખશે કો સમે એ તમોને. ૧
વ્યક્તને વીંધિને વૃત્તિ આ વિશ્વને. વિષ્ણુ રૂપે નથી કેમ જોતી,
પળપળે પાલટે પિંડ આ પ્રાણીઓ તોય અજ્ઞાન ના કેમ ખોતી. ૨
અંશ આનંદનો જડ મહીં આવીએ, એહમાં આવડા રંગ આવ્યા,
અખૂટ ભંડાર એ આપ કેવા હશે, એહ વિચાર શેં અંગ નાખ્યા. ૩

લેશ આનંદથી પૂર્ણ માને નહીં, અધીર આનંદના ઓઘ ખોળે,
ખોળવા નિકળ્યો ઘર મૂકી બ્હાર એ, ત્યાં વૃથા વિષય બેહાજ રોળે. ૪
વૈરીઓ ઘટ મહીં આવરણે આવરી, જ્યોત જોયા વિના કેમ જંપે,
વૈરીના વાસમાં તપી રહ્યો ત્રાસમાં, પરવશે પ્રાણના કેમ કંપે. ૫
વિપરીત વૃત્તિઓ ના કરી એહની, સત્વની શોધ માંડીજ એણે,
વિષયને ઇન્દ્રિયો દેહ આદિ સહુ, જુદાંની કરી પ્રીત શેણે! ૬
એહ વિવેક અંતર મહીં આવીઓ, ત્યાં સહુ જાળ મેળેજ છૂટી,
નિત્ય અનિત્યના જ્ઞાનને પામતાં, મોહ મમત્વની પાળ ટૂટી. ૭
એક આત્મા વિના અવર આરોપિયાં, ત્યાં વળી જૂઠમાં સત્ય દીઠાં,
ઘટપટે એજ આધાર આપી રમે, ઓળખ્યે એ થયાં સર્વ મીઠાં. ૮
વિશ્વમાં વિરતર્યાં વિલસવા વ્હાલથી, અવનવે રૂપ આપે જ એ રે,
વેષ વિવર્તના વૃત્તિએ ઓળખ્યા, બ્રહ્મ વિણ ભાળતી ના હવેએ. ૯
ભાળપું ટાળવું એય છે ભેદમાં, આત્મ તત્ત્વે નથી એ ઉપાધિ,
તદપિ હું આજ તો તુજને વિનવું, બાકીની, બાપ, તું હાય વિધિ. ૧૦



## પિંડના મોહ

હે પ્રભુ પાપ સંતાપ પમાડતા, પિંડના મોહ મૂકાવજો રે,
વૃત્તિનાં વ્હેણ વિષય ભણી વહી રહ્યાં, તે તમે સ્વામ સુકાવજો રે. ૧
વિશ્વની વાસના જીવને ઓળવે, આપ અસંગ જેવા રહો રે,
એમ માયા મહીં મન મારાં રહે, એહ ઉપાય આજે કહો રે. ૨
ખલકમાં આવીને ખેલી લીધાં હવે, બે ઘડી દિન બાકી રહ્યા છે,
અંતરે આપ ક્યાં એ નથી જાણતા, જે હવે જીવ થાકી ગયા છે. ૩
મમત મોહે કરી મન મ્હાલ્યાં ઘણું, જ્યાં ગયાં ત્યાં મળ્યું દુઃખ એને,
અંતરે આંખ માંડી નહીં એમણે આત્મ અજ્ઞાનથી સુખ કેને! ૪
નામ ને રૂપમાં નજર અટકી રહી, જે નર્યાં જુદાં જગત આખે,
એ મહીં બ્રહ્મ એ ભાળતાં જો શીખે, તો ખરા સુખના સ્વાદ ચાખે. ૫

એ ગતિ આગવી આપની એહને, આપ વિના કહો કોણ આપે,
ઈંદ્રજાળો સહુ આવરી એ કળા, આપવી હાથ તું કાં ન આપે! ૬
જે જીવો રમતમાં રંગ માણી રહ્યા, એહની છો ઉપેક્ષા કરો રે,
તદપિ જે આપને આંગણે આવીઆ, એહને આત્મ ભાને ભરો રે. ૭
અધિક કરવું નથી ઓળખો આપવી, બાપ બ્હીશો નહીં આપ થાશે,
આપ થાશે કદી તો પ શી આપદા, સિન્ધુમાં બિન્દુ શું ના સમાશે! ૮



## જીવનો ઉદય

સૃષ્ટિમાં સૂર્યના ઉદય દિન દિન થતા, પણ નહીં ઉદય એ જીવના રે,
જીવ જાગ્યા નહીં સ્વપ્ન સંસારથી, ત્યાં લગી દિન એ નીંદના રે.
મોહની રાત્રિયો લાંબીમાં સૂઈ રહ્યા, શૈં હજી જીવ જાગ્યો નહી રે,
સ્વપ્ન કે સત્ય એ જાગતાં જાણશો, ઉદય એ સત્ય ત્યારે સહી રે.
વિષયના આહાર ઝાઝા કરી પોઢિયા, ઊંઘ અંધાર આવી ગઈ રે,
સ્વપ્નમાં રાચીઆ સુખદુઃખે નાચિયા, શુદ્ધ જાગ્યા તણી ના રહી રે.
વિષયના આહારનાં વિષ જો થઈ જશે, તો પછી કાર કોના ન લાગે,
સ્વપ્નથી જાગજે સુષુપ્તિએ ના પડયે, સંત શાસ્ત્રો તણા શ્રમ ભાગે.
શાસ્ત્ર સંતો તને જાગવા કહે સદા, તોય આ સ્વપ્ન શું ના જ છૂટે,
કે પછી મૃત્યુની નીંદ આવી ગઈ, તોડતાં જે કદી ના જ તૂટે.
જ્ઞાની સ્નેહી રૂવે કામ અધુરાં જુવે, જાગજે ચેતવ્યો એમનો રે,
ઉદય સાચા હશે એ જ તારે પછી, પાડ માનીશ તું તેમનો રે.



## શરણમાં રંકને રાખજો

સામળા ચરણમાં રંકને રાખજો, સતત રાખોત્રળી આ સમાધિ,
સ્મરણના સ્નેહીનો ઊર્મિ એ આપમાં, અવરમાં લાગતી રે ઉપાધિ. ૧

પ્રાણુનાં પીંજરાં જ્યાં લગી પાસ છે, ત્યાં લગી લિત માયા તણી રે,
તત્ત્વ જોતાં નહીં તું વિના અન્ય કો, મ્હાંય માયા ભલે હો વણી રે. ૨
અણુઅણુ આપ અભ્યંતરે ઓપતા, ખંડ જેના કદી ન થતા રે,
ચરણના પ્રેમીને ચક્ષુએ આપતા, ભેદમાં એ કદી ના જતા રે. ૩
બાપ એ બળ સહુ આપનાં આગવાં, દ્વૈત ભાવી અમે આમ જોતાં,
દ્વંદ્વમાંહે સદાનંદ રૂપે રહ્યા, એહ જોતાં અમે આપ ખોતાં. ૪
ક્ષણુ મહીં ખેલતા આપ માયા રૂપે, ક્ષણુ મહીં ખેલતા આત્મ રૂપે,
સોની સોનું જુવે ઘાટ ગ્રાહક જુવે, આપ એ એક રૂપે અરૂપે. ૫
ભક્ત પ્રહ્લાદમાં બ્રહ્મ વિણુ ના જુવે, ભેદ રૂપે વળી એ ભજે રે,
સકળ સંસારમાં અકળ આપે રમ્યા, દ્વંદ્વ દેખે નહીં એ રજે રે, ૬



## નાથને ત્યાં બધી નોંધ

ગર્વિનાં જ્ઞાન ને કીર્તિનાં દાનની, નાથને ત્યાં બધી નોંધ રહેતી,
કેટલું તત્ત્વ ને કેટલું તૂત એ, સાક્ષીની આંખ સર્વે જ લહેતી. ૧
મન માને મહા મુક્ત હું થઈ ગયું, એ જ અજ્ઞાનની છે નિશાની,
કેટલી કામના કયા ભરી ભીતરે, એહ તું સ્વપ્નથી લે પિછાની. ૨
જાગ્રતે ઉર ઉપરામને અનુભવે, ઊઘતાં અવનવી ઑર લીલા,
શ્યામ સંસારથી કયમ કરી છૂટશું, સુક્ષ્મ ને કારણે ખૂબ ખીલા. ૩
હે હરિ આ બધી અટપટી આંટીઓ, ત્રિગુણના તારથી જે વણાણી.
કારમી એ કળા કર્મની ઉદ્ભવી, સ્મરણુ વિણુ કોઈથી ના સમાણી, ૪
માનવી મન એ અંશ છે આપના, પાર એના કદી ના પમાશે,
સર્વ ભાવે જતાં શ્યામના શરણુમાં, ઈશમાં અંશ સ્નેહે સમાશે. ૫



## જાગ્યને જીવ તું

જાગ્યને જીવ તું જ્યોતિને ન્યાળવા, ઊંઘમાં સ્વપ્ન જોયાં ઘણાં રે,
જાગતાં સર્વ એ જાણજે જૂઠાં, મનન કરતો રખે તે તણાં રે. ૧

આમ સંસારમાં ઉદય ને અસ્તથી, આવરે આત્મ એ ના બને રે,
ધ્યાનના સુર તું ઘટમહીં રાખજે, આથમે જે નહીં એ તને રે. ૨
દેહની અંજલિ દિનમણિ માગશે, આપજે અંગ ઉમંગ રાખી,
પુણ્ય ને પાપના પ્રશ્ન એ પૂછશે, ઉત્તરો આપજે ભૂલ ભાખી. ૩
પ્રેમનાં પુષ્પ ને પત્ર ધરતાં વળી, પૂર્ણ ભાવે પગે લાગજે તું,
રોષ રવિરાજ રાખે નહીં રંક શું દીન ભાવે દયા માગજે તુ. ૪
ઉર ઉપહારથી યજન આદિત્યનાં, સતત કરજે રહી શરણમાં તું,
સ્નેહ સંસારના છોડી સંસારમાં, જીવને નાંખજે ચરણમાં તું. ૫
જ્યોતમાં જ્યોત એ ભળી જશે ભાવથી, રોષ શંકા રખે રાખતો તું
તેજ તું તેજ તે તત્ત્વ એ તારવી, દ્વંદ્વ દોષો રખે દાખતો તુ ! ૬



## સંતો તણા સંગમાં

સુજ્ઞ સંતો તણા સંગ માંહિ મુદા, અજ્ઞ આનંદ માને અનિત્યે,
સંતના સ્નેહ શ્રીશ્યામના સ્મરણમાં, ચરણમાં ચિત્ત છે એ જ રીતે ૧
જેવી સંસારીની ભક્તિ ભગવાનની, એવી સંસારમાં ભક્ત–પ્રીતિ,
અંગ આનંદ આવે ન અનિત્યથી, ભોગની રાખતા એ જ ભીતિ. ૨
સંચિતો વેષ વિધવિધ કંઈ લાવતાં, ભોગવે શાન્તિ એ રાખી અંગે,
અંતરે એ ઊંડા ઉતરે નહીં કદા, આત્મ અસંગ જોતા ઉમંગે. ૩
સ્વાદુ અમૃત મળ્યાં આત્મ આનંદના, ભોગનાં સુખ ફીકાં થયાં રે.
ચિત્ત ચોટે નહીં ચળ વિષે એહનાં, અમરમાં એક જે થઈ ગયાં રે. ૪



પ્રાણનાં પીંજરાં જ્યાં લગી પાસ છે. ત્યાં લગી ભિત માયા તણી રે,
તત્ત્વ જોતાં નહી તુ વિના અન્ય કો, મ્હાંય માયા ભલે હો વણી રે. ૨
અણુઅણુ આપ અભ્યંતરે ઓપતા, ખંડ જેના કદી ન થતા રે,
ચરણના પ્રેમીને ચક્ષુએ આપતા, ભેદમાં એ કદી ના જતા રે. ૩
બાપ એ બળ સહુ આપનાં આગવાં, દ્વૈત ભાવી અમે આમ જોતાં,
દ્વંદ્વમાંહે સદાનંદ રૂપે રહ્યા, એહ જોતાં અમે આપ ખોતાં. ૪
ક્ષણ મહીં ખેલતા આપ માયા રૂપે, ક્ષણ મહીં ખેલતા આત્મ રૂપે,
સોની સોનું જુવે ઘાટ ગ્રાહક જુવે, આપ એ એક રૂપે અરૂપે. ૫
ભક્ત બ્રહ્માંડમાં બ્રહ્મ વિણુ ના જુવે, ભેદ રૂપે વળી એ ભજે રે,
સકળ સંસારમાં અકળ આપે રમ્યા, દ્વંદ્વ દેખે નહીં એ રજે રે, ૬



## નાથને ત્યાં બધી નોંધ

ગર્વિના જ્ઞાન ને કીર્તિનાં દાનની, નાથને ત્યાં બધી નોંધ રહેતી,
કેટલું તત્ત્વ ને કેટલું તૂત એ, સાક્ષીની આંખ સર્વે જ લહેતી. ૧
મન માને મહા મુક્ત હું થઈ ગયું, એ જ અજ્ઞાનની છે નિશાની,
કેટલી કામના કર્યા ભરી ભીતરે, એહ તું સ્વપ્નથી લે પિછાની. ૨
જાગ્રતે ઉર ઉપરામને અનુભવે, ઊંઘતાં અવનવી ઓર લીલા,
શ્યામ સંસારથી કયમ કરી છૂટશું, સૂક્ષ્મ ને કારણે ખૂબ ખીલા. ૩
હે હરિ આ બધા અટપટી આંટીઓ, ત્રિગુણના તારથી જે વણાણી.
કારમી એ કળા કર્મની ઉદ્ભવી, સ્મરણ વિણ કોઈથી ના સમાણી, ૪
માનવી મન એ અંશ છે આપના, પાર એના કદી ના પમાશે,
સર્વ ભાવે જતાં શ્યામના શરણમાં, ઇશમાં અંશ સ્નેહે સમાશે. ૫



## જાગ્યને જીવ તું

જાગ્યને જીવ તું જ્યોતિને ન્યાળવા, ઊંઘમાં સ્વપ્ન જોયાં ઘણાં રે,
જાગતાં સર્વ એ જાણજે જૂઠડાં, મનન કરતો રખે તે તણાં રે

ઝાંઝવા જળને ઝીલવાં, એ તો અજ્ઞાન સાવ,
નીર પીવાં અમૃત નામનાં, જેથી અમર થાવ. ૫
ટળી જાય મોહ માયા તણા, મળી જાય મોરાર,
ઠેરવી એમાં આત્મા, ભજવા ભવતાર. ૬
ડગલે પગલે પ્રભુ પાસ છે, જાય ઉર અંધાર,
ઢાંકયા જ્યોતિને ઉઘાડીએ, કરવા ઝળ ઝગકાર. ૭
ઋણાનુબંધે જે જે ભોગવે, એ તો જોવા રે માત્ર,
તત્વ કહાડી લીધાં તર્કનાં, ભલે ભર્યું રહે પાત્ર. ૮
થાકયા સાધન સાધી સાધીને, કરી કરીને રે કષ્ટ,
દેહે દીઠા વિના દેવતા, નાથ નવ આવે દ્રષ્ટ. ૯
ધર્મ જાણ્યા જેણે દેહના, વર્તે વિષયો આધીન,
નથી રે સગો એને એહના, નથી થાવાં રે દીન. ૧૦
પરિછિન્ન પૂર્ણ જ પેખતાં, પૂણ્ય પાપ ન આપ,
ફરીને સંસારે ન આવવાં, ટળ્યા ત્રિવિધ તાપ. ૧૧
બીજે દેહે તો એ ના બને, આજે કરવા ઉપાય,
ભક્તિ એ ભગવત બીંજવી, રહેવું શરણુ સદાય. ૧૨
માધવ મળ્યે માયા નહી દમે, એને સ્વાધીન સાર,
યમ નિયમ કરવા નહીં પડે, તારે નંદ કુમાર. ૧૩
રમાપતિ રીઝે રહેમથી, પૂરો પ્રગટે જો પ્રેમ,
લક્ષે લક્ષ્મીપતિ જો રહે તો એ જુરે ન નેમ. ૧૪
વિશ્વપતિ વશ પ્રેમને, નવ જોતારે દોષ,
શંકા શેની તલ ભારની, એ તો લખીયુ છે કોષ. ૧૫

## સ્વર—માળા

અવિનાશ શરણે રાખવા, સમર્થ એક જ આપ છો,
આ સ્નેહ સાંકળ બાંધવા, અમ યોગ્ય આપ જ બાપ છો. ૧
ઇંદ્રિયો આદિ દેહ સાથે, જગત પણ જૂઠું સહી,
ઈશ આપ વિણ અવલોકતાં, કંઈ સત્ય બીજું છે નહીં. ૨
ઉર ભાર સર્વે ભાસતા, એક તમ વિના ત્રિભુવનપતિ,
ઊભરા સર્વ શમી જતાં, છો માવ માયા જદુપતિ. ૩
એક સાર સૌમાં શ્યામ છો, જોતાં બીજું જડતુ નથી,
ઐક્યે જ આ અવલોકતાં, નજરે અવર પડતુ નથી. ૪
ઓસારવા અજ્ઞાનને તમ શરણ વિણ સાધન નથી,
ઔષધ તમારા નામનાં ભવરોગીને જોતાં મથી. ૫
અંતર બહાર બધે વસો, પણ પ્રેમ વિણ જડતા નથી,
પ્રણુ પ્રેમીને સંસારના અનુબંધ કો નડતા નથી. ૬
હરિ શરણ રાખો સર્વદા, તમ ચરણમાં પ્રીતિ રહો,
અશરણ શરણે રાખીને, અવિનાશ બિરદોને વહો. ૭



## કકડો

કમલ નયન કરુણા કરે, ત્યારે પ્રગટે રે પ્રેમ, ૧
ખોલી નાંખે ઉર આગળા, કારીગર સાચા જેમ. ૧
ગુરૂ વચને વિશ્વાસ જે, એ તો પૂર્વનાં પુણ્ય,
ઘટ ઘટ દેખાડે આતમા, કશી નવ રહે ન્યૂન. ૨
અડગ ઉતારા જીવના, વણજાણ્યા હિસાબ,
ચેતન રહેવું જાગતાં, દેવા જમને જવાબ. ૩
છેતરતી માયા છોડીને, જોવા જગના આધાર,
જગત જીવનને જાણતાં, અધ્યારોપે સંસાર. ૪

## સ્વર-માળા

અવિનાશ શરણે રાખવા, સમર્થ એક જ આપ છો,
આ સ્નેહ સાંકળ બાંધવા, અસ યોગ્ય આપ જ બાપ છો. ૧
ઇંદ્રિયો આદિ દેહ સાથે, જગત પણ જૂઠું સહી,
ઈશ આપ વિણુ અવલોકતાં, કંઈ સત્ય બીજું છે નહીં. ૨
ઉર ભાર સર્વે ભાસતા, એક તમ વિના ત્રિભુવનપતિ,
ઊભરા સર્વ શમી જતાં, છો માવ માયા જદુપતિ. ૩
એક સાર સૌમાં શ્યામ છો, જોતાં બીજું જડતું નથી,
ઐક્યે જ આ અવલોકતાં, નજરે અવર પડતું નથી. ૪
ઓસારવા અજ્ઞાનને તમ શરણ વિણુ સાધન નથી,
ઔષધ તમારા નામનાં ભવરોગીને જોતાં મથી. ૫
અંતર બહાર બધે વસો, પણ પ્રેમ વિણ જડતા નથી,
પ્રભુ પ્રેમીને સંસારના અનુબંધ કો નડતા નથી. ૬
હરિ શરણુ રાખો સર્વદા, તમ ચરણુમાં પ્રીતિ રહો,
અશરણુ શરણે રાખીને, અવિનાશ બિરદોને વહો. ૭



## કકકો

કમલ નયન કરુણા કરે, ત્યારે પ્રગટે રે પ્રેમ, ૧
ખોલી નાંખે ઉર આગળા, કારીગર સાચા જેમ. ૧
ગુરૂ વચને વિશ્વાસ જે, એ તો પૂર્વનાં પૂણ્ય,
ઘટ ઘટ દેખાડે આતમા, કશી નવ રહે ન્યૂન. ૨
અડગ ઉતારા જીવના, વણુજાણ્યા હિસાબ,
ચેતન રહેવું જાગતાં, દેવા જમને જવાબ. ૩
છેતરતી માયા છોડીને, જોવા જગના આધાર,
જગત જીવનને જાણતાં, અધ્યારોપે સંસાર. ૪

ઝાંઝવા જળને ઝીલવાં, એ તો અજ્ઞાન સાવ,
નીર પીવાં અમૃત નામનાં, જેથી અમર થાવ. ૫
ટળી જાય મોહ માયા તણા, મળી જાય મોરાર,
ઠેરવી એમાં આત્મા, ભજવા ભવતાર. ૬
ડગલે પગલે પ્રભુ પાસ છે, જાય ઉર અંધાર,
ઢાંક્યા જ્યોતિને ઉઘાડીએ, કરવા ઝળ ઝગકાર. ૭
ૠણાનુબંધે જે જે ભોગવે, એ તો જોવા રે માત્ર,
તત્વ કહાડી લીધાં તર્કનાં, ભલે ભર્યું રહે પાત્ર. ૮
થાક્યા સાધન સાધી સાધીને, કરી કરીને રે કષ્ટ,
દેહે દીઠા વિના દેવતા, નાથ નવ આવે દ્રષ્ટ. ૯
ધર્મ જાણ્યા જેણે દેહના, વર્તે વિષયો આધીન,
નથી રે સગો એને એહના, નથી થાવાં રે દીન. ૧૦
પરિછિન્ન પૂર્ણ જ પેખતાં, પૂણ્વ પાપ ન આપ,
ફરીને સંસારે ન આવવાં, ટળ્યા ત્રિવિધ તાપ. ૧૧
બીજે દેહે તો એ ના બને, આજે કરવા ઉપાય,
ભક્તિ એ ભગવત બીંજવી, રહેવું શરણુ સદાય. ૧૨
માધવ મળ્યે માયા નહીં દમે, એને સ્વાધીન સાર,
યમ નિયમ કરવા નહીં પડે, તારે નંદ કુમાર. ૧૩
રમાપતિ રીઝે રહેમથી, પૂરો પ્રગટે જો પ્રેમ,
લક્ષે લક્ષ્મીપતિ જો રહે તો એ જુવે ન નેમ. ૧૪
વિશ્વપતિ વશ પ્રેમને, નવ જોતારે દોષ,
શંકા શેની તલ ભારની, એ તો લખીયું છે કોષ. ૧૫
ષડાનન શેષ ઉપાસતા, જેના મહિમા અમાપ,
સદ્ ચિદ્ આનંદ સાર એ, જોવા અંતર આપ. ૧૬
હુકમ વિના તો હજુરના, આપ બળ ન પમાય,
ક્ષેત્ર વાવો વણુપાણીએ, કણુ ક્યાંથી લણાય. ૧૭
જ્ઞાન આપે ગોવીંદ એ, એક અનન્ય ભાવ,
ચરણુ શરણુ એને થઈ જવું, લેવા અમુલો એ લાવ. ૧૮



## ક ક્કો

કરો કૃપા કરૂણા સાગરા, ખોલી અમારાં અંતરો,
ગુરૂ જ્ઞાન કંઈ મુજને નથી, ઘટમાં પડ્યા જ પટંતરો. ૧
ઘગે ઉમંગો આજ છે, ચિત ચેતી તમને ચિંતવે,
છે ભરોસો આમ અંતરે જો જગજીવન મન ભીંજવે. ૨
ઝાઝું નહીં કહેવુ પડે, ટેકથી હું તમને ભજું,
ઠાકોર વિનતિ સાંભળો, ડગડગું દિલ મારૂં તજું. ૩
ઢાંકજો અવગુણ માહરા, રણછોડ રણ છોડાવજો,
તમ આદ્ય મારે અંતરે, થઈ સહાય મન જોડાવજો. ૪
દયા તમારે દિલ ભરી, ધ્યાનો વિના યે મન વસો,
નવ સાધનો જોતા તમે, પરિબ્રહ્મ પ્રેમેથી ધસો. ૫
ફેરા ન ફોગટ જાય આ, બેભાન પ્રભુ હું ના રહું,
ભવ-ભય પ્રભુ આ ભાગજો, માધવ મુખે હું શું કહું. ૬
યમ નિયમને જાણું નહીં, રહું એક તારે આશરે,
લક્ષ્મીપતિ વ્હારે ચડી, વ્હેલાજ તોડો પાશરે. ૭
શરમાવશો ના શ્યામ હું ષટકર્મને જાણું નહીં,
સાધન સહુ મેં જાણીઆં હરિ, તમારાં શરણાં મહીં. ૮
ક્ષમાના સાગર લહી મેં, જ્ઞાનને શોધ્યાં નથી,
અશરણ શરણે રાખજો, છો જાણ વધુ શું કહું કથી. ૯



## બાર માસ

કાર્તિકે પ્રભુ તુલસીને વર્યા, પૂર્ણ પ્રેમથી ચૅારીએ ફર્યા. ૧
માગશરે હરિ નિજરૂપે રહ્યા, ભારતે કહી પાર્થને કથા ૨
પોષ માસમાં ઉત્તરાયણે, પૂણ્ય તો થતાં ધર્મિ બારણે. ૩
માઘ માસમાં શિવરાત્રિયે, પશુ પતિ રીઝે પુષ્પ પાત્રિયે. ૪
ફાગણે હરિ રંગ રોળતા, નિગમ જેમને નિત્ય ખોળતા. ૫

ચૈતરે તમે જન્મ જે ધર્યા, તે પ્રભુ રહો મુજ મને ભર્યા. ૬
વૈશાખ માસમાં કૂર્મને વળી, નરહરિ થઈ મારીયો બળી. ૭
જેષ્ટ માસમાં સાવિત્રીનાં વ્રતો, જે થકી થતા જીતવા મૃતો ૮
અસાડ માસથી પોઢીયા પ્રભુ, ક્ષીર સાગરે જઈ સુતા વિભુ. ૯
શ્રાવણે સદા શિવપૂજા થતી, વળી કૃષ્ણ જન્મના ઉત્સવો અતિ ૧૦
ભાદ્રમાં રૂપો બટુક ધારિયાં, પિતૃનાં સુતે શ્રાદ્ધ સારિયાં ૧૧
આશ્વિને ઘણાં મહાત્મ્ય માતનાં, દેવીઓ રમે નિત્ય રાતનાં ૧૨
પુરૂષોત્તમે પ્રભુ પૂર્ણ છે રહ્યા, કોઈક વીરલે મર્મ એ લહ્યા ૧૩
એ માસ પક્ષનો સાક્ષી જે સદા, મુજ ઉરે રહો વ્યાપ્ત સર્વદા. ૧૪

## પુરૂષોત્તમનાં આરાધન

અવિનાશી આરાધન કરવાં આપનાં, માયાવી મન એથી સાવ અજાણ જો
સાધન વિણ સંતોષ પ્રભુ થાતા નથી, અર્ચન પૂજન વિણ ક્યાંથી કલ્યાણ જો
પુરૂષોત્તમને પ્રસન્ન કરવા પ્રેમથી, કરે સુભાગી કંઈ ઊંચાં અનુષ્ઠાન જો,
અમથી એકે સાધન વિધિવતના બને, એહ અજંપા ભાગોને ભગવાન જો.
સૌમાંથી મન શાને આમ શમી ગયાં, મેં તો તમને માન્યા પૂરણ કામ જો,
લાજું એવા લટકા દેખે લોકડાં, નિજનાંની નવ હાંસી હોયે આમ જો.
સંત માને ભક્તિ પણ પ્હેલા પાઠ છે, અમને ગણશો શેના સમ ગોપાળ જો,
દાસ તણી પદ રજ મુજને દેખાડજો, ઉતારજો અલબેલા મારાં આળ જો.
જેજે મેં ઝંખ્યા એ જીવન આપીઆં, અધુરી એકે રાખી નથી હરિ આશ જો
ઈચ્છાઓ સૌ સમવી મેં તો આપમાં, આપ મુકી ક્યમ એને દઉં અવકાશ જો
માયા વ્હાલી દેખું મોહન આપને, માટે મારાં મન અટવાતાં આમ જો,
તમને પ્રિય એ અમને પ્રિય ક્યમ ના બને નિરદો બાકી હોય તે સેજે સાભ જો.
આશ્ચર્યો અલબેલા કંઈ ધરશો નહીં માનવ તો એ માયા માનાં બાળ જો,
બાળુડો જીવ નિર્ભય એના અંકમાં, એ માની સૌ મીઠી માને ગાળ જો.
જે ગાળે કંઈ કંઈ હિતો દેયે ભર્યાં, જે નવ જાણે જીવ નાનેરૂં બાળ જો
પણ મા ચાહે અખંડ જીવ કલ્યાણને, અંતે આપે સત્ય સ્વરૂપની ભાળ જો.

એ પુરૂષોત્તમતાત અને મા રાધિકા, સદૈવ મારા અંતર મ્હાંય પૂજાય જો,
અર્ચનના ઉપહારો એના સ્મરણમાં, પૂરણ આને પ્રભુ મન શેં મુઝાય જો.

## પ્રેમ થકી જ પ્રસન્ન

મહોદય પર્વ મધુરું હતું, સૌ કોઈ નદિયે ન્હાવા જતું,
મુજથી ન થયાં સરિતે સ્નાન, જેથી ક્ષોભ થયો જ નિદાન. ૧
ત્યાં સાંભરીઆં સંત વચન, પ્રભુ તો પ્રેમ થકી જ પ્રસન્ન,
સતત સ્મૃતિએ રહેજો સ્વામ, તો તો મન થાયે નિષ્કામ. ૨
અવર ઉપાયો બીજા બહુ, સ્મરણ થકી એ હેઠા સહુ,
માટે સમરૂ મન મોરાર, જે ઉતારે ભવ જળ પાર. ૩
વિશ્વ સમસ્ત હરિને હસ્ત, એની નહીં એવી ન કો વસ્ત,
તો ય પ્રભુ અંજલિઓ ગ્રહે, પૂર્ણ છતાં એ ભાવો વહે. ૪
અનન્ય પ્રેમે જેવા રીઝે તેમ ન રીઝે સાધન બીજે,
દીન થઈ જે શરણે રહે, એને પ્રભુ પોતાના લહે, ૫
હરિ હર બ્રહ્મા ભાવે ભજું. સકળ સામગ્રિ સ્નેહે સજું,
ત્રિગુણ-મૂર્તિ એ એક સ્વરૂપ, સર્જે પાળે સંહારે ભૂપ. ૬
વ્યક્ત થતા વિભુ સૃષ્ટિ કાજ, જેથી સમરે સંત સમાજ,
અણુ ત્રસરેણુ ત્રિગુણાતીત, વ્યાપ્ત છતાં છે વર્ણ રહિત. ૭
એ નાથ નિમેષે વિશ્વો ઘડે, પાલન કાજે મ્હારે ચડે,
શક્તિ થઈ સદ્ વિદ્યા સૂજે, મા મહેનત નવ આપે રજે. ૮
અકળ શક્તિ એ માયા તુણી, જડવત્ જીવ જુવે જગ ભણી,
મા પાસે જીવ બાળક રહ્યો, તાત તને ના ખેદ જ થયો. ૯
અન્ન જાણી આપ્યા આનંદ, માટે જીવ નવ માને ફંદ,
દીનબંધુ તુ દિલમાં રહે, ઉર સંદેશા આપે કહે. ૧૦
સરજ્યાની રાખે સંભાળ, બાપ લહી નાનેરૂં બાળ,
નિર્ભય જીવ જગ નગરે ફરે, રંક લહી તુ રક્ષા કરે. ૧૧
નહીંતર ચક્રો ચાલે કેમ, તું ન કરે જો યોગ ક્ષેમ,
બાપ તને બાળક શું લહે, વાચા વિણુ મુખે શું કહે. ૧૨

પરા તુજને પ્રભુ પ્હોંચે નહીં, જીવ માત્ર તો જેતીમહીં,
તે તો તુજને જાણે નહીં, પણ તું જાણે એ જેતીમહીં. ૧૩
વિભુને વ્યક્તિ કયમ કરી લહે, સાગર જળ કયમ ગાગર રહે.
ગિરધર તુજને જ્ઞાની રટે, કરો કૃપા એ દેખે ઘટે. ૧૪
વ્યાપ્ત છતાં વ્યવધાને રહ્યા, કરી કૃપા એ ગ્રીછી ગયા,
નિર્ગુણ છો પણ નામી થયા, એ ઉપકાર ન જાયે કહ્યા. ૧૫
ધરવા ધ્યાન સગુણે થયા, એ અમ પર શું ઓછી દયા!
પળ પળ પ્રભુ તારા ઉપકાર, જોતાં જીવ ન પામે પાર. ૧૬
કૃપાસિન્ધુ કરૂણાના ભર્યા, તુંથી નિર્મળ જીવે તર્યા,
પિંડ પડયો જીવ પ્રીછે કહીં, નાથ ઉપેક્ષા કરશો નહીં. ૧૭
આપ ચરણમાં પ્રીતિ રહે, રંક સુખે એ એક જ ચહે,
લક્ષે રહો તો લીલા લહું, નહીંતર જીવ રૂપેથી વહું. ૧૮
આપ અનુગ્રહ કરતાં યાદ, નહીં જ કરો દાસોથી બાદ,
વિશ્વાસે વનમાળી અમે, જે વિશ્વાસ તમો ને ગમે. ૧૯
પ્રભુ પરોક્ષે કહેવું પડે, સાગરનાં જળ ભરિયાં ઘડે,
ઉપાધિયો જો અળગી કરૂં, તો કો કોઈથી કર્યાં છે પરૂં
એ કરવું હરિ તારે હાથ, ચરણ શરણ હું નિર્ભય નાથ. ૨૦



## સપ્તાહ શ્રવણ

ધન્ય ધન્ય પરીક્ષિતનાં ભાગ્યોને મુખથી શું ભણું રે,
ધન્ય ધન્ય એવા રે પુત્રોની જનુનિને ગણું રે. ટેક. ૧
પાંડવ વંશે પ્રગટીને ધન્ય કર્યા અવતાર,
સપ્તાહોને સાંભળી જન તાર્યાં સંસાર. ૨
જેને શુક સરિખા સદ્દગુરૂએ બોધો આપીઆ રે,
જેને રાહે ચાલી સુજ્ઞે જગ પથ કાપીઆ રે. ૩

પ્રથમ સ્કંધે પારાશરે ભાગવત તારવ્યા સાર,
સુતનુ શુકને શીખવી, સમસ્ત આપ્યા પાર. ૪
પુત્રે પાયાં અમૃત પરિક્ષીતને પ્રેમે કરી રે,
ગાતા સૂત શૌનક પૃથ્વી પર એ યશને સ્મરી રે. ૫
દ્વીતિય સ્કંધે પરીક્ષિત સુણી આ સંત ચરીત્ર,
નારદ બ્રહ્મા ભીષ્મનાં વર્ણન પૂણ્ય પવિત્ર. ૬
ચતુઃશ્લોકે કરીને મર્મ કહ્યા ગ્રંથો તણા રે,
અનશન વ્રત રાજાનાં ને યોગી ધર્મો ઘણા રે. ૭
તૃતીય સ્કંધે દાખવ્યા વિદુર ઉધ્ધવ સંવાદ,
પુરાણ પ્રશ્ન મૈત્રેયના કાળ ગતિની યાદ. ૮
પ્રકૃતિ સ્હેંટ કહી વળી પૃથ્વીના ઉધ્ધાર ને રે,
કપિલે માતાને સમજાવ્યા સાંખ્ય પ્રકાર ને રે. ૯
ચતુર્થ સ્કંધે દક્ષના યજ્ઞ ધ્વંસ પ્રસંગ,
પ્રાચિન બર્હિપૂ રાયનાં કુંજી રહ્યાં તાં અંગ. ૧૦
નારદ ઉપદેસે પુરંજનના મિષથી કરી રે,
વળી એ સ્કંધે ધ્રુવ આખ્યાને ગાયા છે હરિ રે. ૧૧
પંચમ સ્કંધે પ્રિયવ્રત કથા અને ઋષભ અવતાર,
ભરતે રહુ ગણુ રાયને કહ્યા ધર્મ વિસ્તાર. ૧૨
જડ ને ચૈતનના ધર્મો રાજાએ સાંભળ્યા રે,
ગુરુના ચરણ ગ્રહીને પછી એ જ્ઞાનોમાં ગળ્યા રે. ૧૩
ષષ્ટ સ્કંધે યમે કર્યું તત્વ તણું વર્ણન,
અજામેળ આખ્યાનને, દક્ષ વંશ કવન. ૧૪
ઇંદ્રે વૃત્રાસુરને માર્યો નારાયણ–બળે રે,
વૃત્રનાં ધર્મ બળો એ વિણુ કદીએ ના ચળે રે. ૧૫
સપ્તમ સ્કંધે કહો કથા હિરણ્યકશિપુ કુમાર,
સ્તંભ થકી છે પ્રગટીઆ નરસિંહના અવતાર. ૧૬
ભક્તે ભક્તિથી વશ વિશ્વંભરને છે કર્યાં રે,
ધન્ય ધન્ય એના એ જન્મોથી સંત કંઈ તર્યાં રે. ૧૭

અષ્ટમ સ્કંધે ગજેંદ્રને, મનવંતરની કથાય,
મંથન ક્ષીર સાગર તણું, મોહિની અસુરને વ્હાય. ૧૮
વામન રૂપ ધરી બળિરાજાને વિષ્ણુ છળે રે,
ધન્ય ધન્ય દૈત્ય કુળે દીવો એ નૃપ ને કો કળે રે. ૧૯

નવમ સ્કંધે નૃપ તણું, અભિધાનો કહેવાય,
સૂર્ય ચંદ્ર વંશો વિષે, જેના જે વ્યવસાય. ૨૦
રાઘવ રઘુવંશે જન્મ્યાને, યદુકુળ યાદવો રે,
જેને વંશે વિશ્વેશ્વરનો જન્મ વળી હવો રે. ૨૧

દશમ સ્કંધે દેવકી ઉદર રહ્યા ભગવાન,
અદ્‌ભુત કર્મો છે કર્યાં દેવો ગાતા ગાન. ૨૨
જેણે ઉત્તરાના ઉદરમાં, ભક્તને રક્ષીઓ રે,
હું છું ભક્તોને વશ એ સિદ્ધાંત જ ભાખીઓ રે. ૨૩

એકાદશ સ્કંધે કહ્યા, સમસ્ત શાસ્ત્રના સાર,
યાદવને શ્રાપ જ થયા, એ હરિના જ વિચાર. ૨૪
ઉધ્ધવ જ્ઞાન ગ્રહીને બદરિકાશ્રમમાં ગયા રે,
ભૂમિ ભાર ઉતારી શ્યામ સ્વરૂપે સ્થિત થયા રે. ૨૫

દ્વાદશ સ્કંધે પરીક્ષિતે ધરીઆં છે હરિધ્યાન,
સાર સુણી શુક મુખ થકી ગ્રહી લીધાં છે જ્ઞાન. ૨૬
રાયે દેહ તજી પરિબ્રહ્મ તણી પ્રાપ્તિ કરી રે,
જેના મિષથી માનવ કૈંક રહ્યા આજે તરી રે. ૨૭

ધન્ય ધન્ય પરીક્ષિત રાયને ધન્ય ધન્ય શ્રી શુકદેવ,
એહ કૃપા શ્રી વ્યાસની, જેને પરમારથની ટેવ. ૨૮
ધન્ય ધન્ય ભારતની ભૂમિને ધન્ય ધન્ય માનવી રે,
ધન્ય ધન્ય એ સંતો જેણે આ સપ્તાહો કવી રે. ૨૯

## સપ્તાહના દિન

સ્યામ સપ્તાહના દિન હો સદૈવ, સદાનંદ સગે રસુ.
વળી દેખું શરીર શુકદેવ, સદોદિત સ્નેહે નર્યું. ૧
મારા પ્રાણો પરીક્ષિત રાય, કાલ એ ચાલ્યા જશે,
પંચ ભૂતો નાં થાય પરિયાણુ, જીવ શિવ મ્હાલ્યા હશે. ૨
મન મોહનમાં માયાઓ લીન, દીનતા ફૂલી ગઈ,
પ્રભુ પ્રેમે નથીરે પરોક્ષ, એ આંખડી ખુલી ગઈ. ૩
ભય ભાગ્યા માયાતિત મંત્ર, સંસાર સર્પ શું રે કરે,
કદી નિત્યના અનિત્યથી સંબંધ, સાચા ના રે ઠરે. ૪
સ્યામ સ્નેહે લ્યો જ્યારે સંભાળ, સાધન સૌ રહેલાં થશે,
દીનબંધુનાં ધામ દિલ મ્હાય, દેખી ઉર ઘેલાં થશે. ૫
જ્યાં રીઝો રમાના નાથ, હૃદય તવ તોષે ભર્યાં,
નથી જોયાં જગતના નાથ, અમ ઉર દોષે ભર્યાં. ૬
સ્યામ શાથી કૃપાઓ એ થાય, એ ઉર જાતો નથી,
મારાં રંક હૃદય રઘુનાથ રાજનાં ભાતો નથી. ૬
રાય રંકોના ભેદ ભગવાન, તમારે દેશે નથી
પરિબ્રહ્મપદે પૂર્ણમાં અશેષ, જીવ-ભાવ લેશે નથી. ૮



## જીવન-શાન્તિ અમૂલ

આપી જીવન શાન્તિ અમૂલ, મોહન એનાં માગો એ આપું હું મૂલ
કરું નીકર નાદારી કબૂલ મોહન એનાં૦ ટેક. ૧
મોહન મૂલમાં મન માયા કહેશો, કયમ આપી શકીશ સમૂળ
અધુરાં રહ્યાં ઋણુ આવતે જન્મે, કરજે કરારે વસૂલ. ૨

અસ્થિર બનો તો હરી લેજો હાથે, એ જન્મ મરણના ફૂલ,
જીવન અંજલિ આજે તો અર્પું, કરજો કૃપાએ કબુલ. ૩
નાથ તમે તો નીરે યે રીઝો, અનુગ્રહ કરતા અતુલ,
માલીક તમે હું મામુલી નોકર, કરૂં આજે આપ્યાની કૂલ્ય ૪
એરે અજ્ઞાનને હરતાં રે હસ્તાં, હરિ લેજો ભેદોની ભુલ.
અનૃણી કરજો મન માયા લઈને, જેનાં ઊંડાં અતિ મૂળ. ૫
લેવું ને દેવું તો દ્વૈતે સમાયુ, અદ્વૈતે કોણ લે દે મૂલ.
મોહન તમને માયામાં જાણું, અસંગ આ કેમ અતુલ. ૬



## સામ્બનાં હાસ્ય

તમે હિમગિરિએ ઘર છે કરેલાં, ગૌરીશ તમે હિમ૦
વરી ઉમા અર્ધાંગમાં ધરેલાં. ગૌરીશ૦ ટેક ૧

આશુતોષ આપને જાણીને જાહ્નવી, સ્નેહેથી શીર પર સરેલાં
રોહીણી–નક્ષત્ર–નાથ ચંદ્રે લલાટમાં, છે શીતળ કીર્ણ પાથરેલાં ૨

નીરે નિતરતાં કમળો સહસ્રદળ, સર્વાંગે ચંદન ચર્ચેલાં
એ સર્વેની શીતથી શરદીમાં આપને, જોઈ મારાં અંતર ડરેલાં. ૩

આવો ને સામ્બ મારે ઉરે ત્રિતાપ છે, છે તૃષ્ણાદિ જ્વાલનાં ભરેલાં
દૂર તમે પામશો તાપ મારા વામશો, સુણી સામ્બે એ હાસ્ય છે કરેલાં ૪

જોયું જ્યાં ઉર ત્યાં, ભવમાં ભરપુર ત્યાં, છે વાત્સલ્ય પૂર પ્રસરેલાં
શંકરને શીત શી ! કિંકરને રીત શો; આ તો આશા આધિન ઉચરેલાં. ૫



મનોહર માયા સબળ થઈ આપે, તણી ગુણ ઓછા વધુ બધે છાપે
પડયા જીવ પડછાયા માત્ર એ ખાપે. ૩
અનુસ્યૂત આપ સદાયે સરવમાં, તેણે જીવ મુકે ન મમતા ગરવમાં
પછી તો પડી ગયા અવર જવરમાં. ૪
ચૈતનના ધર્મો ન જાણ્યા નિરાળા, પડયા એ પડદા પ્રપંચના કાળા,
ખરેખર ખેલ માયા મરમાળા. ૫
વૃથા સુખ માન્યે આનંદ ન આવ્યા, ત્યારે જીવ કંઈક વિવેક જ લાવ્યા,
અરે આ માયાએ માત્ર ફસાવ્યા. ૬
ઓઢેલા અંચળા નાખ્યા ફગાવી, દીધાં મન ઈશ્વર માંહે લગાવી,
આપી જ્યોત ઝબકી એણે જગાવી. ૭
નિત્યાનિત્ય ધર્મ લીધા'છે જાણી, કર્યાં હંસ રૂપે જૂદાં દૂધપાણી,
અહો એ આનંદ આવે ન વાણી ૮



## દીવા જેવા દેખાવ

પ્રભુ દીવા જેવા રે દેખાવ, તમે તો જાગો દીવા જેવા રે૦
જ્યારે ઉરેથી જાય અહભાવ. તમે તો જાગો૦ ટેક૦ ૧
સંતોને શોધવા ના પડે સમષ્ટિએ, એમ અણુ અણુએ વણાવ,
લક્ષો ખૂલ્યું રે તો ય લીલાઓ આગવી, કરતા કરાવતા જણાવ. ૨
અજ્ઞાન અંધારમાં માયાની અંચળે, જ્યોતિ વિના ન જણાવ,
શોધી કઢાડયા રે મેં તો અનુગ્રહને દીવડે, સ્યામ હવે રખે સંતાવ ૩
અખંડ એ દીવડો રાખો આ અંતરે, ન આવે અંધાર અહંભાવ,
આપ અધિષ્ઠાનમાં દીપ પ્રતીક એ, સુવર્ણે ધાટના ઉકાવ. ૪
વારી વારી રે હું તો તારા વિજ્ઞાનને. આંખ આપો તો આવા દેખાવ.



## અમરમાં સર્વે રમતા

અમરમાં સર્વે રમતાં રે, મરતા તો કોઈએ ભાળ્યાં નહીં,
ભૂતોમાં ભૂત સમાયાં રે, સૂક્ષ્મ તો કોઈએ બાળ્યાં નહીં. ટેક ૧
જડમાં જડ જઈ ને મળ્યાં ચેતનને ચેતન આપ,
પરાણે પ્રાણી જઈ પડે, પિંજર મા ને બાપ,
એક દેહે દેહી ન રચ્યો રે, દિલમાંહે દેવ દીઠા નહીં. ૨
નામ રૂપોને બદલવાં પણ સુત્રાત્મા ના બદલાય
વિષય વાડ વચ્ચે વડી, ત્યાં અંતર ના જ ભળાય
વિવેકે વાડયો વીંધી રે, અંતરયામી ઓળખવા સહી. ૩
સદ્ ચિદ્ આનંદ રૂપ છે, ત્યાં આરાધ્યાં અજ્ઞાન,
નીર ક્ષીર જૂદાં કરી હવે, હંસા આપ એ જ્ઞાન,
એ જ્ઞાને જ્ઞાતા જ્ઞેય જ રે, બહારે ભાળ્યો રમતો સહી. ૪
નામ રૂપે જે ભાસતું, એ સર્વે મીથ્યા સોય,
અધ્યારોપ જેમાં થયો એ જોઈ શકે ના કોય,
નજરે એ ક્યાંથી આવે રે, દ્રશ્યો તો સાપેક્ષજ રે સહી. ૫
જોનારો જો જૂદો નહિં તો, ક્યાંથી એ દેખાય,
અનુભવી ઓળખી થયા, એ અમર છે જ સદાય,
એ અમરતી દ્રષ્ટે દેખો રે, અમરમાં સર્વે રમતાં સહી. ૬



## માયાને આપી પ્રસાદી

નિરામય નિર્ગુણરૂપે અનાદિ, થયા ઇશ માયાને આપી પ્રસાદી.નિરામય૦ટેક
માયાએ ઈક્ષણ કરિયાં અસંગે, એકો ઽહં બહુસ્યામ એવે અસંગે
વિંટી લીધાં વિશ્વ વળી વ્યાસંગે. ૧
સંસારે સુત્રાત્મા રૂપે સમાયા, તથાપિ આપ અસંગ ન માયા
જુવે આપ ઓથે આ ખેલ રમાયા. ૨

મનોહર માયા સબળ થઈ આપે,, ત્રણે ગુણ ઓઢી વધુ બધે છાપે
પડયા જીવ પડછાયા માત્ર એ ખાપે ૩
અનુસ્યૂત આપ સહાયે સરવમાં, તેણે જીવ મુકે ન મમતા ગરવમાં
પછી તો પડી ગયા અવર જવરમાં. ૪
ચેતનના ધર્મો ન જાણ્યા નિરાળા, પડયા એ પડદા પ્રપંચના કાળા,
ખરેખર ખેલ માયા મરમાળા. ૫
વૃથા સુખ માન્યે આનંદ ન આવ્યા, ત્યારે જીવ કંઈક વિવેક જ લાવ્યા,
અરે આ માયાએ માત્ર ફસાવ્યા. ૬
ઓઢેલા અંચળા નાખ્યા ફગાવી, દીધાં મન ઈશ્વર માંહે લગાવી,
ઝાંખી જ્યોત ઝબકી એણે જગાવી. ૭
નિત્યાનિત્ય ધર્મ લીધા છે જાણી, કર્યાં હંસ રૂપે જૂદાં દૂધપાણી,
અહો એ આનંદ આવે ન વાણી ૮



## દીવા જેવા દેખાવ

પ્રભુ દીવા જેવા રે દેખાવ, તમે તો જગે દીવા જેવા. રે૦
જ્યારે ઉરેથી જાય અહભાવ. તમે તો જગે૦ ટેક૦ ૧
સંતોને શોધવા ના પડે સમષ્ટિએ, એમ અણુ આણુએ વણાવ,
હશો ભૂલું રે તો ય લીલાઓ આગવી, કરતા કરાવતા જણાવ. ૨
અજ્ઞાન અંધારમાં માયાની અંચળે, જ્યોતિ વિના ન જણાવ,
શોધી કઢાડયા રે મેં તો અનુગ્રહને દીવડે, સ્યામ હવે રખે સંતાવ ૩
અખંડ એ દીવડો રાખો આ અંતરે, ન આવે અંધાર અહંભાવ,
આપ અધિષ્ઠાનમાં દીપ પ્રતીક એ, સુવર્ણે ઘાટના ઉડાવ. ૪
વારી વારી રે હું તો તારા વિજ્ઞાનને, આપ આપો તો આવા દેખાવ.



# શુદ્ધિપત્ર

| પૃ. | પંકિત. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૮ | ભક્તાના | ભક્તોના |
| ૯ | ૨૨ | ધલા | ઘેના |
| ૧૨ | ૧ | કીર્તિએ | વૃદ્ધિએ |
| ૧૨ | ૪ | ખાન છો | માન છો |
| ૬૩ | ૯ | છોઢે | છોડે |
| ૬૪ | ૫ | પિછાપ | પિછાન |
| ૬૯ | ૩ | યે | હૈયે |
| ૭૭ | ૧૬ | રાખ્યા | રોવ્યા |
| ૧૧૨ | ૪ | બેદે ભાવથી | બેદા ભાવેથી |
| ૧૧૨ | ૪ | જીવશિવ | જીવે શિવના |
| ૧૧૩ | ૫ | બોલ્યો | બોલ્યે |
| ૧૧૩ | ૨૩ | વિનંત | વિન તી |
| ૧૧૭ | ૭ | અજ્ઞુત | અદ્દભુત |
| ૧૨૫ | ૧૬ | જશે | જવાના |
| ૧૫૪ | ૯ | લોકોચાર | લોકાચાર |
| ૧૫૭ | ૧૨ | ઉક છો | એક છો |
| ૧૫૯ | ૧૬ | આત્મારામેછે | આત્મારામ છે |
| ૨૦૫ | ૫ | નથી | નકી |
| ૨૦૭ | ૨૧ | થામી | પામી |
| ૨૦૭ | ૨૨ | પામી | થામી |
| ૨૪૨ | ૨૧ | નિરવાધ | નિરવધિ |
| ૨૪૫ | ૧ | દીધ | દીધા |
| ૨૫૭ | ૨૨ | ઓખખે | ઓળખે |
| ૨૭૬ | ૫ | નિમિન | નિમિત્ત |
| ૨૮૦ | ૧૨ | પુણ્યના | અતિ પુણ્યના |
| ૨૮૨ | ૧૨ | હસતાં | હસતા |
| ૨૯૭ | ૨૨ | બરણે રે | બારણે રે |
| ૩૨૨ | ૧ | નદી રે | નહીં રે |

## અખિલ જગતના આધાર

તમે અખિલ જગતના આધાર, હરિ તમે અખિલ૦
એમાં અમારા તે કેટલા ભાર! હરિ તમે૦ ટેક ૧

રાજાધિરાજને કામ કરાવે, કોઇને ન એ અધિકાર,
જીવન–ભાર મેં સોંપ્યા શું સમજી, એના આવે છે વિચાર. ૨

અચિંત્ય શક્તિ મેં અનુભવી અંતરે, દીઠા દયાના ભંડાર,
એણે મેં આશાઓ રાખી અમુલી, જણાવ્યા જીવોના આચાર. ૩

તમે એ ક્ષુનિની આપી ક્ષમા, ને વહી રહ્યા જીવન–ભાર,
અવધિ નથી પ્રભુ એ અનુગ્રહની, પ્રીછું ન પ્રત્યુપકાર. ૪

બિરદની યાદે આ વ્યર્થ વિડમ્બન, તમે ત્રસતના તારણહાર,
અખિલ જગતના આધાર તમે તો, હુ કેમ હોઉં નિરાધાર. ૫

ત્યારે આ તરખડ શેની, શું પૂછો શરમાવી સરજનહાર,
અન્ય નહીં ત્યાં શા અનુવાદો, અભય અંતર અવિધાર. ૬

# સમાપ્ત

# શુદ્ધિપત્ર

| પૃ. | પંક્તિ. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૮ | ભક્તાના | ભક્તોના |
| ૯ | ૨૨ | ધલા | ઘેલા |
| ૧૨ | ૧ | કીર્તિએ | વૃદ્ધિએ |
| ૧૨ | ૪ | ખાન છો | માન છો |
| ૬૩ | ૯ | છોઢે | છોડે |
| ૬૪ | ૫ | પિછાપ | પિછાન |
| ૬૯ | ૩ | ચે | હેયે |
| ૭૭ | ૧૬ | રાખ્યા | રોળ્યા |
| ૧૧૨ | ૪ | ભેદે ભાવથી | ભેદે ભાવેથી |
| ૧૧૨ | ૪ | જીવશિવ | જીવે શિવના |
| ૧૧૩ | ૫ | બોલ્યો | બોલ્યે |
| ૧૧૩ | ૨૩ | વિનંત | વિનંતી |
| ૧૧૭ | ૭ | અભુત | અદ્ભુત |
| ૧૨૫ | ૧૬ | જશે | જવાના |
| ૧૫૪ | ૯ | લોકોચાર | લોકાચાર |
| ૧૫૭ | ૧૨ | હેક છો | એક છો |
| ૧૫૯ | ૧૬ | આત્મારામેછે | આત્મારામ છે |
| ૨૦૫ | ૫ | નથી | નકી |
| ૨૦૭ | ૨૧ | ચામી | પામી |
| ૨૦૭ | ૨૨ | પામી | ચામી |
| ૨૪૨ | ૨૧ | નિરવાધ | નિરવધિ |
| ૨૪૫ | ૧ | દીધ | દીધા |
| ૨૫૭ | ૨૨ | ઓખખે | ઓળખે |
| ૨૭૬ | ૫ | નિમિત્ર | નિમિત્ત |
| ૨૮૦ | ૧૨ | પુણ્યનાં | અતિ પુણ્યનાં |
| ૨૮૨ | ૧૨ | હસતાં | હસતા |
| ૨૯૭ | ૨૨ | બરણે રે | બારણે રે |
| ૩૨૨ | ૧ | નદી રે | નહીં રે |

## શ્રી. દૂરકાળજી-રચિત મુખ્ય ગ્રન્થો

### થોડાંક છુટ્ટાં ફૂલ

આકર્ષક મૌલિક નિબંધો ને એક વાર્તા કિં. રૂ. ૧ (અલભ્ય)

### ઝરણાં ટાઢાં ને ઊન્હાં

કાવ્યોનો સંગ્રહ ને સ્નેહ-સરિતા
કવિતા ઉપર નિબંધ સાથે કરુણ પ્રશસ્તિ કિં. રૂ. ૧ા

### સ્વરાજ્ય ને સંસ્કૃતિ

બન્ને વિષયો ઉપરનો શાસ્ત્રીય સર્વ સમાધાનવાળો આકર ગ્રન્થ રૂ. ૨)

### પોયણાં

પોયણાં હળવી શૈલિમાં વિનોદમયાં જ્ઞાનપ્રચૂર નિબંધો રૂ. ૨)

### અમી

મનોહર પ્રસાદમય શૈલિમાં લખાયેલો નિબંધિકાનો લોકપ્રિય સંગ્રહ રૂ. ૧ાા

### સાત લીલા નાટકો

ચાર પૌરાણિક ને ત્રણ આધુનિક અવનવાં નાટકોનો સંગ્રહ રૂ. ૩)

### ગીતા કૌમુદી

ગીતાજીના અભ્યાસને આવશ્યક ને અતિ ઉપયોગી ગ્રન્થ રૂ. ૧)

### નન્દિની

હળવી શૈલિમાં ગંભીર ને ગંભીર શૈલીમાં હળવા નિબંધો રૂ. ૪)

---

## ગં. સ્વ. સુભદ્રા બ્હેન પ્રેમુના કાવ્યગ્રન્થો

### અંજલિ

ભગવદ્ ભક્તિનાં સુન્દર કાવ્યોનો સંગ્રહ પૃ. ૩૧૮ કિં. રૂ. ૧ાા

### અંજલિ બીજી

નવાં ભક્તિ તથા પ્રેરણાનાં ઊર્મિકાવ્યો તથા બોધક કાવ્યનો સંગ્રહ પૃ. ૩૬૦ કિ. રૂ ૨) બન્નેને પાકાં પૂઠાં.

આ ગ્રન્થો જાણીતા પુસ્તક વેચનારાઓને ત્યાંથી અથવા પ્રકાશકને ત્યાંથી કે નીચેને સ્થળેથી મળશે.

આસ્તિક સાહિત્ય કાર્યાલય
૧૬૪૬, આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ.